# ગંધાતો ગુલાબ.

(એક પારસી સંસારી વાર્તા.)

લખનાર:—ડી. એન. પટેલ, જી. બી. વી. સી.
તે
વેલાતના કાળાં મેંઢાં; ક્લિયોપેત્રા; ઓરતના ગુલામ; નખોદાબાદ, વિગેરે પુસ્તકોના કર્તા.

પ્રગટ કરનાર, મી૦ દીનશા એ. કરકરયા તે ઢાંગ-સાંગ ચોપાન્યાના માલેક અને અધિપતી. ઢાંગાંસાંગ વારતામાળા નંબર વન, ટુ, અને થ્રી, વિસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો ઓરત, જીવપર જોરાવરી, ભાઈ કે કસાઈ, ઘડી ચપકો, પીકચરો સાથની પાક ખોરદેહ અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક, બાજધરણાંનાં અવસ્તા, એક પથ્થરના પ્રતાપ, દુનિયાં કે દોજખ, શીરીનની કાહાંણી, વિગેરેના પ્રગટ કર્તા.



આ વાર્તાની ચોપડી ડા૦ ધનજીભાઇ ન. પટેલે ન્યુ ફોરાસ રોડ, એડવર્ડ બીલ્ડીંગમાંથી લખી છે, અને મી૦ દીનશા એ. કરકરયાએ મુંબઇ, ગ્રાંટરોડ માણેક પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી અને ત્યાંથીજ પ્રગટ કરી છે.

નવી દુકાનનું નવુંજ કામ.

# જરથોસ્તી આલમની

પેટ્રોનેજ તળે કામ કરતા




## જગમોહનદાસ રૂગનાથદાસની કું.

૨૪૮—૫૩, શેખમેમન સ્ટ્રીટ, મુંબઇ.

તારનું સરનામું "સોના ચાંદી" મુંબઇ.

મશીન પોલીસની શરૂઆત કરનાર અને આ

ધંધાને એક ફેશનેબલ ધંધાની

સપાટીપર લાવનાર

## પહેલા પાયોનીઅર

---

# કાનજી માલજી ઝવેરી.

---

અબદુલ રહેમાન સ્ટ્રીટ, ઘર નં૦ ૪૦૬—૪૦૮.

ટે૦ નં૦ ૭૮૨, મુંબઇ નં૦ ૩.

**છેલ્લામાં છેલ્લી ફેશનના ચોખ્ખાં સતાણું**

**ગીની તથા ઝવેરાતના દાગીના વેચનાર**

**તથા ઓરડરથી બનાવનાર.**

બાનુઓ તમારે માટેજ આ
બધો ઘરનો સંગાર છે
જેમાં સાડીઓ
ઉંચી રાખવા
માટે
સરશ

આવો પીઓ અને જુઓ.

જેવી
સગવડ
વાળી ચીજો
બીજી કોઈ નથી
પૈસા એ સગવડ છે
અને સગવડ એ મો-
ટામાં મોટું સુખ છે.
દરેક આદમીઓએ પોતાના ફાયદા
માટે સુખ મેળવવું જોઇએ અને
જો પેહલું સુખ માંગતા હોય તો તે
તમારા ચુલા છે, જે ચુલા બોસ સ્ટોવને
નામે જાણીતા છે અને તે—

# એલ રાય સંપત.

શો રૂમ ન્યુ ક્વીન્સ રોડ—ઓફીસ એપોલો સ્ટ્રીટ.

મધે જોઇ શકાય છે. આ ચુલાઓની સગવડ જોવાનું કામ—મેહરબાન બાનુંઓનું છે અને તેઓને હમારા ક્વીન્સ રોડપર આવેલા શો રૂમમાં પધારી ખાત્રી કરી લેવાની છે કે જયાંથી પીતલનાં પલંગો અને અપ-ટુ-ડેટ બચ્ચાંઓ માટે પાળણાંનો મોટો સ્ટોક જોવાને ખુલ્લો મુકેલો છે.

# ડા૦ દુબલનાં જાણીતાં ઔષધો.

**અમારી દવાનો ચમત્કાર ૨૪ કલાકમાં માલુમ પડી આવે છે.**

હરસ, મસા, ભગંદર, કંથમાળા, સારણગાંઠ, સંગ્રહણી, ત્થા અતીશારનો રામ બાણુ ઉપાય. હરશ મશામાંથી જતું લોહી, અતી પીડા દશ મીનીટમાં બંધ કરી દરદને સારૂં કરે છે. હજારો સરટીફીકેટ મળેલાં છે.

ખાસ સ્ત્રીઓ માટે— નાઇટ પીલ્સ.

ચહેરાપર થતા ખીલ, પડતા ડાઘ માટે ચમતકારીક દવા ઓ— કીં૦ રૂ. ૧૫.
બીજો નંબર રૂ. ૧૦.

**બાલ કદી ન ઉગે એવી દવા.**

પેહલો નાં૦ રૂ. ૧૦.
બીજો નાં૦ રૂ૦ ૬.
સેમપલ તોલા બેના રૂ. ૫.
વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

આ દવાનો ચમતકાર ફકત ૦ા કલાકમાં જણાઇ આવે છે. શ્રીમંતો અને અમીરો માટે—
આ દવા અજબ ગુણકારી છે.
૧ ગોળીનાં નાં૦ ૧ લાના રૂ. ૩.
૧ ગોળીનાં નાં૦ ૨ જાના રૂ. ૨.
મળવાનો ટાઇમ—
સહવારે ૮ થી ૧૦ાા (સ. ટા.)

મલો અથવા લખો—ગીરગામ ત્રામ ટરમીનસ મુંબઈ.

**પ્રમાણીક ધંધાદારીનો**
**પ્રમાણીક ઉદ્દયોગ.**

ઉંચા દીઝાઇનનું ફરનીચર
બનાવવું હોય તો મળો
ગોવાલીયા તલાવપર
**ફરાંમરોજ એન્ડ સન્સને**
આ ફર્મમાં કુશળ કારીગરો
ની ખાસ દેખરેખ હેઠળ
લગનનું—ઓફીસનું—તથા
ઘર સંસારના સાધારણ
ખપનું "ફરનીચર" બને છે.
હમો મીશન સ્કુલો, હોસપી
ટાલો, તેમજ બીજાં ધર્મ
ખાતાંનો ચાલુ ઓરડર
હમો પુરો પાડીયે છૈયે.
ગમે એવા "ઉતાવલા
ઓરડર" ઘણી ઝડપથી
પુરા કરીયે છૈયે, કારણ—

ફરામરોજ એન્ડ સન્સ

**હમારા કામ**
**ની—**
**"સરટીફીકેટ"**
**તે—**
**હમારી વરષો**
**થયા "ઠીકતી**
**આંટ" ઉપર**
**થી—**
**મલી આવે છે.**

ગોવાલીઆ તળાવ
મુંબઈ.

**હમો "ઓઇલ એનજીનથી ચાલતી મશીનરીથી"**

**કામ કર્યે છૈયે. એક નાના ઓરડરની સુભ પહેલ**

**કરશો, તો હમારી "ઉંચ પ્રકારની કામ કરવાની"**

**રીત સહેલાઇથી સાબેત થશે.**

બો
ર
બે
ટા
ઇ
લ
મા
ર્ટ.

૨૧, ફેંક
આર્ટ,
મુંબઇ.
ટેલીગ્રાફ
એડ્રેસ,
"ઇમામી."

પ્લીઝ, તમોએ બોરબે ટાઇલ માર્ટનું નામ સાંભળ્યું છે?

સાંભલોજી!

એનાં પ્રોપ્રાયટર,

મી૦ ગુલામઅલી ગુલામહુશેનનું કહેવાનું એવું છે કે જ્યારેબી તમુને તમારાં ઘરો, બંગલા, વાડી બાગ, બગીચા બનાવવા માટે ટાઇલ મારબલ કે સ્ટીલની શીલીંગો જોઇએ અથવા કોન્ટ્રાકટરની જરૂર પડે ત્યારે એવન ની એકજવાર મુલાકાત લેવાથી તમારી ખાત્રી થશે કે આ ફર્મ મુંબઇમાં તેમજ કોઇ દેશાવરમાં પણ તમારૂં કામ કરી આપવાને સામર્થવાન છે. ફકત એકજ ત્રાયલ ઓરડરથી તમોને સંતોષ આપશે. મલો અથવા લખો.

પ્રોપ્રાયટર,

**ગુલામઅલી ગુલામહુસેન.**

ગોવીંદજી વસનજીની

હાજી :—

ગોવીંદજીનું નાંમ સાંભળતાંજ મીઠાઇથી મોઢું મીઠડું થઇ જાય તો પછી મીઠાઈ ખાવાથી તો મોઢાંમાં બટ બટા છુટતા હશે! નહીં વારૂં? ત્યારે! ગોવીંદજીની વરસોની મેહનત અને જમાનાનો અનુભવ શું ત્યારે અમથોજ કે? બાનુઓ તો મીઠાઇપરનો મારકો જોય ને જોય કહે કે હું; ગોવીંદજીની કે હું; લાવની જોઉં એજ હા—એજ,

# મીઠાઇ!

ચીરા બજાર અને ગ્રાંટરોડ.

હમારી મીઠાઇઓ તઇયાર મળે છે તેમજ વરદીની માંગો તેવી બનાવી આપ્યે છીએ.

૬૦ વરસના જુના અને જાણીતા
સોનાં, ચાંદી અને ઝવેરાતનાં
દાગીનાંના વેપારી.

# નરોતમદાસ ભાઉ
# ઝવેરી.

અમારે ત્યાં દરેક કોમને લાયક મનપસંદ
દાગીના મોટા જથ્થામાં તઇયાર રહે છે.

સોની
નરોતમદાસ ભાઉ
ઝવેરી.
શેખમેમન સ્ટ્રીટ,
મુંબઈ.

બાહેરગામના ઓરડરો વી. પી. થી મોકલ્યે છીએ.

ટેલીફોન નંબર ૫૬૬૫. મુંબઈ નંબર ૨.

ડા૦ વામન ગોપાળનો જગ
પ્રસીદ્ધ આયોડાઈઝીડ
સાર્સા પરિલા હરેક
ગરમીનાં દરદો
માટે ઉતમ
જણાયલો
છે આ

**જાણીતો સાર્સા પરિલો.**

ની
ફકત ૪
બાટલીઓ ઉ
પયોગમાં લેવા
ખાસ ભલામન છે.

 ગમે એવાં દરદો ઉપર એક રામબાન દવા તરીકે આ સાર્સા પરીલા ઘણી અજમાયશ પુરવક તઈયાર કીધેલો છે. ચામડીનાં બીકટ દરદો જે જડ ઘાલી બેઠાં હોય તેઓ માટે એના જેવી બીજી અકસીર દવા બીજી કોઈ જોશો નહીં. સેંકડો સરટીફીકેટો ઉપરાંત સુના રૂપાંનાં ચાંદો મેળવવા ફતેહમંદ નીવડેલું આ સાર્સાપરિલા સર્વેને જગપ્રસિદ્ધ છે એની સીફારસ વધુ ન કરતાં ફકત એકજ બાટલીનો ઉપયોગ કરી ખાત્રી કરો.

દેશાવરનાં ઘરાકોને માલ વી. પી. થી મોકલવામાં આવશે.

૪ બાટલીની કીંમત રૂા. ૪ાા.

મલવાનું ઠેકાણું—

ઠાકોરદ્વાર—મુંબઈ.

## ગૌતમરાવ કેસવ અને સન.

# શાદીના શુભ પ્રસંગ ઉપર લગનનો વાગો ખરીદવાનું

એક

## ભરૂસેદાર ખાતું

ચીનાઈ અને જાપાનીસ રેશમી કાપડની જાણીતી દુકાન.

હોરનબી રોડ




કોટ મુંબઈ.

—Dr. CARL'S—

# AGUE SPECIFIC.

A CERTAIN REMEDY FOR ALL FEVERS.



Dr. MCPHAEL'S

## NERVO VITALO PILLS.

*THE FINEST BRAIN AND NERVE TONIC.*

---

# M. T. MADON & Co.

---

FAMILY AND DISPENSING

## CHEMISTS.

24–26 Abdul Rehman Street

BOMBAY.

# હમારૂં ૧૮ મું વૉલ્યુમ.

આ અઠારમાં પુસ્તકનો દીબાચો લખતાં હમારાં આગલાં ૧૭ પુસ્તકોનાં લખાયલા દીબાચાઓ આજે યાદ આવે છે. જે દીબાચાઓને ફરીથી ઉઠલાવતાં હમારી ખાત્રી થઇ છે કે આ સાહીત્યનું શુભ કામ પુર બાહરમાં ખીલી નીકલ્યું છે. સાહીત્ય તરફનાં હમારા અથંગ ખ્યારમા, તેવાજ સાહીત્યનાં શોખીન જીવડાઓ હમારી જોડમાં હમારી મદદ માટે સદા ઉભેલા છે. જેથી હમારૂ કામ કેવું અને કેટલું પાર પડયું છે તેનો તોલ કરવાનું તેવાજ સાહીત્યનાં શોખીન વાંચકોનું છે. આજે વળી એક તેવાજ બીજા લેખક બીરાદરની વાર્તા હમોએ પ્રગટ કરી બાહેર પાડી છે. આ વાર્તાના લખનાર વીદવાન ડા૦ ડી. એન. પટેલ છે. ચોપડીનાં પ્રગટ કર્તાનો મુલ હેતુ એવો છે કે વિખ્યાતી પામેલા લેખકોના લેખો છાપી પ્રગટ કરવા અને તેઓનાં દરજજા પ્રમાણેનું માન આપતાજ રહેવું. આજે પારસી સાહીત્ય જે રીતની ઉંચ્ચાઇની ટોંચે પોંહચતું જાય છે તેવા સમય આ હમારૂં 'પબલીશીંગ' ખાતું વાંચક વર્ગને આવકારદાયકજ જણાશે.

આ ચોપડીને અર્પણ કરવાનું માન, પારસી કોમના મોટા વીશ્વાસ પામેલા અને લેખક મંડળના એક બુઝરોગ પીતા તરીકે જાણીતા થયલા માહરા માનવંત મીત્ર, શેઠ જાંહગીર બેરાંમજી મરઝબાનને આપવામાં આવ્યું છે. આ હમારાં રૂડાં કામથી લેખક અને પ્રગટ કર્તા બન્ને શોભા મલશે એમાં શક નથી.

માણેક પ્રિન્ટીંગ પ્રેસ,
આંટરોડ, મુંબઈ.
તા૦ ૧-૫-૧૮.

લા૦ દુવાગીર સેવક,
દીનશા એ. કરકરયા.

# અર્પણ.

આ પુસ્તક મારે કોણને અર્પણ કરવું તેના વિચારમાં હું પડયો !

મારી નાકેસ કલમનુ આ પરીણામ હું કોણની જનાબમા ધરૂ ?—ગુજરાતી કલમબાજીના આજે ઉભાઇ જતા ઢગલામા આ મારો નજીવો ફાલો, પારસી સાહિત્યના કોઇ સાચ્ચા સરદારનેજ અર્પણ કરવો, એમ મે નકકી કરયું.

તી–તી–તાબરડી જેવા તરજુમા કરનારા 'ઓગ-રીજીનલ' એખરા-માસ્ટરો ; ચાર દોઢીઆંની ચાલીસ કૉલમ ચિત્રી કાહડનારા ચુલબુલયા ચરચાપત્રીઓ ; પોતાને મોહડે કવી બની નિકલેલા કવેશ્વરો અને રમુજનાં ઓઠાં હેઠલ રદબાતલ તારી-મારી કરનારા ટિનપાટયાઓ વચ્ચે આજે એવો એક કોણ કસાયલો કલમકસ મોજુદ છે, કે જેને હેટભરયાં વાહુલથી મલવામા, અને માન સાથ સલાંમ કરવામા હું મોટાઇ સમજું ?

એવા એક કલમબાજનુ નામ મને તુરતજ જડયું છે. અરધી સદી સુધી ઇંગ્રેજી–ગુજરાતી છાપાઓમા જીંદગી રગડોળી આજે ૭૦ વરશની વયેબી ટકોરા બંધ કલમ ચલાવી રહેલા, ત્રીસ ત્રીસ પુસ્તકોના લેખક તરીકે, તમામ પારસી લેખક મંડલને મુખડે આજે ઓસ્તાવર ઉભેલા—

'બુઝોર્ગ મોટાબા જહાંગીર મરઝબાંન'

તમારી બિનહરીફ કલમબાજી માટેના મારાં માન અને વખાણની નિશાણુમા આ મારૂ નાહનું પુસ્તક હું તમુને અર્પણ કરૂછુ.

[signature]

# એક મિનીટ !

પ્રિય વાંચકો,

વારતા અને કાંહાંણી કિસ્સાના પુસ્તકોમા દીબાચા હોવાજ જોઇએ, એમ હું માનતો નથી. હું એટલુંજ કેહવા માંગું છું, કે આ એક પુરાણા કિસ્સાને નવે નામે અને નવે વેશે, વાંચક વરગ માટે પ્રગટ કરવાની મી૦ દીનશા કરકરયાએ પોતાની ખુશી મને જણાવી, તે ઉપરથી એ ભાઇની મરજીને અનુસરી આ વારતા પ્રગટ કરવાનો સેવકે હક આપ્યો.

ભાઈ દીનશાહ એદલજી કરકરયા આજ થોડાંક વરશ થયાં પારસી સાહિત્યની સેવા બજાવવા હાંમ ધરી બાહાર પડયા છે. એ ભાઈએ આજ સુધી લગભગ અહાર પુસ્તકો પ્રગટ કીધાં છે. એક 'પબ્લીશર' તરીકે પોતાની પ્રતિષ્ટાને વધારવા એવણુ ખંતથી એ કાંમની પાછલ લાગ્યા છે. પોતે પ્રગટ કરવા ધારેલાં પુસ્તકો 'ટીપ–ટાપ' અને ફાંકડાંજ જોઇએ, એ મી૦ કરકરયાનો એક પબ્લીશર તરીકેનો મુદ્રાલેખ થઈ પડયો છે. એવા સહાસિક પ્રયાસને લીધેજ, મારા મીત્રો ભાઇ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાંન, તેમજ મી૦ રૂસ્તમ પેસ્તનજી મસાંનીએ એ ભાઇને 'પારસી–મેકમિલન' તરીકે ઓલખાવ્યા છે.

એવા એક સહાસિક પારસી પબ્લીશરના કાંમમા

હરેક સગવડ કરી આપવાની મેં મારી ફરજ વિચારી છે, અને પરીણાંમમા આ ગંધાતા ગુલાબની વારતા, નવે રૂપે એવણે પ્રગટ કરી છે.

ગંધાતા ગુલાબની આ વારતા માટે હું વાંચકોને સેહુજબી સિફારસ કરવા માગતો નથી. ફકત એટલોજ ઈશારો એ વારતાના બાબમાં કરવા માંગું છું, કે આ વારતા જ્યારે મેં પ્રથમ પ્રગટ કરી હતી, ત્યારે તે વખતના દેશી છાપાના સરકારી રીપોર્ટરે એ વારતાની તારીફમાં જે સિફારસભરેલો રીપોર્ટ સરકાર જોગા પોતાના ત્રીમાસિક રીપોર્ટમાં કીધો હતો, તે મારા મરહુમ મિત્ર, મી૦ કેખશરૂ નવરોજી કાબરાજી (તે વખતે રાસ્ત ગોફતારના અધિપતિ) ના વાંચવામાં આવ્યાથી, એ વારતાનો 'રિવ્યુ' પોતાના છાપામાં લેવા માટે મરહુમે મારી ઉપર એક પત્ર લખી તલાશ કરી હતી. મરહુમ મી૦ કેખશરૂ કાબરાજીનુ તે પત્ર મી૦ કરકરયાના જોવામા આવ્યાથી, મરહુમનો તે હસ્તલેખ આ પુસ્તકમા રજુ કરવાનો એવણે ખાએશ દેખાડી, અને તે ખાએશને અનુસરી આ પુસ્તકમા તે લેખ રજુ કીધો છે.

લા૦ દુવાગીર,
ધ. ન. પટેલ.

મુંબઇ, ફોરાસ રોડ,
એડવડ બિલ્ડીંગ,
૨૧ મી એપ્રીલ ૧૯૧૮.

# ગંધાતો ગુલાબ.

## પ્રકરણ ૧ લું.

### મધ રાતે મોહુકાણુ!

સુમાર ડીસેંમ્બર મહીનાની અધવચનો હતો. વખત પાછલી રાતના સેહજ આગલા ભાગનો હતો. ગુલાબી ઠંડી કકડતી પડતી હતી. પરેલના ધોરી રસ્તા ઉપરની ગ્યાસ લાઇટની બતીઓ ઝાંખી પડી ગઇ હતી. વખત મોડી રાતનો હોવાથી રસ્તો એકાંત ઉજજડ જેવો બની ગયો હતો.

એવે સમે, પરેલના એક ધોરી રસ્તાની સડક ઉપરથી, રાતની કકડતી ઠંડી વચ્ચે, એક વિકટોરીયા ગાડી ધીમે ધીમે દાદરની પોલીસ ચોકી આગળ જઇ ઉભી. વિકટોરીયાવાલો દેખઇતી રીતે હેબતી ગયલો દેખાતો હતો. જો બતીના ઉજાસમાં તેનો ચેહરો કોઇ જુવે, તો જરૂર તે ફિકકો ફ્ચ પડી ગયલો જણાઇ આવે, એવો થઇ ગયો હતો.

દાદરની પોલીસ ચોકી આગલ જઇ પુગતાંજ તેણે પોતાની ગાડી ઉભી રાખી, અને પોલીસ ચોકીના દરવાજાની અંદર નજર કરી, તેણે બુમ પાડી:—

" અબે જમાદાર! ઓ જમાદાર! ઓ જમાદાર સાહેબ! અરે કોઇ હયે ઇયા નહી! હવાલદાર! ઓ હવાલદાર!—

"કોણુ હાયેરે? કાયે સાંગતોસ! રાતરી દોન વાજતા એ કાયે કિટકિટ લાવલી?" જુકતી હાલતમાં જાગી ઉઠી, એક સિપાઇ દાદાએ જવાબ દીધો.

"અરે હવાલદાર સાહેબ, જરા ઇકરે ઇયા દાદા! એ કોણુ સા—ની માજી વિકટોરીયા મધી બસુન ખુન કેલા!!"

કાયે રે! કાયે સાંગતોસ? કોણી ખુન કેલા? કોણાચા ખુન ઝાલા!!"

દાદર પોલીસ સ્ટેશનવાલા હવાલદારનો ઉંઘમાંથી ઉઠી જવાબ દેતાં જીવ ગીયો, પણ ખુનનું નામ સાંભળતાંજ ડોળા ફાડી વિકટોરીયાવાલાને, ઇન્સપેક્ટર સ્મીથ પાસ તે માળ ઉપર લઇ ગયો. ઇન્સપેક્ટર સાહેબ આગલ વિકટોરીયાવાલા વજીર મીયાંએ નિચલી ફરીયાદ નોંધાવી:—

"આજ રાતે બાર વાગાને સુમારે હું મારી ગાડી છોડવા કોટમાંથી ભિંડી બજાર તરફ જતો હતો, તેટલાં રાજાબાઇ ટાવર આગલ "ઘાસલેટ" ના ફાનસ પાસ ઉભા રહેલા એક પારસીએ મને બોલાવી, મારી ગાડી ઉભી રખાવી."

"તે એક આદમીને પકડી ઉભો હતો. તેણે મને કહ્યું, કે આએ માનસ છાકટો થયો છે, તેને ઘેર પોંહચાડી દે મેં તેને પુછ્યું, શું એ તમારો દોસ્ત છે? તેને જવાબ દીધો: નહીં. એ ફુટ પાઠ ઉપર પડેલો હતો, અને મેં એને જેમ તેમ ઉઠાડી ઉભો રાખ્યોછ. તેવામાં પેલા છાકટાએ પોતાનું મોહોડું ફેરવ્યું, એટલે પેલા પારસીએ તેનો ચેહરો લાઇટના ઉજાસમાં જોઇને તેને પીછાનિયો, અને તેજ વખતે તેને ત્યાંજ પડતો નાંખી, તે ચાલી ગીયો."

"આગલ કાંહાં ગીયો?" ઇન્સપેક્ટરે સવાલ કીધો.

"બોરી બંદરના 'ઠેસન' તરફ." વિકટોરીયાવાલાએ જવાબ દીધો, અને આગલ બોલવા લાગ્યો. "પેલો છાકટો પારસી જે ફાનસને અઠીંગી ઉભો હતો, તે બકબકવા લાગ્યો કે 'દાદર

ચલાવ.' તેને ગાડીમાં બેસવાના ઘણા ફાંફાં મારીયાં, પન ઘણો પીધેલો હોવાથી, તે ગાડીમાં ચહડી શકિયો નહીં. મેં તેને નિચે ઉતરી જેમ તેમ મારી વિકટોરીયામાં નાંખિયો, અને જેવો હું ઉપર ચહડી મારી ગાડી હાંકતો હતો, તેવામાં પેલો પારસી પાછો મારી સાંમે આવી ઉભો."

મેં તેને જોતાંજ પુછ્યું:—"તમે આયા તો ઠીક થયું." તેને જવાબ દીધો:—"હું એને ઘેર પોહોંચતો કરસ.' એમ કહી તે મારી વિકટોરીયામાં ચહડી બેઠો, અને મને દાદર તરફ હાંકવા કહ્યું. મેં તુરતજ ગાડી દોડાવી. રાણીનો બાગ મુકી જરા આગલ જતાં તેને પાછી ગાડી ઉભી રખાવી, અને નિચે ઉતરી પડી, તે બોલ્યો:—"એનાં ઘેરમાં રખે એની ફજેતી થાય, તેથી એ શરમાયેછ! એને મારી સાથ પોતાને ઘેર જવા ગમતું નથી! હું પાછો કોટમાં જવસ, તું એને દાદર લેઇ જા."

મેં પુછ્યું: 'દાદર પર કાંહાં લેઇ જાઉ સાહેબ?' તેને મને જવાબ દીધો:—"ઠેસનના રસ્તા ઉપર. પણ તું ત્યાં પુગસે, તેટલાં તો એ હુશીઆર થઇ જસે, અને તું જો એને પુછશે, તો એ તુને બરોબર ઇધાંની આપશે."

તેને "એમ કહી, ગાડીમાં પડેલા પારસીને હિલવી, તેને સાહેબ મેહરબાન કરી, 'મને ગાડી ભાડાંના તન રૂપીઆ આપી પોતે ભાએખલા તરફ ચાલવા માંડીયું, અને મેં દાદરના 'ઠેસન' તરફ મારી ગાડી હાંકી. દાદરના 'ઠેસન' આગલ ગાડી ઉભી રાખી, મેં પેલા છાકટા પારસીને એ ચાર વખત પુછ્યું, પન તેને મને કાંઇબી જવાબ દીધો નહિ, હું નિચે ઉતરિયો. તે પોતાના મોહડાં ઉપર રૂમાલ ઢાંકી ગાડીનાં એક ખુણાંમાં અઢેલાઇ પડેલો હતો. તેનાં મોહડાં પરનો રૂમાલ ખેંચી કાહાડો,

મેં તેને ઉઠાડવા તેના ખભાં ઉપર હાથ નાંખી હિલવીયો, તો તે મરી ગયેલો હોયે એમ મને લાગ્યું, અને તેથી તુરતજ હું વિકટોરીયા લેઇ હિયાં આયો."

ઇન્સપેકટર સ્મીથે વિકટોરીયામાંથી પેલા પારસીની લાસ બાહાર કહડાવી ચોકીમાં મુકાવી, અને તેણે તુરતજ ડાકટરને તેડાવી મંગાવ્યો. ડાકતરે આવી તપાસ કરી જણાવ્યું :—કે "એ પારસી તો બિલ્કુલ મરી ગયો છે, પણ તેના મોહડાંપર ઢાંકેલા રૂમાલમાંથી "કલોરોફોર્મ" નો વાસ આવે છે."

મરનારનું કદ પાતલું અને મધિયમસર ઉંચું હતું. તેનો ચેહેરો સામલા રંગનો હતો, અને દીલમાં કાલો ડગલો, તથા સુફેદ પાતલુન અને વારનીસના બુટ હતાં. તેના ગજવાં માંથી તેના નામનો કાર્ડ કે કાગજ કાંઇબી તલાશ કરવા છતાં નિકળ્યાં નહી, તેમજ તેના સદરા કે બદીઆંન ઉપર કાંઇ નામ વટિક પાડેલું નહિ હોવાથી, તેનું ખરૂં નામ શું છે, તે માલમ પડયું નહી. પણ મરનારના મોહડાં ઉપરથી કલોરોફોર્મ છાંટેલો રૂમાલ જે મલ્યો હતો, તે ઉપર તપાસ કરતાં "કે. કે." (K. K.) એવી નિશાણી, લાલ હરફે સિવેલી માલમ પડી. ખુન કરનારે જો પોતાનો રૂમાલ વાપડેલો હશે, તો જરૂર એ ઉપરથી મુંબઇની પોલીસ તેને શોધી કાહાડયા વગર રેહનાર નથી, એમ ડાકટરે પોતાનો વિચાર ઇન્સપેકટર સ્મીથને જણાવ્યો,

ઇન્સપેકટર સ્મીથે આ ખબર પોતાના સુપ્રીન્ટેન્ડંન્ટને જણાવી, અને ડિટેકટિવ પોલીસ, બીજે દીવસે આ ખુનનો પત્તો મેળવવામાં રોકાઇ ગઇ, તથા મરનાર પારસીની લાસ ઉપર વળતે દીવસે સહવારના જયુરી ભરાઇ.



## પ્રકરણ ૨ જું.

---

### જ્યુરી આગલ પડેલી જબાંની.

મરનારનાં ખિસાંમાંથી નિચલી ચીજો મળી આવી હતી, જે કોરોનરની ટેબલ ઉપર ઇન્સપેક્ટર સ્મીથે મુકી હતી.

૧. રોકડા રૂપીઆ વીસ.

૨. એક સફેદ કલોરોફાર્મથી ભિંજાએલો રૂમાલ, જેની ઉપર "કે. કે." (K. K.) એવા હરફોની નિશાણુ, દોરાથી પાડેલી હતી.

જ્યુરીમાં તપાસ ચાલી. ડિટેકટિવ વાસુદેવ ફડકે પણ ત્યાં હાજર રહયો હતો, અને જ્યુરી સમક્ષ જેબી જબાંની પડતી, તેની તે કાંઇક નોંધ લેતો, અને સાક્ષીઓને તે ખુબ ધ્યાંનથી સાંભળતો હતો, કે જેથી આ ખુનનો પત્તો શોધી કાહાડવાનું કાંમ, તેને કોઇબી રીતે સેહલ થઇ પડે.

પેહેલી જબાંની વિકટોરીયાવાલા વજીર મીયાંની લેવાઇ. તેણે જે જબાંની ઇન્સપેકટર સ્મીથને ગઇ રાત્રે લખાવી હતી, તે પ્રમાણેજ કોરોનર આગલ બોલેબોલ તેણે પાછી કહી, અને કોરોનરે તેને સવાલ કીધો:—

સ૦ પેલા પારસીનો ડગલો કેવો હતો?

જ૦ સફેદ ડગલો હતો સાહેબ.

સ૦ તેનો ચેહેરો તેં જોયો હતો?

જ૦ નહી સાહેબ. મારી નજર ઘણી ખરી મરનાર ઉપર હતી, તેથી મેં તેનો ચેહેરો જોયો નહીં.

સ૦ તોબી તારી નજરમાં જેબી હોયે તે જણાવ?

જ૦ રંગે તે જરા ગોરો હતો. તેને થોડી આછી આછી મુછ હતી. કદે તે જરા ઉંચો હતો.

સ૦ તેં જ્યારે તેને એમ પુછીયું, કે મરનારને તે ઓલખેચ કે નહી, ત્યારે તેણે શું જવાબ દીધો?

જ૦ તેણે કહ્યું, કે તે તેને બિલ્કુલ ઓળખતો નથી, અને ફુટ પાઠ પર તેને પડેલો જોઇ, જેમ તેમ તેને ઉભો કીધો છે.

સ૦ પણ પાછલથી તેણે તેને ઓલખિયો કે?

જ૦ હા સાહેબ. અને તેને ઓલખતાજ તે તેને પડતો નાંખી તે બોરી બંદર તરફ ચાલીયો.

સ૦ તેને પાછલ ફરી જોયું હતું?

જ૦ મારૂં ધ્યાંન નથી સાહાબ, હું ખોટું કેમ બોલું!

સ૦ વારૂં તે પાછો કયારે આયો?

જ૦ જેવો હું પેલા છોકટાને ગાડીમાં નાંખી ગાડી હાંકતો હતો, તેવોજ મારી સામે મેં તેને આવતો જોયો.

સ૦ તે શું બોલીયો?

જ૦ તે બોલીયો 'હું એને ઘેર પોંહચાડસ.' એટલું બોલી તે મારી ગાડીમાં તેની આગલ ચહડી બેઠો, અને મને દાદર તરફ હાંકવા કેહ્યું.

સ૦ તે પાછો કયારે ગીયો?

જ૦ પછી તે રાણીના બાગ આગલ ઉતરી પડયો.

સ૦ ગાડીમાં કાંઇ ગડબડ કે ઝપાઝપી થઇ હતી?

જ૦ ગાડીની ધમન ચહડાવેલી હતી, અને ગડબડ જેવું મને કાંઇબી જણાયું નહિ.

સ૦ વારૂં તે જયારે પાછો ઉતરીયો, ત્યારે તે ગભરાયેલા જેવો દીસ્યો હતો?

જ૦ નહી સાહેબ. તે બિલ્કુલ ગભરાયલો દીસિયો નહિ.

સ૦ તેં કેમ જાણીયું કે તે ગભરાયેલો નહિ હતો?

જ૦ એમાં જાણવાનું શું? ચાંદની રાત હતી, તેથી તેનું મોહડું મને બરોબર દેખાતું હતું.

સ૦ ત્યારે તું જો તેને પાછો જુવે તો, ઓલખે ખરો?

જ૦ નહી સાહેબ, તેનો ચેહરો મારા ધ્યાંનમાં નથી. હું શું જાણું કે આવો બનાવ બનશે!

સ૦ વારૂં જ્યારે તે ગાડીમાંથી ઉતરિયો, ત્યારે તેનાં કપડાં કાંઇ ચોરાયેલાં કે ફાટેલાં હતાં?

જ૦ નહી સાહેબ. મને એવું ધિયાંન છે, કે તેના ડગલાને બટન દીધેલાં હતાં.

સ૦ ત્યારે તે જ્યારે ગાડીમાં પાછો આવી બેઠો, તે વખતે તેનો ડગલો ખુલ્લો હોસે?

જ૦ નહી. પણ જ્યારે પેહલ્લાં તેણે મને રાજાબાઇ ટાવર આગલ હાંક મારી બોલાવિયો, ત્યારે તેનો ડગલો છાતી આગલથી ખુલ્લો હતો.

સ૦ પણ જ્યારે તે પાછો આયો, ત્યારે તેણે ડગલાને બટન દીધેલાં હોવાં જોઇએ?

જ૦ હા સાહેબ. મને એમ લાગે છે ખરૂં.

સ૦ રાણીના બાગ આગલ જ્યારે તે ઉતરી પડીયો, ત્યારે તે શું બોલીયો?

જ૦ તે બોલીયો, કે "એને મારી સાથ પોતાને ઘેર જવા ગમતું નથી. ઘેરમાં એની ફજેતી થાય, તેથી એ શરમાય છે. હું પાછો કોટમાં જવસ, તું એને ઘેર દાદર લેઇ જા."

સ૦ પણ તેં પુછીયું હશેની, કે મરનારને કાંહાં પુગાડવો?

જ૦ હા સાહાબ. તેણે મને કહયું, કે 'દાદરના ઠેસનના' રસ્તા ઉપર લેઇ જા. તું જઇ પુગશે તેટલાં તો એ હુશીઆર થઈ જશે.

સ૦ ત્યારે પેલો પારસી મરનારનું ઠેકાણું બરાબર જાણુતો નહી હતો, એમ ખરૂં કે?

જ૦ નહી તેમ નહી સાહાબ. તેણે કહ્યું કે 'ઠેસનના' રસ્તા ઉપર તું એને લેઇ જા, અને તેટલાં એ હુશીઆર થશે, અને તું એને પુછશે, તો એ તુને પોતાનું ઠેકાણું બરાબર દેખાડશે.

સ૦ એ ઉપરથી તેં શું અટકલ કીધી?

જ૦ હું ગરીબ આદમી શું અટકલ કરૂં સાહાબ. હું સમજ્યો, કે દાદરના રસ્તા ઉપર પારસીઓના ઘર છે, ત્યાં કેથે એ રેહતો હશે.

સ૦ પછી શું થયું?

જ૦ તે રાણીના બાગ આગલ ઉતરી પડ્યો, અને તન રૂપીયા મારા હાથમાં આપી પેલા છાકટા પારસીને સાહેબજી કરી, તે ભાએખલા તરફ નિકલી ગીયો.

સ૦ તે ગીયો તે વખતે તેના ગજવામાં તેં રૂમાલ જેવું કંઇ જોયું હતું?

જ૦ હાજી. તેણે રૂમાલે કરી પોતાનું મોહોડું લુંછીયું હતું.

સ૦ તે વખત કાંઇ બીજું તેના આંગ ઉપર તુને દેખાયું હતું?

જ૦ ખરી વાત. મને હમનાજ યાદ પડી. તેના જમણા હાથની પેહલી આંગલીએ એક હીરાની વિંટી મને દેખાઇ હતી.

સ૦ તે કેવો આદમી હતો?

જ૦ આબરૂદાર દેખાતો હતો સાહાબ! કપડાં તો ઠીક હતાં!

સ૦ તુને તે વિંટી કયારે દેખાઇ?

જ૦ જયારે તેને પોતાના ગજવામાંથી પાકિટ બાહાર કાહાડી, ગાડીના ફાનસ આગળ ઉભો રેહીને ઉઘાડી, ને તેમાંથી

તન રૂપીયા મને આપવા કાહાડીયા, તે વખતે મને તે વિંટી દેખાઇ હતી.

સ૦ દાદરના 'ટેસન' આગળ તેં કેટલી વખત મરનારને ઉઠાડવા હાંક મારીયા?

જ૦ તણ ચાર વખત. તેણે જયારે જવાબજ નહિ દીધો, ત્યારે હું નિચે ઉતરીયો અને ધમનમાં મારૂં માથું ઘાલી મારે હાથે તેને ઉઠાડવાની મેં તજવિજ કીધી; પણ તે મુવેલો માલમ પડયો. તેના મોહડાં ઉપર આ રૂમાલ ઢાંકેલો હતો.

વિકટોરીયાવાળાની જબાંનીની નોંધ ડિટેકટિવ ફડકે ઘણી બારીકીથી લેતો હતો.

વિકટોરીયાવાલાની જબાંની પુરી થતાં, પોલીસ સરજ્યને પોતાની જબાંનીમાં જણાવ્યું કે:—"મરનારના શારીરને ચીરી, મેં તેની તપાસ કીધી હતી.

સ૦ તમારૂં મત શું છે?

જ૦ રૂમાલ ઉપર કલોરોફામનો વાસ માલમ પડતો હોવાથી, તથા જેવી રીતે તે મરનારના મોહોડાં ઉપર મુકેલો હતો તે ઉપરથી, મારૂં મત એવું છે, કે તે કલોરોફામની અસરથી મરણ પામ્યો હતો. બાહારના દેખાવ પરથી મરનાર ઘણો તન્દરોસ્ત દેખાતો હતો. મારામારી કે ઝપા ઝપીની કાંઇબી નિશાણુ મને માલમ પડી નથી. ફેફસાં, હાર્ટ, વગેરે બીજી ચીજો તન્દરોસ્ત માલમ પડયાં હતાં. સરવે રીતે તપાસ કરતાં માહારી ખાતરી થઇ છે, કે મરનારનું મોત કલોરોફામની અસરથી નિપજયું છે.

ડિટેકટિવ ફડકેએ એક બીજા વિકટોરીયાવાલાને અતરે હાજર કીધો, અને તેણે પોતાની જબાંની નિચે પ્રમાણે આપી:—

"મારૂં નામ શંકર રાઘુ છે. હું જુના નાગપાડા ઉપર

રેહું છું. હું મારી પોતાની ગાડી હાંકુ છું. હું દાદરની ખેપ કરી સુમારે દોઢેડ વાગે રાતે ગાડી છોડવા જતો હતો, તેટલાં રાણીના બાગ આગલથી થોડે દુર, એક સફેદ ડગલાવાલો પારસી માહારી ગાડીમાં ચહડી બેઠો, અને મને ગોવાલિયા તલાવ તરફ હાંકવા કહયું. તે ગ્રાંટરોડના પુલ થી થોડે દુર ઉતરી પડી, મને બે રૂપીયા આપી તેણે આગળ ચાલવા માંડયું."

સ૦ ગ્રાંટરોડના પુલ આગલ તે કેટલે વાગે ઉતરીયો?

જ૦ બે વાગે.

સ૦ તેં કેમ જાણીયું કે બરાબર બે વાગા હતા?

જ૦ રાત મોડી હતી, ને સરવે ચુપચાપ હતું, તે વખતે મેં કોઇના ઘરમાંથી ઘડીઆલની બે ટકોરી વાગતી સાંભલી.

સ૦—વારૂં તે આદમીના આંગ ઉપર તુને કાંઇ ખાસ ચીજ દેખાઇ હતી?

જ૦—હા સાહાબ. મને ભાડું આપવા પાકિટ ઉઘાડી રૂપીયા કાહાડિયા, ત્યારે તેના જમણા હાથની પેહલી આંગલી ઉપર, એક હીરાની વિંટી મેં જોઇ.

શંકર વિકટોરીયાવાલાની જબાંની પુરી થતાંજ, કારોનરે જયુરી આગલ કેસની હકિકત કહી સંભલાવી.

કોરોનરે જણાવ્યું કે, એટલું તો નકકી થયું છે, કે આ પારસી કુદરતી મોતે નથી મુવો, પણ કોઇએ કલોરોફામ સુંઘાડી એનું ખુંન કીધું છે. કોઇબી ચોકસ આદમીએ ખુંન કીધું છે, એવી જબાંની જો કે હજી સુધી રજુ થઇ નથી, પણ તેવી જબાંનીની ગેરહાજરીમાં પેલા સફેદ ડગલાવાલા પારસી ઉપર આપણો શક દેખીતી રીતે જવો જોઇએ, કે જે રાજાબાઇ ટાંવર આગલથી વજીર મીયાની ગાડીમાં તે પોતાની સાથે

મરનારને લેઇ બેઠો હતો, તે વખતે તે તન્દરોસ્ત અને જીવતો હતો. એ તો સાબેત થઇ ચુકયું છે, જો કે તે વખતે તે પીધેલો હતો. પણ રાણીના બાગ આગલ પેલા અંજાણા પારસીના ઉતરી જવા પછી, વિકટોરીયાવાલા વજીર મીયાને દાદરના સ્ટેશન આગલ તે મુવેલો માલમ પડિયો, અને તે વખતે તેના મોહોડાં ઉપર કલોરોફામવાલો રૂમાલ ઢાંકેલો હતો. તમો જયુરીના મેમ્બરો એ ઉપરથી તમારો અભિપ્રાય શું છે, તે જણાવો."

પા કલાક વિચાર કરી જયુરીના ફોરમેને નિચે પ્રમાણે જવાબ દીધો કે:—"મરનાર પારસીનું ખુન કોઇ અંજાણા, નાંમ નહિ જણાએલા માણુસે, વિકટોરીયા ગાડીમાં કલોરોફામ સુંઘાડી કીધું છે."

## પ્રકરણ ૩ જું.

### વાસુદેવ ફડકેની ફસાહત!

### પુલીસનો ઢંઢેરો.

નિચલી જાહેર ખબર મુંબઇના રોજીંદા તેમજ અઠવાડીક છાપાઓમાં મજકુર ખુંન થયા પછી છપાઇ હતી.

**સરવે ખાસો આમને આ લખી જાહેર કરવામાં આવે છે કે ડીસેંમ્બર માસની——તારીખે, અરધી રાતના સુમારે, બે વાગે, એક વિકટોરીયામાં કોઇ નામ નહિ જણાયલા પારસીનું ખુંન થયું છે, જેની લાસ ઉપર જયુરી ભરવા પછી એવું જણાયું હતું, કે, કોઇ અંજાણા નામ નહિ જણાયેલા શખસે તેનું**

ખુંન કીધું હતું. મરનાર મધ્યમ કદનો, સામલા ચેહેરાનો શખસ હતો, અને ડાભી બાજુ કપાલ ઉપર એક તલ્લ હતો. તેના આંગમાં કાલો ડગલો, અને સફેદ પાટલુન, તથા વારનીસના બુટ હતાં. મરનારને એક સફેદ ડગલા વાલો પારસી રાજાબાઈ ટાવર પાસથી પોતા સાથે લેઈ એક વિકટોરીયામાં બેઠો હતો. જેબી શખસ અથવા શખસો આ ખુંનનો પતો મેલવી આપશે, અથવા આ સફેદ ડગલાવાલા નામ નહિ જણાયેલા પારસીને પકડી આપી, તેની ઉપર મજકુર ખુંનનું તોહમત પુરવાર થાયે એવી બાતમી મેલવી આપશે, તેને સરકાર **એક હજાર રૂપીઆનું** ઇનામ આપવા જાહેર કરે છે.

પેલા અંજાણ્યા પારસીની લાસને કોઇએ પિછાણી નહીં. તેની લાસને દુખમે ચહડાવવામાં આવી. ઘેરઘેર આ ખુંનની વાત ચાલી રહી, અને "દાદરના ખુંન" નાં નામથી, લોક બિહવા લાગ્યું. મુંબઇમાં આ ખુંન કરવાની રીત નવીજ જાતની હતી, અને તેટલાં માટે એ ખુંનીને પકડવાની પોલીસની જીગ્નાસા ખાસ વધી ગઇ હતી. સરકારે આ હિકમતી ખુંનીને શોધી કહાડવા એક હજાર રૂપીયાનું ઇનામ જાહેર કીધું, પણ ખરા ખુંનીનો પતો કોઇ મેળવી શકયું નહી. પોલીસને પણ ભારી પડી ગયું! શું મુંબઇ જેવાં સુધરેલાં શેહરમાં, વસતી વાલા ધોરી રસ્તા ઉપર, આવી રીતે ખુંન થાય, અને તે ખુંનનો કરનાર સલામત છટકી જાય?

પણ ડિટેકટિવ વાસુદેવ ફડકેને આ બનાવથી ચટપટથઇ રહી હતી. તેણે આજ સુધી મુંબઇ પોલીસમાં વફાદારી અને ચાલાકીથી પોતાની નોકરી બજાવી એવી તો કિરતી મેળવી હતી, કે ખુદ

કમિશ્નર સાહેબથી તેના કામોને વખાણતા હતા. ત્યારે શું ફડકે જેવો એક બાહોશ ડિટેકટિવ, આવાં એક ખુંનનો પત્તો નહિ મેલવી શકે? પોલીસ કમિશ્નરે એ ખુંનનો મુદ્દો શોધી કાહડવાનું કામ ડિટેકટિવ ફડકેને સોંપી દીધું હતું.

ડિટેકટિવ ફડકે હવે પોતાની હિકમત લડાવવાના વિચારમાં પડયો. તેણે લાંબા લાંબા વિચારો કીધા, પણ જયાંનો ત્યાંજ! આ ખુંન કરનારને શોધી કાહડવા માટે તેની દરએક નવી નવી ગણત્રી નિશફળ જવા લાગી! સેવટે તે કંટાલી જઈ બોલ્યો :—

"એમ કેમ બને! જે ચીજનું છેવટ છે, તેની શરૂઆત તો હોવીજ જોઇએ! છતાં આ કામમાં મારી અકકલ થાપ કેમ ખાય છે? એક આદમી છાકટો થઇ રાજાબાઇ ટાવરના રસ્તાના ફુટ પાઠ ઉપર પડેલો છે! બીજો એક આદમી તેને પકડી ઉભેલો છે, અને તે એક વિકટોરીયાવાલાને બોલાવે છે. પેહેલાં તે તેને ઓલખતો નથી, પણ પાછલથી તે તેને ઓલખે છે—તેને ઓલખતાંજ તે તેને પડતો નાખી તે "બોરી બંદર" તરફ ચાલી જાય છે. તે શખ્સ તુરતજ પોતાનો વિચાર ફેરવી પાછો ફરે છે, અને પેલા છાકટાને વિકટોરીયામાં લઇ બેસી, દાદર તરફ ગાડી ચલાવવા કહે છે. કોટ અને ભીંડી-બજારના રસ્તા વચ્ચે, તે પેલા છાકટાને "કલોરોફાર્મ" સુંઘાડી તેનું ખુન કરે છે, અને રાણીના બાગ આગલ આવી પુગતાં, તે ઉતરી પડી બીજી વિકટોરીયામાં બેસી ગોવાલીયા તલાવ તરફ જાય છે, પણ ગરાંટરોડના પુલની નિચે તે ઉતરી પડે છે! હવે એ શખ્સને કેમ શોધી કાહાડવો?"

"એ શખ્સને શોધી કાહડવા માટે પેહેલાં તો પેલો મરનાર પારસી કોણ હતો, તે મારે શોધી કાહડવું જોઇએ."

ડિટેકટિવે પોતાનો ‘પલાન’ ગોઠવવા માંડયો. “ત્યાર પછી તેને શું કારણ સર મારી નાખ્યો, તે જાણવું જોઇએ. અને છેલ્લે, એ ખુંન કોણે કીધું, તે શોધી કાહડવું જોઇએ. જો પેલો મરનાર પારસી કોણ હતો તે જો મને માલમ પડે, તો પછી તેનું ખુંન કરનારને બોલ બોલતામાં શોધી કાહાડું! પેલા ખુંનીને એવું તે શું કારણ પડયું, કે પેલા પારસીનું ખુંન કીધું! પ્યાર! છત! છત! પ્યારને ખાતર એટલી બધી તો હિંમત કોઇ કરે નહીં! લુટવાની મતલબ તો હોયજ નહી, સબબ મરનારના ગજવામાંથી રૂપીયા નીકલ્યા છે! કીનો? વેર? કદાચ તે હોય! વેર લેવાના વિચારથી કોઇએ ખુંન કીધું હોય, એ બની શકે એમ છે.”

તુરતજ વાસુદેવ ફુડકે દાદરના પોલીસ સ્ટેશન ઉપર જઇ, મરનાર પારસીનો ડગલો તપાસવા લાગ્યો. તેના ગજવા તપાસતાં તેમાંથી કાંઇ પણ કાગજ, કે બીજી વસ્તુ તેને મલી નહી. પોતાની પુરેપુરી નાસિપાસી વચ્ચે, ફુડકેએ મરનારનો ડગલો પાછો મુકી દીધો; પણ પાછો કાંઇ વિચાર આવ્યાથી, તેણે તે ડગલો પાછો તપાસવા માંડયો. ડગલાને ઉલટાવી નાખી, તપાસ કરતાં તે બાહોશ ડિટેકટિવને ડગલાની અંદરના પડમાં ડાબી બાજુ ઉપર, એક નાહનું જેવું સીવી લીધેલું ગજવું, માલમ પડયું.

“એ શું!” ફુડકે આ ફાટેલું ગજવું જોઇ વિચારમાં પડયો. “આ ગજવું શાનું! આ ગજવું ખરેખર કાંઇ ખાંનગી વપરાસ માટે બનાવેલું લાગે છે! આ બનાતના ડગલામાં આવી કિસમનું ગજવું કોઇબી પારસી લોક રાખતા યા રખાવતા નથી! ત્યારે આ પારસીને આવું ગજવું રાખવાની શું જરૂર પડી? એમા એ શું રાખતો હશે?

એમાંથી કોઇએ જબરીથી કાંઇ ચીજ ખેંચી કાહાડેલી લાગે છે, કેમકે ગજવું તુરતનું ફાટેલું હોય, એમ દીસે છે! બનવા જોગ છે, કે મરનાર પોતા સાથ કાંઇ એવી ચીજ લેઇ ફરતો હોય, કે જે મેલવવા માટે પેલા સફેદ ડગલાવાલા પારસીએ તેનું ખુંન કીધું હોય! તેને છાકટો થયલો જોઇ, તે તેને ગાડીમાં લઇ બેઠો, અને તે દારૂની ખુમારીમાં પડેલો હોવા છતાં, આ અંદરના ગજવામાં છુપાવેલી ચીજ તેણે તેને કાહાડવા નહીં દીધી હોય, અને તેથીજ તેણે કલોરોફામ સુંઘાડી તેને ઠાર કીધો હોય, અને પેલાં ગજવાં માંહેલી ચીજ જોરથી ખેંચી કહાડતાં આ ગજવું ફાટી ગયું હોય!"

"એ તો નક્કી થયું. એમાં તો હવે જરાબી શક નથી. પણ એ ગજવામાં શું હતું, કે તેને સારૂં પેલા ખુનીએ તેનું ખુન કીધું? મને લાગેછ કે કાંઇ કાગજ આ ડગલાના પડમાં સીવેલું હોવું જોઇએ! અને એ કાગજ મેળવવા માટેજ પેલાએ તેનું ખુંન કીધું છે! હા, બરાબર! શા માટે ખુંન થયું છે, તેબી મેં અંતે શોધી કાહાડયું! હવે મરનારનું નામ નિશાણ મારે શોધવું જોઇએ. દેખાઇતું છે, કે મુંબઇમાં આ પારસીનું કોઇ વારેસ યા ઓળખીતું કે પિછાણવાલું છે નહી. સબબ હજી તેને નામની ફોક મુકતું કોઇ બાહાર પડયું નથી! પણ તેનું ઠર ઠેકાણું તો હોવુંજ જોઇએ? ખેર, તેનોબી પતો હવે મળી જશે. એક અઠવાડીયું ખુંન કીધાને થઇ ગયું છે, અને હજી મરનારને નામની કાંઇ બુમ પડી નથી, એ અજબ જેવું છે."

એવી રીતનો વિચાર કરતાં ડિટેકટિવ ફડકે "ન્યુસ પેપર" ની ફાઇલ ઉઠલાવવા લાગ્યો, એવું ધારીને, કે મરનારનું કોઇ લાગતું વલગતું હશે, તો તેણે કાંઇ જાહેર ખબર છપાવી હશે.

શરૂઆતમાં જામે જમશેદની "સ્પેસ્યલ શીટ" જાહેર ખબરો તેણે વાંચવા માંડી, અને તેવામાં એકાએક તેની નજર નિચલી જાહેર ખબર ઉપર પડી.

"ખુરશેદજી ખરાસને માલમ થાય જે, નાએગામ કરોસ રોડ ઉપર આવેલાં હમારાં "દાડમ બાગ" નામના બંગલાનું ભોંયતલીયું, જલદી આવી ખાલી કરી નાંખશો, તો મેહરબાની થશે."

"ખરશેદજી ખરાસ!" ડિટેકટિવ ફ્રડકે ડોલા ફાડી મનમાં બડબડવા લાગ્યો, અને પેલા રૂમાલ ઉપર શું નિશાણી હતી, તે જોવા તેણે ગજવામાંથી રૂમાલ ખેંચી કહાડયો.

"એજ! એજ! કે. કે. તેજ મરનાર! તેજ "ખરશેદજી ખરાસ" અને પેલો કલોરોફ્રામથી ભિંગાયલો રૂમાલ, તે તો મરનારનો દેખું!! હવે ખુંનીને શોધી કાહાડતાં કેટલી વાર!"

## પ્રકરણ ૪ થું.

### 'દાડમ બાગ.'

નાએગાંમ કરોસ રોડ ઉપર આવેલો એક નાહનો જેવો વજીફો, તેના કમ્પાઉન્ડમાં આવેલાં તેવાંજ એક નાહનાં જેવાં મકાંન તરફ, આવતાં જતાંઓનું ધ્યાંન ખેંચી રહયો હતો. આ અમલો બેશક લાંબા વખતનો હતો, અને જો કે તે બિલ્કુલ બિસ્માર હાલતમાં આવી ગયલો નહી હતો, પણ લાંબો વખત થયાં સમાર કામ વગર પડી રહેલો હોવાથી, તે સેહજ ખડખડ પાંચમ જેવો દેખાતો હતો. આ વજીફો દાડમ બાગને નામે ઓલખાતો હતો.

વીકાજીના વીલુબાઇ આ દાડમ બાગના માલેક હતાં. વીકાજી શેઠ પાંચ પઇસે સુખી હતા, પણ શેર સટ્ટાનો "મેનિયા" જયારે મુંબઇમાં પુર ફાટી નિકલ્યો હતો, તે વખતે મુંબઇનાં કેટલાક જાણીતા શેઠીઆઓના પડી ભાગવા સાથ, આ દાડમ બાગના માલેક પણ તે વખતે શેર સટ્ટાના સપાટામાં સપડાયાથી, તેના ભોગ થઇ પડયા હતા. પણ સારાં ભાગ્યે નાએગામ ખાતે આવેલી "દાડમ બાગ" વાલી તેમની મિલકતનું પોતાના ધણીઆણી વીલુબાઇને નામનું "ટ્રસ્ટ" કરેલું હોવાથી, તે તેમના મરણ પછી વીલુબાઇના ગુજરાનનું સાધન થઇ પડયું હતું. એ "દાડમ બાગ" કાંઇ મોટી મિલકત ન હતી. દાદર તરફ જતાં, પરેલના રસ્તા ઉપર, નાએગામ તરફ, એક મારનો એક નાહનો જેવો બંગલો, વીકાજી શેઠે તે વખતે સસ્તામાં કોઇ પાસ પડાવી લઇ, તેને નવેસરથી ગાળી કાહાડી, પોતાને રેહેવા લાએક મજબુત બનાવી દીધો હતો. બંગલાના આગલા ભાગમાં એક નાહાનો જેવો બાગ બનાવી, તેમાં મરનાર વીકાજી શેઠે દાડમ અને અંકુસના ઝાડ રોપાવ્યાં હતાં. વીકાજી શેઠને અસલથીજ દાડમ ખાવાનો ઘણોજ શોખ હતો! અને તેથીજ તેવને દાડમના ઝાડો પોતાના બંગલાના કંમ્પાઉન્ડમાં રોપાવી, તે બંગલાનું નામ તેવણે "દાડમ બાગ" રાખ્યું હતું. પણ વીલુબાઇના કેહેવા પ્રમાણે તેમના ધણી વીકાજી, તે દાડમ કે અંકુસ ખાવા પામ્યાજ નહી. તે ઝાડોની રોપની કીધા પછી ત્રીજે વરશે તેઓ એકાએક મરણ પામ્યા. વીકાજીના મરણ પછી વીલુબાઇ "દાડમ બાગ" ના માલેક થયાં. પેટે એકબી ફરજંદ નહીં હોવાથી વીલુબાઇને દાડમ બાગમાં વસ્તી જેવું કાંઇ લાગ્યું નહી, અને તેથી તેવણે પોતાનું રેહેવાનું એજ મકાનના ઉપલા મજલા ઉપર

કરી, ભોંયતળિયું ભાડે આપવા કાહાડયું. તેવણે તુરતજ દાડમ બાગનું ભોંયતળિયું ભાડે આપવા બાબદ જાહેર ખબર છપાવી, અને ખરશેદજી ખરાસ નામના કોઇ પારસીએ તે ભોંયતળિયું ભાડે લીધું.

ડિટેકટીવ વાસુદેવ ફડકેએ જામે જમશેદમાં પેલી જાહેર ખબર વાંચી, તુરતજ તેણે દાડમ બાગ તરફ ચાલવા માંડયું. વીલુબાઇ બાગમાં ફરતાં હતાં, તેવામાં વાસુદેવે તેવણુની સાંમે જઇ પુછયું :—"બાઇ સાહેબ, આ દાડમ બાગમાં હાલ કોણ રહે છે?"

"કાંય! તેનુ તુને શું?" વીલુબાઇ દંમમાજ બોલ્યાં.

"નહિ બાઇ હું ખાલી પુછુછ, કે એમાં કોન રેહછ." ડિટેકટિવે જવાબ દીધો. "તમે જાણતાં નહી હશો, પણ બાઇ હું પુલીસનું આદમી છેઉં. પેલા ખરશેદજી ખરાસની બાબદમાં જામે જમશેદમાં છપાયલી જાહેર ખબર વાંચી હું કાંઇ ખબર મેલવવા આવેલો છેઉં."

"અંહ! તમે પોલીસના જમાદાર છેવો? આવો, આવો, અંદર આવો." વીલુબાઇ ડિટેકટિવને બંગલામાં તેડી જઇ તેને હૉલમાં લઇ બેઠાં. "મરેરે! હું જાણું જે કોઇ ઘાટી ગરી દાડમ કે અંકુસ તોડવા બાગમાં ઘુસી આયો હોસે! પન તમે પોલીસનાં માનસ તે તમારો પટો કાંહાં છે?"

"હું છુપી પુલીસખાતાનો ઇન્સપેકટર છેઉ. પન બાઇજી તમે કાંઇ ન્યુસ વાંચતાં નહીં હોવો?" ઇન્સ્પેકટર ફડકેએ પુછયું. "ખરશેદજીનું કોઇએ ખુન કીધું છે."

"એંહ! શું! ખુન!" વીલુબાઇ ચમકી ઉઠી અચકાતાં અચકાતાં બોલ્યાં. "કોનનું ખુન!! કોને ખુન કીધું!! જલદી

બોલોની બા !" ઓ! હવે શું કરૂ!"

"કોને તેનું ખુન કીધું, તે શોધી કાહાડવાનું કામ મેં માથે લીધું છે." ફ્રડકેએ જવાબ દીધો. "તેના ખરા ખુનીને શોધવા હું નિકલીયોછ. તમે કાંઇ મને મરનાર વિશે જણાવી શકશો બાઇ?"

"અરે મરેરે! જમાદાર દાદા, પન તેનું ખુંન કાંહાં થયું વારૂં?" વીલુબાઇએ પુછ્યું.

"ખુન કઈ જગા ઉપર થયું, તે હજી ચોકસ જનાતું નથી." ફ્રડકે બોલ્યો. "પન એટલું તો નકકી છે કે ભીંન્ડી બજાર અને રાણીના બાગ વચ્ચે ખુંન થયુંછ. ખરશેદજીને રાજા બાઇ ટાવર આગલથી છાકટ હાલતમાં એક પારસી લેઇ બેઠો, અને તે રાણીના બાગ આગલ ઉતરી પડીયો."

"મરેરે! વાત સાંભલી જાને રૂવે રૂવાં ઉભાં થાયછ." વીલુબાઇ કમકમી બોલ્યાં.

"ખરશેદજીની કાંઇ નિશાની આપશો બાઇ?" ફ્રડકેએ પુછ્યું. "તે કેવો હતો વારૂં?"

"ઘનો ઉંચો નહીં, તેમ ઠીંગનોબી નહીં." વીલુબાઇએ નિશાણી આપી. "ટેબીયા કે મુછ બીલ્કુલ હતાજ નહીં, ને ડાબી બાજુ કપાલ ઉપર ગુચ્છા આગલ એક તલ ઉતો."

"તેજ, તેજ ખરશેદજી ખરાસ." ફ્રડકે બોલ્યો.

"બેહસતી બોલતા તા કે હું સુરતથી આવેલો છેઉં." વીલુબાઇએ આગલ બોલવા માંડયું.

"બરોબર. તેથીજ મરનારની ઓરખ પારખવાલું મુંબઇમાં કોઇ મલીયું નહિ." ફ્રડકે બોલ્યો. "ને તેની લાસ કોઇએ પીછાણી નહિ. પન બાઇ તેના કોઇ દોસ્ત બીરાદરો હશેની?"

"હાજી. એહસ્તીનો એક દોસ્ત અવારનવાર હિયાં હમેશાં આવતો તો. તેનું નામ હું ભુલી ગેઇ" વીલુબાઇ વિચાર કરી બોલ્યાં "શું જો બરીયું. પેસતનજી પોમીટર."

"પેસતનજી પોમીટર!" વાસુદેવ જરા મનમાં મગ્ન થઇ બોલ્યો. "એ વલી કાકા પોમીટર કોન છે?"

"એ પેસતનજીને તમે નથી ઓરખતા સિપાઇ દાદા?" વીલુબાઇએ સવાલ કીધો. "જરા દેખાવલા ચેહેરાનો—"

"તે મને કાંહાં મલસે બાઇ?" ડિટેકટિવ વચમાં બોલી ઉઠયો. "તેનું ઠેકાણું કાંઇ તમુને ખબર હશેની?"

"મરે રે! હું શું જાનું તેનું ઠર ઠેકાનું કાંહાં બરીયુંછ તે" વીલુબાઇ રડમસ થઇ બોલ્યાં.

"તે હમેશાં આએજ વખતે ખરશેદજી પાસે રોજ આવતો તો; તેબી આજ આઠ દસ દાહારા થયા આયો નથી."

"વારૂં બીજી કાંઇ ખબર ખરશેદજી ખરાસ વીશે તમે આપશો?" ઇન્સ્પેકટરે પુછ્યું.

"અરે હા જો. હું કેહતાં ભુલી ગેઇ!" વીલુબાઇને યાદ આવતાંજ બોલ્યાં. "પંદર વીસ દાહારાની વાત ઉપર, કોઇ સફેદ ડગલાવારો ઉન્ચો જેવો પારસી, હિયાં આવી એહેસ્તી સાથ મરાઇ, તેને ગાર–બેર દેઇને ચાલી ગીયો તો ખરો."

"તેજ ઉન્ચો જેવો પારસી; ને સફેદ ડગલો, નહીં?" ઇન્સ્પેકટર ફડકે પોતાની આંખ ચમકાવી બોલ્યો.

"બસ; ઓંઝીયાના જનીયાએ તો આવતાંને વાર ખરશેદજીના ઓરડામાં જઇ ધમ દઇ બારણું બંધ કીધું!" વીલુબાઇએ વાત આગલ ચલાવી. "હું જાનું કે કોઇ દોસ્ત હોસે! પન તેટલાં તો ઓરડામાં ગડબડ થવા લાગી! ખરશેદ કેહેજે તારી એવી

તેવી—ને પેલો પારસી કેહેજે તારી એવી—તેવી! હું તો બા હૉલમાંજ બેસી રેહી. તેવામાં પેલા પારસીએ બારણું ઉંઘાડીયું, ને બાહાર નિકલીયો, ને જતાં જતાં ઉંબર આગલ ઉભો રેહી બોલીયો કેઃ—"બચ્ચા તું તારા મનમાં શું ચાહે પીએછ. તું શું એ માડાં લેઈ ફરે છે કે? તે છોકરી ઉપર મારો હુક પેહેલો છે, અને જો તું તેની સાથ પણીઓ, તો હું તારૂં ખુન કરસ! તું ભસતાંમાંબી જઇ ભરાસે, તો તાંહાંથીબી તુને ઘસડી કાહાડી તારો જીવ લેવસ!" એમ બોલી તે એકદમ ચાલી ગીયો. અરે તું મરેરે પનતો ને અદરાતો! સુંના જેવો જીવ લીધો મુવાએ!"

"પન ખરશેદજીએ તેનું નામ તમુને કેહેયું હશેની?" ઇન્સ્પેકટર ફડકેએ પુછયું.

"નહીં બા." વીલુબાઇ માથે હાથ દઇ બોલ્યાં. "હું શું કામ પુછું? કોઇના કાંમમાં માથું મારવાની મને શું જરૂર?"

"બરાબર." ઇન્સ્પેકટર ફડકે મનમા બોલ્યો. "તેજ માનસે ખુન કરેલું હોવું જોઇએ. ઉન્ચો, ને સફેદ ડગલાવાલો. તાહારે આ ખુનનું મુખ્ય કારણ તો એક ઓરત દેખું! ખરશેદજી ખરાસ અને આએ સફેદ ડગલાવાલા પારસી વચ્ચે એક ઓરત વીશે ફેસાદ બરપા થયો, અને તે ફેસાદનું સેવટ આએ ખુનમાં આયું છે!"

હવે વાસુદેવ ઇન્સ્પેકટરના ચટપટીયા જીવને જરા નિરાંત થવા લાગી. સબબ ખુંનનો ખરો મુદ્દો પકડવા તેને હવે વધારે વખત લાગવાનો નથી, એમ તેની ખાતરી થઇ.

વીલુબાઇની પાસે ફડકેએ ખરશેદજીનો ઓરડો જોવાની રજા માંગી, અને વીલુબાઇએ તુરતજ ખરશેદજી ખરાસનો ઓરડો

તેને ઉંધાડી આપ્યો. પુલીસ ઇન્સ્પેકટર ફડકેએ પોતાની રાએતાની રીત પ્રમાણે મરનાર ખરશેદજી ખરાસના ઓરડામાં ફરી ખરશેદજી ખરાસના "ટેસ્ટ" કેવા હતા, તેનું તે અવલોકન કરવા લાગ્યો.

"ઓહો! કોઇ સરતનો જબરો શોખીન દેખું!" પુલીસ ઇન્સ્પેકટર તે ઓરડામાં સરતના ઘોડાનું એક સુંદર ચિત્ર જોઇ મનમાં બોલ્યો. "મરનારનો એ હિસાબે ઉડાઉ ખરચ હોવો જોઇયે. વલી એ આએ કોન?" ફડકે ઓરડાની બીજી બાજુએ દિવાલ ઉપર ગ્રાંટરોડ ઉપરની કેટલીક નાટકશાલા માંહેલી જાણીતી નાટકકાર સ્ત્રી ખેલાડીઓના ફોટોગ્રાફ પીછાણી બોલ્યો. "આએ તો મીસ મોતી જાંન! ને આએ કોણ? એ તો પેલી અમીર જાંન જેવી દેખાય છે! આએ તો નકકી બે ટાંકીવાલી પેલી બનારસી છે! અને આએ તો દીલ્લીવાલી લતીફા! અંહં! ત્યારે તો આ ખરશેદજી શેઠ મોજીલા અને ઘણુાજ ઉડાઉ હતા એમાં તો જરાબી શક નથી; સબબ એમના ટેસ્ટ ઉપરથીજ, એ વાત જણાઇ આવે છે."

ઇન્સ્પેકટર વાસુદેવ ફડકે પોતાના વિચારમાં હતો, તેવામાં વીલુબાઇ એકાએક ઓરડામાં ધસી આવી બોલ્યાં. "બાવા, મરી જાઉં, મારા બંગલામાં કાંઇ તુફાંન કરતા ના જો? મારા બંગલાનું નામ વાયેદું થસે, તો કોઇ ભર ભારૂત ઉભું રેહસે નહિં! મકુંજે પેલો પૅામીટર આયોછ."

અંહ! તે આયોછ? તો બાઇ તમે બેલાશક તેને અંહી આવવા દેઓ." ડિટેકટિવે જવાબ દીધો. "તેવન આપનને કાંઇ વધારે ખબર આપશે?"

"ખરશેદ ઘેરમાં છે કે વીલુબાઇ?" પેસ્તનજી પૅામેટમે ઉંબર ઉપર ઉભા રહી પુછયું.

"કોન પેસ્તનજી? આવો બા, અંદર આવો." વીલુબાઇએ અંજાણ બની જવાબ દીધો. "અરે બાવા, ખરશેદજી કાંહાં છે? આજ કેટલા કેટલા દાહારા થયા એવન કાંહાં છે?"

"પેસ્તનજી શેઠ, તમે તેવનને છેલ્લા કયારે મલીયા હતા?" ફ્રડકેએ સવાલ કીધો.

"કોનને? ખરશેદને?" પેસ્તનજી પૉમેટમે ખુરસી પર બેસી જવાબ દીધો. "હું તેને કાંહાંથી મલું! હું તો આઠ દાહારે પુનેથી આજેજ આયો. પન વીલુબાઇ ત્યારે શું ખુરશેદ મુંબઇમાં નથી?"

"નહિં પેસ્તનજી શેઠ." ફ્રડકેએ જવાબ દીધો. "તેનો હું તમુને જવાબ આપું. તેવન મુંબઇમાં નથી. તેવન જીવતા હોય, તો મુંબઇમાં—

"પન, સબર, સબર." પેસ્તનજી પૉમેટમે એકદમ સવાલ કીધો. "તમે કોન છેઓ?"

"હું છુપી પુલીસનો ઇન્સ્પેકટર ફ્રડકે પોતે છેઉં." ફ્રડકેએ જવાબ દીધો. "પેસ્તનજી શેઠ, તમારા મિત્ર ખરશેદજીનું કોઇએ ખુંન કીધું છે."

"ખુંન?" પેસ્તનજી હેબતી જઇ ડોલા ફાડી બોલ્યો. "ખરશેદનું ખુંન! તમે શું બોલોછ ઇન્સ્પેકટર સાહેબ? ખુન! ખશરૂનું ખુન!! અફ્સોસ! મને તો કાંઇજ ખબર નથી! પુનામાં ન્યુસ પેપર મારા વાંચવામાં આવીયાં નહિં. અરેરે હું તેને સાજો સમો મુકી ગીયો, ને એ શું બનાવ બનીયો! વીલુબાઇ, એ કોનનું નખોદ વલીયું."

પેસ્તનજી પૉમેટમની જીકર સાંભલી ડિટેકટિવ ફ્રડકે ઘણોજ દલગીર થયો, અને ખરશેદજી ખરાસના ખુંનની તમામ

કેફિએત અવલથી આખર સુધી તેણે પેસ્તનજીને કહી સંભલાવી, અને મરનાર વિશે તે કાંઇબી જાણતો હોય, તો તે જણાવવાની ફ્રડકેએ તેને અરજ કીધી.

"હું જો પુને ગીયો નહિ હોતે ઇન્સ્પેક્ટર સાહેબ, તો આવો બનાવ કદી નહી બનતે." પેસ્તનજીએ દલગીર અવાજે જવાબ દીધો. "સબબ હું તેની સાથેજ હમેશાં ફરતો તો. તે મારો ઘણો જુનો અને જાની દોસ્ત ઉતો. હમે સુરતમાં સાથેજ રેહેતા તા, અને મુંબઇમાં પણ સાથેજ આયા તા. આ દાડમ બાગમાં હું રોજ તેને મલવા આવતો તો. કેમ વીલુબાઇ?"

વીલુબાઇએ ડોકું ધુનાવી પેસ્તનજીના બોલવાને ટેકો આપ્યો, અને પેસ્તનજીએ આગલ બોલવા માંડયું:—"જે રાતના તેનું ખુન થયું, તે રાતના તો હું તેની સાથે ઉતો."

વીલુબાઇ વિજલીની માફક ચમકી ઉઠયાં, અને ફ્રડકે પણ તેને મોહોડેથી આ છેલ્લા બોલો સાંભલી જરા ભડકયો. પેસ્તનજી બંન્ને જનોને આવી રીતે ભડકેલાં જોઇ બોલ્યો:—"તમે ચમકોચ શા માટે? શું તમે એમ સમજીયાં કે મેં તેનું ખુન કીધુંછ? મારૂં કેહેવું એમ નથી. ગયે બેસ્પતવારે રાતના હું તેની સાથે ઉતો, ને સુકરવારે સાડા છની પેહેલી ગાડીમાં હું પુને ઉપડી ગીયો તો."

"ત્યારે પેસતનજી શેઠ, તમે બેસ્પતવારે કેટલા વાગા સુધી ખરશેદ સાથે ઉતા?" ફ્રડકેએ ઇન્તેજારીથી સવાલ કીધો.

"જરા સબર કરો સાડા નવ વાગે હમો બેઉ જને, ગ્રાંટ રોડ ઉપર લંન્ડન હોટેલમાં સાથે દારૂ પીધો તો. પેસ્તનજી પોતાની તરફની ગણત્રી દેખાડવા લાગ્યો. "તાંહાંથી નિકલી હમો બેઉ જન કોટમાં ગીયા, ને તાંહાં મોનજીનીને તાંહાં દારૂ પીવા

બેહા'તા. મારે તો આવી બાબદમાં જે કાંઇ ખરૂં હોય, તેજ કેહી દેવું જોઇયે. બે ત્રણ ઠેકાણે દારૂ પીધા પછી હમો બેઉ જન બિલકુલ છાકટા થઇ ગીયા'તા."

"બરાબર. ખરશેદને જ્યારે ગાડીમાં બેસાડીયો તાહારે તે બિલકુલ છાકટો હતો." ફૂડકે બોલ્યો. "અને તમે—"

"હું તેટલો બધો છાકટો નહિ થયો ' તો" પેસુએ જવાબ દીધો. "હું મારી હુશીયારીમાં ઉતો. મને એવું ખિયાલ છે, કે રાતના એક વાગાને સુમારે હમો ટેમ્પલ બાર હોટેલમાંથી છુટા પડીયા'તા."

"પછી તમે કાહાં ગીયા શેઠ?" ફૂડકેએ ફરીથી પુછ્યું.

"હું હોટેલમાંજ ઉતો." પેસ્તનજીએ જવાબ દીધો. "ખરશેદના ગીયા પછી તુરતજ મારી નજર તેના ઓવર–કોટ પર પડી. તે ઓવર–કોટ આપવા હું તેની પછવાડે ગીયો. હું જરા છાંટા–પાંણીની બહારમા ઉતો, તેથી તેવી મારી હાલતનો લાભ લઇ, કોઇ બદમાસ મારા હાથમાંથી પેલો ઓવર–કોટ ઝુટાવી નાહસી ગીયું. હું મારે ઘેર ગીયો, અને વ્હીસ્કીની ખુમારીમાં હું લપેરો ખાઇ મારાં બિછાનામાં પડયો. જ્યારે હું હુશીયાર થયો, તાહારે મને માલમ પડયું, કે કોઇએ મને ઉંચકી બિછાનાં ઉપર નાંખિયો ' તો. હું તુરતજ ઉઠીયો, અને તેજ વખતે સાડા છની ગાડીમાં પુને ઉપડી ગીયો."

"ગરીબ બીચારો!" ફૂડકે બોલ્યો, અને વીલુબાઇએ ડોકું ધુંનાવી તેની દલગીરીમાં ભાગ લીધો. "પણ પેસ્તનજી શેઠ, ખરશેદજી વિશે તમે એ ઉપરાંત કાંઇ બીજું જાણોછ વારૂં?"

"હા, તેનાં મગજમાં એક બીજી બાબદ ભમિયા કરતી ' તી ખરી. તેના વિચારમાં તે હમેશા વમાસન કરતો'તો." પેસ્તનજીએ

જવાબ દીધો.

"તે શું વારૂ?" વીલુબાઇએ સવાલ કીધો. "પેસુબા, બોલી દે તો મરૂં? તે શું?"

"પેસ્તનજી શેઠ, ખુનીને પકડવામાં તમારા જેવા માનસે મને મદદ કરવી જોઇયે." ફ્રડકે બોલ્યો. "તમે જેબી જાણુતા હોવો, તે મેહરબાની કરી મને જણાવી દેઓ."

પેસુબાએ ખુરસી પરથી ઉઠી, ખરશેદની ટેબલ'પર પડેલી એક આલ્બમ લાવી, તેના પાનાં ઉઠલાવી ફ્રડકેને એક પારસી છોકરીની સબી દેખાડી કહ્યું:—

"આએ સબી જોઇ?"

વીલુબાઇ પોતાનો ચસમો ચહડાવી તે સબી જોવા લાગ્યાં, અને તુરતજ બોલી ઉઠયાં. "એ કોન? એ તો ગાંધીની ગુલાં?"

"એ ગાંધી કોન બાઇ સાહેબ?" ફ્રડકે ગુચવાડામાં પડી વીલુબાઇને પુછવા લાગ્યો.

"તમે એને નહિ ઓરખો હવાલદાર." વીલુબાઇએ જવાબ કીધો. "મેહેમવાલા પેલા મેહરજી ગાંધી—

"ઓહો! મેહરજી શેઠ?" ફ્રડકે તુરતજ ઓલખી કાહાડી વચ્ચે બોલી ઉઠયો. "પેલા માતબર પારસી મેહરજી શેઠ? ત્યારે આ ગુલબાઇ તે તેવણુની દીકરી કે? પન પેસ્તનજી શેઠ, એ ગુલબાઇની સબી ખરશેદને કાંહાંથી મલી?"

"તે તો સાહેબ જાને! હું તે બિલ્કુલ જાનતો નથી. મી૦ ફ્રડકે. મરનાર ખરશેદ એ ગુલાંના પ્યારમાં પડેલો ઉતો, એટલું હું જાનુંછ."

"ને ગુલાં?"

"ગુલાં બીજાંને ચાહાતી 'તી!" પેસુબાએ તુરતજ જવાબ

દીધો. "ગુલાં પેલા ફ્લીભાઈને પરણવા માંગતી'તી. હું ધારૂંછ કે તે તેની સાથ અદરાઈબી ચુકી'તી. ગુલાં ફ્લીભઈ ઉપર જીવ આપતી'તી, 'ને ખરશેદ ગુલાં સાથ પરણુવાની ઉમેદમાં હતો. એક વખત ફ્લીભઈ સાથ ખરશેદને એ બાબદ સર જબરી ટપાટપી પન થઈ'તી."

"ખરેખર!" ફ્ડકેએ પુછ્યું. "પન એ ફ્લીભઈને તમે ઓરખોચ કે મી૦ પેસ્તનજી?"

"નહિ, બિલ્કુલ નહિ." પેસુબા બોલ્યો. "મને તેની સાથ બિલ્કુલ ઓરખાન નથી."

"શું તમે તેને નજરેબી ઓરખતા નથી?" ફ્ડકેએ બજીદ થઈ સવાલ કીધો.

"નજરે તો ઓરખુંછ. એમ તો ઘનાઓને આપરે એક વખત જોઈએ, તો બીજી વખત ધીયાંનમાં આવે, કે આએ ફ્લાણા ચિનો છે! પન મી૦ ફ્ડકે, તમે ખાસ ચિપી ચિપી મને ફ્લીભઈને સારૂ કાંય પુછોછ?" પેસુબાએ પુછ્યું.

"મી૦ પેસ્તનજી, હું એક સરકારી અમલદાર છેઉ, 'ને આએ ખુન શોધી કાહારવાનું કામ કમિશ્નર સાહેબે મને સોંપેલું છે. વાસ્તે મને દરેક ખબર ખરશેદના ખુનને લગતી મેલવવીજ જોઈયે. વારૂં એ ફ્લીભઈ કેવો છે, મી૦ પેસ્તનજી?"

"દેખાવમાં તે ઘનોજ રૂપાલો; કદે ઉંચો, 'ને રંગે ગોરો છે." પેસુબા ફ્લીની ઓલખ ફ્ડકેને આપતો હતો, તેટલાં તેને એકાએક યાદ પડવાથી વીલુબાઈને પુછવા માંડયું. "પન વીલુબાઈ, ખરશેદ મને કેહેતો'તો કે એ ફ્લીભઈ પંદર વીસ દાહારાની વાત પર હિયાં આવી ખરશેદ સાથ મરાઈ ગીયો'તો, તે વાત ખરી કે?"

"અંહ! શું તેજ ફૂલીભઇ કે?" વીલુબાઇને યાદ આવવાથી તેવન બોલી ઉઠયાં. "હા, હા, પેસુબા. તે તમારા જેટલોજ ઉંન્ચો, 'ને ગોરો ઉતો, તેજ કેની? મને લાગેછ કે તે ગાંધીની ગુલાંને સારૂંજ મરાયો હોસે. મેં તમને હમના કેહુંની જમાદાર દાદા, કે કોઇ પારસી ખરસેદ સાથ આવી મરાઇ ગીયો'તો? મરે રે! ઓંઝીઆને સું સુજ પડયું! શું ગાંમમાં છોકરીનો દુકાલ પરીયો' તો?"

"ચાલો હવે હું રજા લેઉછ." પેસુબા જવા ઉઠયો. "ખરશેદના ખુનની વિગત સાંભલી મારો જીવ બગડી આયોછ! મને તાહાડનુ લખલખુ ચહડતુ હોય, એમ લાગેછ વીલુબાઇ! ઇન્સ્પેકટર સાહેબ, મારૂં જો તમને કાંઇ કાંમ પડે, તો આએ રેહયો મારો કાર્ડ. મારા દોસ્તના ખુન કરનારને શોધી કાહારવામાં તમને મારી મદદની કાંઇભી જરૂર પડે, તો મને સુખેથી મલજો."

"હું નહિ ધારતો કે ખુનીને શોધી કાહાડતાં હવે મને ઘની મુસ્કેલી પડે." ફૂડકેએ મોહોડું મલકાવી જવાબ દીધો.

"ત્યારે તમને કોઇ ઉપર શક છે ખરો?" પેસીએ પુછયું.

"હા. તેમાં શું પુછવું પડે." ફૂડકેએ જવાબ દીધો.

"ફૂલીભાઇનું એ કાંમ હોય એવો તમુને શક પડેલો મને લાગેછ." પેસુબા વચ્ચે બોલી ઉઠયો.

"કંઇ કેહવાયે નહિ. મને પેહલાં મારી પોતાની ખાતરી કરવી છે." ફૂડકેએ જવાબ દીધો. "પેસ્તનજી શેઠ, સીધીભાઇ ચાંદ દેખો તો આપસે નજર આયેગા."



## પ્રકરણ ૫ મું.

### "ગુલ વિલ."

મેહરજીભાઇ ગાંધીનું નસીબ બુલંદ હતું. પૈસે ટકે તેવણ ભરપુર હતા. પોતાનો સિતારો બુલંદ હોવાથી તેવણ જેબી કાંમ માથે ઉઠાવતા, તેમાં પાર પડી જર અને જસ બંન્ને તેવણ જીતી જતા હતા. દસ વરશની વાત ઉપર તેવણ અમદાવાદથી મુંબઇ પોતાનું નસીબ અજમાવવા પેહલ્લે વેહેલા આવ્યા. ત્યારે તેમની પાસ પોતાના ગુજરાણ જેટલુંબી સાધન નહિ હતું. પણ ત્યાર બાદ શેર સટ્ટાના "મેનિયામાં" જીવ પર ખેડી, ગાંધીભાઇએ ચોમેર ડોહોવવા માંડયું, અને નસીબનો સિતારો ચહડતો હોવાથી, ૧૮૬૮ ના જુલાઇના વાએદાથી જ્યારે મુંબઇના કંઇક પારસી, ભાડીઆ, અને મેમણ–ખોજા તારાજ થયા, ત્યારે ગાંધીભાઇએ લાખોનો તડાકો મારયો હતો! તે વખતથીજ એવણની ચહડતી શરૂ થઇ હતી. સ્વભાવે મિલનસાર, અને અમદાવાદની વાણીયા ગતથી પોતે માહેતગાર હોવાથી, મુંબઇગરાઓનો પ્યાર હાંસલ કરી, લોકોમાં તેવણ જાણીતા માનીતા થઇ ગયા હતા. ગાંધીભાઇએ મુંબઇમાં માહિમ ખાતે પોતાનું રેહેઠાણ કીધું હતું. માથેરાન, માહાબલેશ્વર, પુના, લેનોલી, મજગામ, દાદર વગેરે ઠેકાણે ગાંધીભાઇએ મિલકતો ખરીદી, તેવણે પોતાનું નાણું રોકી નાખ્યું હતું. પૈસે પુર આ પારસી શેઠીઓ, દીલે દયાલુ, ખવાસે મોજીલો, અને જાતે રંગીલો હતો. માહિમ ખાતે તેવણે એક ખાસ જગ્યા ખરીદી, પોતાને રેહેવા લાએક એક બેઠી બાંધણીનો બંગલો બંધાવી, પોતાની એક પુરી ઓવાઇ–નવાઇની અતી વાહાલી દીકરી ગુલાંના નામ ઉપરથી,

તે બંગલાનું નામ "ગુલ–વિલ" કરી આપ્યું હતું.

મેહરજી ગાંધીનાં કામથી તેવણનુ નાંમ દિન જતે લોકોમાં જાણીતું થવા લાગ્યું. પોતાની કુનેહથી જેમ વેપાર વનજમાં ધમધુકાર તેવણ વધતા જતા હતા, તેમ જાહેર બાબદોમાં પણ તેવણ ભાગ લેતા હતા. કોરપોરેશનના તેવણ મેમ્બર થયા હતા. કેટલીક પરપોટા કંમ્પનીઓના તેવણ ડિરેકટર નેમાયા હતા, અને કેટલીક ઉમંગી મંડલીઓના તેવણ પ્રેસીડંન્ટ ચુંટી કહડાયા હતા! એ સરવે ફેરફારોથી તેમનું નામ જાણીતું થયું હતું, અને મુંબઇમાં તેવણ એક નવા પઇસાવાલા તરીકે ઉગી નિકલ્યા હતા.

પણ તેવામાં એક બનાવ ગાંધી ખાન્દાંનમાં એવો બન્યો, કે તેથી ગાંધીભાઇ સદાના કુંજરા થઇ ગયા. એ બનાવ તેમની અતી વહાલી મોહોરદાર મેહરાંના મરણનો હતો. ગાંધીભાઇ પોતાની મોહોરદારને ઘણાજ વહાલથી ચાહતા હતા, અને તેણીના સુખમાં તેવન પોતાને ખરા સુખી સમજતા હતા. પણ તે સુખ તકલિદી નિવડયું, અને છતી દોલતે, તેવણ દુઃખી થઇ પડયા. મેહરાંના મરણ પછી ગાંધીભાઇ પોતાનું સરવે સુખ, પોતાની ખુબસુરત દિકરી ગુલાંમાં સમજી, તેવણ પોતાના દિવસ ગુજારવા લાગ્યા.

ગુલાં સુધરેલા ખવાસની અને કેળવણી પામેલી, એક ખુબસુરત રૂપાળી છોકરી હતી. ગાંધીભાઇએ તેણીને કેળવણી આપવા એક ખાસ ગવરનેસ રાખી હતી. દિન જતે ગુલાં ઉધરી મોટી થઇ. પોતાના મલતાવડા સ્વભાવથી અને નહિં બોલતાંને બોલાવે એવી હોવાથી, માહિમ, વાંદરા, અને દાદર તરફ વસ્તાં ઘણાક પારસી કુટુંબોમાં, તેણીને ઓલખાણ પડી હતી, અને તે ઓલખાણ ઉપરથી તેણીને સહુ કોઇ 'ગાંધીની ગુલાં' કરી બોલાવતાં હતાં. આંજે જયારે આપણી વારતાની શરૂઆત

થાય છે, ત્યારે એ ગાંધીની ગુલાં પરણુવા લાયક ઉમરે પુગી છે, અને સારે સારે ઘરના છોકરાઓ તેણી ઉપર જીપલાં દેવા લાગ્યા છે.

પણુ તેવામાં સુરતના મોદી ખાંન્દાનનો એક નબીરો, ફ્લીભાઇ, સુરતથી મેહરજીભાઇ શેઠ ઉપર ભરભલામણુ લઇ વેપાર વણુજમાં પોતાનું નસીબ અજમાવવા, મુંબઇ નિકલી પડયો. ગાંધીભાઇએ આએ ખુબસુરત જવાંનને આવકાર આપી, પોતાને ત્યાં તેને ઉતારો આપ્યો, અને ફ્લીભાઇને એ રીતે ગુલાં સાથ પિછાણુ થઇ. એ પિછાણુમાંથી દોસ્તી થઇ, અને દોસ્તીમાંથી બંન્ને જવાંન જીવડાઓ વચ્ચે પ્યાર પ્રગટી નિકલ્યો. પરીણુામ એ આવ્યું, કે આ બંન્ને જવાંન દિલદારો વચ્ચે પ્રિતનો ગાંઠ ગંઠાઇ ગયો, અને ગુલાંએ ફ્લી સાથ શાદીના ગાંઠથી જોડાવાનું તેને વચન આપ્યુ.

ગાંધીભાઇની સલાહ પ્રમાણે ચાલતાં, વેપાર વણુજમાં ફ્લીભાઇ પાંચ પૈસે સુખી થવા લાગ્યો. ફ્લીભાઇએ હવે પોતાને રેહવા માટે, ગોવાલિયા તલાવ ઉપર એક ખાસ મકાંન વેચાતું લીધું, સબબ પોતાની વાહાલી ગુલાંને હવે તે આ મકાંનની માલેક બનાવવા ચાહાતો હતો.

ગુલાંના લગનનો દિવસ નક્કી કરવા ફ્લીભાઇ મેહરજી શેઠને એક દિવસ તક જોઇ અરજ કરનાર હતો, તેવામાં એક નવી હરકત વચમાં નડી. ભરૂચના એક શાહ વેપારી, મુગાજી ખરાસનો એક જવાન દિકરો, ખુરશેદજી ખરાસ "ગુલ વિલ" માં પરોણા તરીકે આવી રહયો. ગાંધીભાઇ પર તે ભરભલાંમણુ લાવેલો હોવાથી, ગાંધીભાઇએ પોતાની દિકરી, તથા ફ્લીભાઇ સાથ ખુરશેદને પિછાણુ કરાવી, અને વખત જતે ખુરશેદ ગુલાં ઉપર વધારે અને વધારે ધ્યાંન આપવા લાગ્યો.

ફ્લીભાઇથી એ કેમ સાંખી શકાય? પોતાની પરણુવા ધારેલી મહાણુબને બેશક બીજો જીતી જશે, એવો તેને ભય લાગ્યો, સબબ ગાંધીભાઇ ખુરશેદ ખરાસ ઉપર કાંઇક અછો-અછો થતા હોય, એમ ફ્લીભાઇએ જોઇ લીધું હતું. પોતાના જાન કરતાં વાહલી મોહરદારને, પોતાની ગોદમાંથી એક ચુલબુલીયો જવાંન, પોતાની ચપલાઇ અને ચાપલુસીના જોરથી ઉડાવી જાયે, એ વિચારજ તેને દિવાનો બનાવતો હતો. અદેખાઇના અંગારથી તે બળવા લાગ્યો. ખુરશેદનું પગલું ગુલ વિલમાંથી કહડાવવાની ઘણીબી તદબીર ફ્લીભાઇએ કીધી, પણ તે સઘલી તદબિરો ફોકટ ગઇ.

ખુરશેદ ખરાસે, ગુલ-વિલની પડોસમાંજ પોતાનો વસ્વાટ કરવાનું પસંદ કીધું, અને એ કારણેજ માહિમની પડોસમાં, દાદર તરફ આવેલા 'દાડમ બાગ' માંહેલી જગ્યા, તેણે ભાડે રાખી હતી. હિયાંથી તે રોજ ગુલ-વિલમાં આવતો જતો હતો.

ખુરશેદની ધાંધલ, ધરપચ, ચંચલાઇ, ચાલાકી અને ચબરાકી જોઇ, ગાંધીભાઇ તેની ઉપર ફિદા ફિદા થઇ જતા હતા, અને તે એટલાં સુધી, કે એક દિવસ તો તેવણે ફ્લીભાઇની ગેરહાજરીમાં ગુલાંને ખુરશેદ સાથ અદરાવાની વાત પણ છેડી. પણ ગુલાંએ સાફ ના પાડી. આ વાતની ખબર ગુલાંએ જેવી ફ્લીભાઇને પોહોંચાડી, તેવોજ ફ્લીભાઇ ગુસ્સાથી લાલ પીળો થઇ, ખરશેદને બંગલે દાડમ-બાગમાં જઇ, તેના છાલ છોલટાં કાહાડી તેની સાથ મરાઇ પડ્યો, અને ગુસ્સામાં તેને જણાવ્યું કે :—'ગુલાં સાથ તે જો પરણુશે, તો તે તેનું ખુંન કરવાનેબી ચુકશે નહિ.'

આ ફેસાદની ખબર ખુરશેદે ગાંધીભાઇને ખુલાસા વાર

કહી સંભલાવી, અને કસમ લઇ કહ્યું. કેઃ—"ગુલાંને જો તેવણુ ફ્લીભઇ સાથ પરણાવવા રાજી હોય, તો તે કદીબી આએ "ગુલ વિલ" માં ફરીથી પગ મુકશે નહિ."

પણ તે વખત કવખતના સોગંદ, અંતે ખરા પડયા. સબબ તે દિવસ પછી ખુરશેદ ખરાસ "ગુલ–વિલ" માં આવવા પામ્યોજ નહિ, અને તેજ દિવસે રાતના વિકટોરિયામાં તેનું—ખુન થયું.

આ કમનસિબ બનાવને—ખરશેદનાં ખુન—ને ચાર અઠવા-ડીઆં થઇ ગયાં, અને સરવે કાંઇ નવું જુનું થઇ ગયું.

આજે ગાંધીભાઇને ત્યાં ગુલાંની સાલગરેહની ખુશાલીમાં મિત્રોને માટે મેજબાંનીનું જમન કીધું હતું. આ મેજબાનીમાં કોઇનેબી ખાસ તેડાં કીધાં નહિ હતાં, કે મેજબાનોની ધમાલ પડે; પણ ગાંધીભાઇના અતલગના દોસ્તોજ ફકત આવેલા હતા. એ દોસ્તોમાં ગાંધીભાઇના ખાસ દોસ્ત અને ખેરખાહ લવજી બારીસ્ટર અને "મુંબઇ શમશહેર" નામના ન્યુસ પેપરના અધિપતિ ફરાંમજી–પૅં એજ જન હતા.

ગાધીભાઇના આ બંન્ને મેહમાનોની વાંચક સાથ ઓલ-ખાણ કરાવી. આપણ આગલ ચાલશું.

મી૦ ફરાંમજી પૅં, પોતાના મિત્ર મંડળમાં 'ફ્લુ પૅં' ને લાડકે નામે ઓલખાતા હતા! તેવણ એક પેહલ્લે નંબરના 'ધચી' ઍડીટર હતા! અને પોતાના કહેવાતાં કડક લખાણો માટે જાણીતા હતા! મુંબઇ શમશહેરના અધિપતિ, રીપોર્ટર, કમ્પોઝીટર અને રીડર, ઉપરાંત પ્રીનટરબી તેવણુજ હતા! એટલે પોતે મેલવેલી ખબરો, પોતે પોતાને જોખમે તેવણુ છાપતા, અને તે છાપ્યા પછી પાછલથી અગરજો તેવણુની નેક નજરમાં તે કાંમ ગેરવાજબી

લાગતું, તો એક અંકમાં છાપી બીજા અંકમાં તેવણુ પોતાની દલગીરી દેખાડતા હતા! ગમે તે હોય, પણ એટલું તો નકકી હતું, કે ફ્લુ પૅં, પોતાનું ગુજરાન સ્વતંત્ર રીતે કરવા ઉપરાંત, પાંચ પૈસાનો જીવ રાખતો હતો.

બીજા મેહમાન મી૦ લવજી બારીસ્ટર, મુંબઇમાં સરવેને જાણીતા હતા. તેવણુની સિફ્ત ગામેગામ જાહેર થયલી હોવાથી, સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે ગામોથી, મુસ્કીલ કેસોમાં તેવણુને ખાસ રોકવામાં આવતા હતા એક છટાદાર ભાશણુ કરતા હોવાથી, કોરટ અને જયુરીના મન ઉપર પોતાના ભાશાણુથી તેવણુ જબરી અસર કરતા હતા, અને "ક્રૉસ એકઝાિમનેશન" માટે ભલાભલા ઇંગ્રેજ બારીસ્ટરો તેવણુની વખાણુ કરતા હતા. ગાંધીભાઇ સાથ તેમની દોસ્તી ઘણી મજબુત હોવાથી, દર આતવારે લવજી બારીસ્ટર, માહીમ 'ગુલ વીલ" માં ગાંધીભાઇના મેહમાન તરીકે ઉતરી પડતા હતા.

આજે ગુલાંની વરશગાંઠ હોવાથી રાતનું ખાંણુ લીધા બાદ, પેલા જમાનાના ખાધેલા અધિપતિને આ હાલી-મવાલી વચમાં લઇ બેઠી, અને ફ્રામજી પૅં ને કાંઇક ગાયન ગાવાની ફરમાસ કીધાથી, તેવણુ પોતાના સુરીલા ગાયણોથી પોતાના સાંભલનારાંઓને છક કરવા લાગ્યા.

સમજતાં ઉંધા પડે, તે બધા તેવાજ હુશિયાર! તેમાં અધુરામાં પુરૂં ફ્લુ પૅં લાંબાં ટુકાં અને ઉચાં નિચાં સુરોની બુમ બરાડ મારી, ભાગોલ જેવું મોહોડું વકાસી બાવા આદમને વખતનું કોઇને મોહોડેથી સાભલેલું ગાયણુ ગાવા લાગ્યા, અને જેવું તે પુરૂં થયું, કે ફ્લીભાઇએ "હિયર, હિયર" કરી શાબાસીથી તેમને વધાવી લીધા, તેવાજ લવજી બારીસ્ટર મુંબઇ જવા

ઉઠીયા, અને મિજલસ બરખાસ્ત થઇ

એક કલાક પછી ફુલીભાઇ પણ સાડાદસની ત્રેનમાં મુંબઇ જવા નિકલ્યો. ગાંધીભાઇ અને ગુલાં, તેને ગુલ-વિલના બાગના દરવાજા સુધી વળાવવા આવ્યાં, અને ફુલીભાઇએ સ્ટેશન તરફ કુચ કીધી. પણ ગુલાંને કાંઇ ઠીક લાગ્યું નહીં. ફુલીભાઇના ચેહેરા ઉપર વિચાર અને ઉદાસીએ કાંઇક છાપ મારેલો હોય, એમ તેણીને સાફ દેખાવા લાગ્યું. તેની એવી હાલત જોઇ ગુલાંથી થોભાયું નહીં. જેવી ફુલીભાઇએ પીઠ ફેરવી, કે ગુલાં બોલી:—"બાવાજી, જે દાહારથી ખરશેદનું ખુન થયુંછ, તે દાહારથી ફુલી વિચારમાંને વિચારમાં ફરતો ફરેછ?"

## પ્રકરણ ૬ ઠું.

### નહિ ધારેલી ધાડ.

વાત ખરેખર તેમજ હતી. ખરશેદના ખુન પછી ફુલીભાઇની ચાલ ચલણ અને સ્વભાવ બિલકુલ બદલાઇ ગયાં હતાં.

મેહેમથી જેવો ફુલાભાઇ નિકલ્યો, તેવોજ તે ગ્રાંટરોડના સ્ટેશન ઉપર ઉતરી પડી, વિકટોરીયામાં બેસી ગોવાલિયા તલાવવાલા પોતાના મકાંનમાં ગયો.

પણ તે કેવો નભરવસ હતો? ગુલ વીલમાંથી તે જેવો નિકલ્યો, ત્યારથી તે હમણા સુધી ડિટેકટિવ ફડકેએ તેની પુઠ પકડેલી હતી, તેની તેને જરાબી ખબર ન હતી. અંતે ફુલીભાઇનું ઠેકાણું ફડકેએ શોધી કાહાડયું ખરૂં.

"ત્યારે ખુન શું ખરેખર ફુલીભાઇએજ કીધું છે?" ફડકેએ પોતાના મનમાં સવાલ કીધો. "વાત તો તેવીજ લાગે

છે. એ સરવે વાતનું સેવટ આવતી કાલે સાંજ સુધીમાં આવી જવુ જોઇએ."

ફલીભાઇની તે આખી રાત એકરારીમાં ગઇ. તેણે ઉંઘાવાના ઘણુંબી ફાંફાં મારયાં, પણ ઉંઘ તેને બિલ્કુલ આવી નહી. સેવટે તે પોતાના પલગ ઉપર પડયો પડયો, મનમાં બડબડવા લાગ્યો :— "અરે કાહાંને કાહાં ખુરશેદ સાથ મારી પિછાન થઇ. લોક કેહેછ કે પોલીસને તેનાં ખુનનો મુદ્દો મલિયોછ! મને તો મોહોટો શક છે! રખે મારી ઉપર શક હોય? પણ મારી પર તો શક હોય જ કેમ? પેહેલાં તો તેઓ સાબેત કેમ કરી શકે, કે મેં ખુન કીધુંછ. મારો વિચાર પુને કે માથેરાંન જવાનો ઉતો, પન જો જાઉંછ તો મારી ઉપર પોલીસનો અને લોકોનો શક વધારે મજબુત થાયેછ. અરે ગુલ! ગુલ! મારા જાંન, તું જો મારી ખરી હાલત જાણે, તો મારા હાલ ઉપર જરૂર દયા કીધા વગર રેહે નહી. પણ નહી. એ વાત તુને કદીબી જણાવવી જોઇયે નહીં! તું જો જાણે તો કેવી રંજીદા થાય? ખચીત, ગુલાંને લાયક એ વાત છેજ નહી. તેણીથી તો એ બિના છુપીજ રાખવી જોઇએ"

એવા એવા વિચારના વમલમાં મોડી રાતે તે ઉંઘમાં પડયો. પણ થોડાજ વખતમાં ઝઝકલું થતાંજ તેની આંખ ઉંઘડી ગઇ. ઉઠતાને વાર ગરમ પાણીથી અંઘોલ કરી, રાતનો ઉજાગરો તેણે ખંખેરી કાહાડયો, અને તુરતજ તેણે નાસ્તો લાવવાનો પોતાના બટલર—બામલા—ને હુકમ કીધો. નાસ્તો કરી, ફલીભાઇ દસ વાગેની ગાડીમા ગાંધીભાઇને બંગલે ગયો.

ફડકે ડિટેકટિવે ફલીની પુઠ જબરી પકડી રાખી હતી. તે સહવારૂ પડતાજ તેની ઉપર દેખરેખ રાખવા, સુફેદ કપડાંમા

આવીને ફૂલીભાઇના બંગલાની બાહાર છુપછાપ ફૂલીભાઇની હિલચાલ તપાસતો હતો. જેવો ફૂલીભાઇ બંગલામાંથી બાહાર પડયો, કે ડિટેકટિવ ફૂડકે ફૂલીભાઇની ગેરહાજરીનો લાભ લઇ, તેના બંગલામાં દાખલ થયો.

ફૂલીભાઇના બટલર ભામલાનું કાંમ બધુ ભપકામાંજ હતું! " કન્ડલ સાહાબ " અને જન્ડલ સાહાબ " ની નોકરીમાં પોતે ઘણો વખત રહેલો, એટલે સેહેજ સાજ તે " ઇંગ્લીશ ટાક " ઝારી જાણુતો હોવાથી, ભામલાનું કાંમ જરા બેહેકેલુંજ હતું! પોતાના શેઠની ગેરહાજરીમાં એક કામાટી જેવા ધાટીને બેધડક બંગલાની અંદર ચાલી આવેલો જોઇ, ભામલાનો મિજાજ ખિલાફ થયો, અને દમમા 'ને દમમા, તે ફૂડકે ડિટેકટિવને તોછડાઇથી પુછવા લાગ્યો :—

"કેમ રે છછરા ? કેમ ? એકદમ માંહે કેમ ચાલી આવેછ ?"

" ફૂલીભાઇ શેઠ. હિયાંજ રહેછ નહિ ? "

" હા, કેમ? તેનું તારે શું પડીયું ? "

" મારે જરા કાંઇ ખબર કાહાડવીછ ? "

" જા, જા. મોટો ખબરનો કાહાડનારો આવેલો ! ઇસ્ટુ-પીટ જેવો. કેમ પુછયા વગર અંદર ચાલી આવેલો ?"

" સાંભલ ભાઇ હું વીમાનો દલાલ છેઉં." ફૂડકેએ તાલ લગાવી. " તારા શેઠ પોતાની જીંદગીનો દસ હજાર રૂપીઆનો વીમો ઉતરાવવા નિકલિયાછ. વાસતે મારા સાહેબે મને એવો હુકમ કીધોછ, કે મારે ફૂલીભઇની અંદરની તેમજ બાહારની ચાલચલણુની ખબર કહાડવી. મને કાંઇ તારા શેઠ સાથ નહિ, પણુ તારી સાથ કાંઇ વાત કરવીછ."

" તારે એમ બોલોનીકે દલાલ છો." ભામલો બોલ્યો.

"હું તો છમજેલો કોઇ ધાટી—મોચી જેવો હાથે મુફલ્લાની પગે છફાઇ કરવા આવેલો હોછે. અંદર આવો છાબ અંદર. બેઠો. તમુને મારૂં શું કામ પડિયું? પુછો તમુને જેબી પુછવું હોય તે. બેલાછક પુછો."

"મારે એટલું જાણવું છે, કે ફલીભાઇ કેવું માનસ છે?" ફડકેએ પુછયું.

"વિટી પરનો હીરો." ભામલાએ ચાંપીને જવાબ દીધો. "કાચું શુંન્નું! ચોખ્ખી ચાંદી જેવું મનખ! છમજ્યા કે? ફલીભાઇ છેઠના આજકાલ લગન છે. પછે ટકે ખદા રાખે છુકી છે. મારો પગાર તો તે બરાબર ચુકવી આપે."

"વારૂં, દારૂ બારૂનો કાંઇ લખ?" ફડકેએ બીજો સવાલ કીધો.

"છટ છટ." ભામલો તુચ્છકારથી બોલ્યો. "નાનછન! દારૂ છાનો? કોઇ કદી પીએ તો પીએ, નહિ તો નામ નહી."

"વારૂં એબી ઠીક! એબી ઠીક!" ફડકેએ ત્રીજો સવાલ કીધો. "વારૂં હું એમ પુછું, કે એવન રોજ રાતના ઘેરમા વખત સર આવેછ કે?"

"મને બરાબર ખબર છે, કે હમેછાં બારની ટકોરી અગાઉ મારો છેઠ ઘેરમાં આવેછ!" ભામલાને યાદ પડવાથી તે જરા સુધારીને બોલ્યો "પન જરા છબર—જરા છબર! મને યાદ છે, કે એક વખત બાર વાગ્યા પછીબી આવેલા. તે બેછપતવાર ઓછે; બેછપતવાર."

ફડકેએ મનમાં ગણત્રી કીધી. "ભરેસ્પતવારેજ રાતના ખુનબી થયું તું. ઠીક વાત મલી."

"બાર પછી? ત્યારે શું ત્રન ચાર વાગેલા હતા?"

ફ્ડકેએ પકડમાં પકડી ભામલાને પુછ્યું.

"છટ છટ," ભામલો બોલ્યો. "તન ને ચાર છાના! તન વાગે તો મરઘા બોલે?"

'ત્યારે ચાર વાગેલા હશે?" ફ્ડકેએ પુછ્યું.

"નહીં નહીં." ભામલાએ કહ્યું. 'મેં દરવાજો ઉઘાડેલો કેની; દરવાજો ઉઘાડી છેઠ અંદર આવેલા, તાહારે દીવાંનખાનાં માંહેલા ઘરીયાલમાં મેં બેમાં પાંચ કમ દીઠેલી."

ફ્ડકે જેવા પુલીસ અમલદારને આટલી બાતમી મલ્યા પછી, તે વધારે વખત ભામલાની સાથ વાતમાં શું કાંમ ગુટાય? ભામલાની વાતચિત ઉપરથી, અને ભરેસ્પતવારે રાતના બે વાગે ફ્લીભાઇ મોડેથી ઘેર આવેલો જાણી, તેના મગજમાં તમામ વાત ઉતરી ગઇ. ભામલાને સલાંમ કરી ફ્લીભાઇના મકાંનમાથી નિકલી, તે મારતી ગાડીએ કોટમાં પુલીસ કોરટ તરફ નિકલી ગયો.

* * *

ફ્લી ગુલ વીલમાં બપોરના ગાંધીભાઇ અને ગુલાં સાથ પોતાનું ખાનું લેતો હતો, તેવામાં કોઇના પગલાંનો અવાજ "વરન્ડા" ઉપર સંભલાયો. આ અવાજ સાંભલી ફ્લીભાઇ પાછું ફરી જોવા લાગ્યો, તેટલાં ડિટેકટિવ ફ્ડકે અને એક પુલીસ સીપાઇ ગુલ વિલના હૉલમાં બેઢડક ચાલી આવ્યા.

પુલીસના માનસને જોતાંજ ફ્લી રૂની પુની જેવો ઉજલો થઇ ગયો, કારણ તેઓ શું કરવા આવ્યા હતા, તે તે સમજી ગયો. ગાંધીભાઇ તો ચુપજ થઇ ગયા. તેવણ ડોલા ફાડી ફ્લીને જોવા લાગ્યા, અને નિરદોશ ગુલાં આ બધાનો કાંઇબી ભેદ સમજી શકી નહિ.

ફલીભાઇ જે ખુરસી ઉપર બેઠો હતો, ત્યાં ફડકે ધીમે કદમે જઇ ઉભો, અને ફલીભાઇના ખભાં ઉપર પોતાનો હાથ નાખી બોલ્યો :—"Mr. Falibhai, I arrest you in the King's Name."

"For what?" ફલીએ જરા તાનમાંજ પુછ્યું.

"For the murder of Khurshed Kharas." ફડકેએ ખુલાસો કીધો.

અને તેજ વખતે ફડકેએ ફલીભાઇને હાથે બેડી ઠોકી. ગુલાં આ બનાવથી બેભાન થઇ ગઇ. તેણીના વિલાપ તથા રડાકુટનો પાર રહયો નહી. ગાંધીભાઇ તેને શું દિલાસો દિયે! તેવણુ ટેબલ ઉપર ઉંધું માથું નાખી પડયા, અને હા કે ના બોલવા જેટલીબી તેવણે કોશેશ કીધી નહીં.

"ગુલાં, હું જાઉંછ." ફલીભાઇ ધીમે દબાયેલ અવાજે બોલ્યો. "હું જાઉંછ. હું બંદીખાને જાઉંછ. કદાચ હવે હું ફાંસીબી જવસ. પન હું જે કહુંછ તે ધ્યાંનથી સાંભલ, 'ને તે ખરૂંજ માનજે. પરવરદેગારના કસમ લેઇ હું મનશની, ગવશની, અને કુનશનીથી કેહુંછ, કે ખરશેદ ખરાસનું ખુન મેં કીધું નથી. હું નિરદોશ છેઉ."

"ઓ કોઇ આવો! અરે! કોઇ બચાવો! બાવા! બાવાજી! બાવા! મારા ફલીને બચાવો! અરે એ નિરદોશ છે. ફલી ખુન કરે તેવો છેજ નહીં. ફલીએ ખુન કીધુંજ નથી!"—

એટલું બોલતાંજ ગુલાંની છાતી બેસી ગઇ, અને તે બેહોશ થઇ ગાંધીભાઇના પગ આગલ જમીન ઉપર પડી. ગાંધીભાઇ સ્તબ્ધ થઇ ગયા, અને ફલીભાઇને ડિટેકટિવ ફડકે પોતા સાથ લઇ ચાલતો થયો.

* * * * *

——:०:——

# પ્રકરણ ૭ મું.

## "અૅલીબી" સાબેત કીધા વગર છુટકોજ નથી.

ફલીભાઇને પકડી પરહેજ કીધા પછી ખરશેદ ખરાસના ખરા ખુનીના પકડાવાની ખબર મુંબઇમાં ઘેરેઘેર ફરી વલી, અને બીજે દિવસે સહવારના રોજીંદા ન્યુસ પેપરોમાં તેનો હેવાલ લંબાણુથી છપાયો.

ખરશેદના ખુની તરીકે ફલીભાઇના પકડાયાથી ખમબાલા હિલપર વસ્તાં માલેતુજારો ડાચાં વકાસી અજબ થવા લાગ્યાં, અને કલમે કલમ એજ વાત ચાલી રહી. ફલીભાઇના મિત્ર અને પિછાણવાલાં આ વાત જાણી ઘણુંજ હેરત થયાં, અને ફલીભાઇ પોતાનો બચાવ કેવી રીતે કરે છે, તેની તેઓ અટકલ કરવા લાગ્યા.

ફલ ભાઇ એખલો પડી ગયો હતો. આ ન ધારેલી આફતમાં તેની મદદે તેની પાસ કોઇ નહીં હતું. ગાંધીભાઇએ પોતાની દીકરી ગુલાંને હુકમ સાફ કીધો, કે ફલીભાઇના ખુની તરીકે પકડાવાથી તેને ઘણું ખરાબ લાગ્યું છે, કેમકે તે તેને પોતાના જમાઇ કરવાનો હતો, વાસ્તે જ્યાં સુધી આ મુકદમાનું સેવટ આવે નહી, ત્યાં સુધી ગુલાંએ પુને પોતાના બંગલામાં જઇ રેહવું. પણ ગુલાંએ સાફ ના પાડી કહયું, કે :—"મારાથી તેમ બનનાર નથી. હું સુખમાં તેની સાથ રહી, તેના સંકટમાં તેને તજી જનાર નથી. ફલીએ ખુન કીધું નથી. તેનાથી એવું કામ થાયજ નહીં. હું તેનું બોલેલું સાચું માનું છ."

એક બૅરીસ્ટર તરીકે લવજીનું નામ મુંબઇમાં બૅરીસ્ટરોની સફમાં પંકાયલું હતું. જેનોબી કેસ તેના હાથમાં જતો, તેનો

બેઠો પાર ઉતરતો હતો.

મેહરજી ગાંધી ગુલાંને પોતાની સાથે પુને લઇ જવા તઇયાર થયા, સબબ ફલીભાઇના ખુની તરીકે પકડાયાથી તેવણને પોતાનુ મોહોડું લોકોમાં દેખાડવું ભારી પડવા લાગ્યુ. ફલીભાઇ ગુલાં સાથ અદરાઇ ચુકયો હતો, એ ખબર સરવેને જાણીતી હતી. ગુલાંએ પોતાના બાપની સાથે પુને જવા ના પાડી, અને મુંબઇમાંજ રેહી ફલીભાઇનું નિરદોશપણું સાબેત કરવાની તેણીએ હુજત કીધી. લવજીભાઇને કાલાવાલા કરી પોતાના બાપને સમજાવવા ગુલાંએ અરજ કીધી, પણ મેહરજી ગાંધી એકથી બે થયા નહીં.

"પણ બાવા ફલીએજ ખુન કીધું એમ માનવાનું તમને શું કારણ છે?" ગુલાં રડતી આંખે બોલી. "ફલી કદી ખુન કરેજ નહીં. હું તેનું કહેલું માનુંછ. તે કેહેછ કે તેને ખુન કીધુંજ નથી?"

"બધા ખુનીઓ એમજ કેહછ." ગાંધીભાઇ બોલ્યા. "ખુન કરી કોઇ કબુલબી કરતું હોશે કે? જો ખરશેદને લેઇને તે ગાડીમાં નહિ બેઠો હોય, તો તે વખતે તે કોઇ બીજે ઠેકાણે હોવો જોઇએ."

"ને જો તેમજ હોય, તો તેનો બચાવ સેહેલાઇથી થઇ શકશે." લવજીએ પોતાનું મત આપ્યું. "ગાંધીભાઇ ફલીનો બચાવ ફકત "ઍલીબી" સાબેત કરવા ઉપરજ આધાર રાખે છે."

"મારો ફલી તે સેહેલાઇથી સાબેત કરશે." ગુલાં બોલી. "ભેસપતવારે રાતના અગીયાર—બાર વાગતા સુધી તો તે આપરા બંગલામાં આપરી સાથે ઉતો."

"ખરી વાત." ગાંધીભાઇએ જવાબ દીધો. "પન સાબેત જે કરવું છે, તે તો અગીયારથી બે વાગા સુધી તે કાંહાં ઉતો, તે છે?"

"પન ખરશેદ તો ફ્લીની અગાઉ આપરે તાંહાંથી ગીયોતો બાવાજી?" ગુલાંએ સવાલ કીધો. "ખરસેદ તમારી સાથ પંચાતી કીધી તે વખતે"—

"પંચાતી શાની?" ગાંધીભાઇ વચમાં બોલી પડયા. "ખરશેદે મને પુછીયું કે ફ્લીભાઇ ગુલાં સાથ અદરાયોછ કે નહીં? મેં કેહયું કે હા. બસ મારો જવાબ સાંભરી તે ચાલી ગીયો. ખરી વાત છે કે તાહાર પછી બે ટલાકે ફ્લીભાઇ આપરે તાંહાંથી સાડા દસ કે અગીયારની ત્રેનમાં ગીયો, પન જ્યુરી તે બધું કેમ માનશે?"

"લવજીભઈ, મારે ખાતર તમે એટલું કામ માથે નહિ લેશો?" ગુલાંએ લવજીને કાલાવાલા કીધા. "મારા ફ્લીને તમે નહિ બચાવો, તો બીજું કોન બચાવે? આવાં સંકટમાં તમે તેનાં મદદગાર થાવો? તમે તેનો બચાવ કરો? તમે તેનો કેસ ચલાવો?"

ગુલાંની હાલત જોઇ ગાંધીભાઇનું સખત દીલ પિગલી ગયું, અને લવજીને એ કામ માથે લેવાની તેવણે ખાસ ભલામણ કીધી. અને આ બાહેશ બૅરીસ્ટર, ગાંધીભાઇની મનાવટ અને ગુલાંનાં કાલાવાલાથી આજેજ થઇ, તુરતજ તુરંગમાં ફ્લીભાઇને મલવા ગયો.

ફ્લીભાઇના દુઃખનો પારજ નહિ હતો. લવજી બારીસ્ટર જેવો તુરંગમાં ફ્લીભાઇની કોટડીમાં દાખલ થયો, તેવોજ તે વેને વલગી પડી બોલ્યો:—"લવજી, મને પેહલાં કેહવો, કે મારી

ગુલાં કેમ છે? તે શું કરેછ? તે સારી કાની તો છે ની? પન તમે હિયાં કેમ આયા લવજી?"

"હું મારી ફરજ બજાવવા આયોછ, ફુલીભઇ." લવજીએ જવાબ દીધો. "ગાંધીભાઇએ મને તમારો બચાવ કરવા રોકેલો છે."

"ગાંધીભાઇ?" ફુલી બોલ્યો. "શું ગાંધીભાઇ મને નિરદોશ માનેછ? 'ને ગુલાં?"—

"ગુલાં રડી રડી અરધી થાયછ ફુલીભઇ." લવજીએ ગુલાંનો બલાપો કીધો. "તે તુંને બિલ્કુલ નિરદોશ માનેછ. મને તારો બચાવ કરવા તેઓએ રોકેલો છે. વાસ્તે ફુલીભઇ હું તારો બૅરિસ્ટર છેઉ. હું માનુંછ કે તું નિરદોશ છે. ન્યુસ પેપરમાં મેં જે હેવાલ વાંચિયોછ, તેથી વધારે હું કાંઇ જાનતો નથી. વાસ્તે મારી આગલ તું માંડી મંડી સરવે વાત કેહી દે."

"તમે બધું કેહ્યું તે ખરૂં છે લવજી શેઠ." ફુલીભાઇએ જવાબ દીધો. "પન મારો બચાવ કંઇ નથી. હું બચાવ કરવા માંગતોજ નથી."

"બચાવ નથી? એટલે?" લવજી અજબ થઇને બોલ્યો. "તાહારે ફુલી, શું તેં ખુન કાધું કરી તું કબુલ કરેછ?"

"કદીબી નહિ." ફુલી બોલી ઉઠ્યો "લવજી, કદીબી હું એવું કાંમ કરૂં નહીં. પન કેટલીક બાબદો એવી છે, કે હું કેહી શકતો નથી."

"તોબી તારો જીવ બચાવવા તે બાબદો તુને કોર્ટમાં કેહેવી તો જોઇશેજ ફુલીભાઇ?"

"નહિ, કદીબી નહિ લવજી."

"અંહ! વારૂ કાંઈ નહિ. જોઇશું. જોઇશું." લવજીએ

પોતાની નોટ બુક ડગલાના ખીસાંમાથી કાહાડી, ફલીને ઉલટપાલટ સવાલો તેવણુ કરવા લાગ્યા. "પેહલ્લાં એટલુંજ કેહે ફલી, કે બેસ્પતવારે રાતે ખુન થયું, તે વખત તું કાંહાં ઉતો?"

"તે હું કેહી શકતો નથી."

"એમ કેમ બને? તું અગીયાર વાગે ગાંધીભાઇને તાંહાંથી નિકલીયોતો નહિ?"

"સાડા અગીયાર વાગે."

"ને તાંહાંથી નિકલી તું કાંહાં ગીયો વારૂ?"

"ટ્રેનમાં. ટ્રેનમાં મને પેલો ફલુ પેં મલીયો'તો. અમે બેઉ જંન ચર્ચગેટ સ્ટેશન ઉપર ઉતરી વિકટોરિયામાં બેઠા. ફલુ ઘેર ગીયો, ને હું કલબમાં ગીયો."

"કેઇ કલબ?"

"મારી કલબ? ધી પારસી યુનીયંન."

"વારૂં. ને કલબમાંથી તું કયારે પાછો નિકલીયો?"

"એકમાં થોડી મિનીટ કમ હોસે?"

"ને તાંહાંથી નિકલી તું પાધરો ઘેર ગીયો નહિ?"

"નહિ. હું ઘેર નહિ ગાયો. મારો જીવ બેચેન ઉતો."

"જીવ બેચેન ઉતો, તેથી ઘેર જવાને બદલે મોડી રાતે ઘેર બાહાર ભટકવાનું? એમ તો પાસે યુનિવરસિટી ગારડન ઉતો, તાંહાં કાંય નહિ ગીયો? સાચ્ચું બોલ, તું કોનને તાંહાં ગીયોતો?"

"કોઇનેબી તાંહાં?"

"તુંને કેહવુંજ પડશે, ફલીભઇ."

"મારાથી તે નહિ કેહવાશે લવજી."

"તાહારે તું કાંહાં ગીયાતો, તે ઠેકાણું મને શોધી કાહાડવું પડશે."

"તેનો પત્તો તમુને મલવો મુશકેલ છે."

"પન કોનને તાંહાં તું ગીયોતો ? મરદ કે ઓરત ?"

"કોઇબી ઉતી."

"ઉતી !! અંહ, કોઇબી ઉતી ! તાહારે એટલું તો માલમ પડયું, કે તું કોઇ ઓરત પાસ ગીયો 'તો. કેમ ફ્રલીભઇ ? તું તો કદી કેહેવાનો નહિ ઉતોની ? ચાલ હવે બોલી દે, તે કોન ઓરત છે ? તે કાંહાં રેહછ, 'ને તેનું નામ શું છે ?"

"તે તો કદીબી નહિ કેહેવાયે લવજીભઇ."

"તાહારે તું તેનું નામબી જાણેછ ખરો ?"

"હા. કમનસિબે હું તેનું નામ જાનુછ." ફ્રલી નિરાસ થઇ બોલ્યો.

"ને તોપન તે નામ તું કેહતો નથી."

"હા લવજી."

આટલી વાતચિત ઉપરથી લવજીએ બે વાત નકકી કીધી. એક તો ફ્રલીભાઇને તે રાતે "ઍપૉઇન્ટમૅન્ટ" હતું; અને બીજું તો તે "ઍપૉઇન્ટમૅન્ટ" એક ઓરત સાથ હતું. હવે જયારે ફ્રલીભાઇ કાંઇબી બીજી ખબર આપવાની હઠ લઇ બેઠો, ત્યારે લવજીએ આડકતરી રીતે એ વિશેની વધુ બાતમી તેને મોહડેથીજ બોલાવવાની તજવિજ કરવા માંડી.

"ખરશેદને તું છેલ્લો કયારે મલ્યો તો ફ્રલીભઇ ?"

"રાજાબાઇ ટાવર આગલ છાકટો થઇ પડેલો ઉતો તાહારે."

"શું તાહારે તેને વાસ્તે વિકટોરીયા બોલાવનાર તુંજ ઉતો કે ?"

"હા." ફ્લીએ આનાકાની સાથ જવાબ દીધો. "હા; મેંજ તેને સારૂ વિકટોરીયા બોલાવી 'તી."

"તાહારે ન્યુસ પેપરોમાં છપાયલી બિના ખરી, કે તેં તેને પેહેલાં પિછાનિયો નહિ, પન પાછલથી પિછાનિયો."

"હા. જો હું તેને પેહેલાં પિછાનતે, તો કદીબી તેને જમીનપરથી હું ઉંચકતેજ નહી. જેવો મેં તેને ઓરખિયો, તેવોજ હું તેને પડતો નાખી ચાલી ગીયો."

"કાંય? તું તેને પડતો નાખી શું કારન ચાલી ગીયો?"

"સબબ, હું તેને ઘણોજ ધિકકારતો તો."

"ને તેમ ધિકકારવાનું કારન ફ્લીભાઇ? ગુલાંને તે પરણુવા માંગતો 'તો તેથીજ કે?"

"એમ ખરૂં લવજીભાઇ."

"પન હવે જે અગતની બાબદ રેહિછ તે એજ કે, તું તેની સાથ પાછો વિકટોરીયામાં કાંય બેઠો?"

"હું તેની સાથે વિકટોરીયામાં બેઠોજ નથી."

"પન વિકટોરીયાવાલો તેમ કેહેછની."

"તે જુઠો છે. ખરશેદને પડતો નાખી હું ચાલી ગીયો ખરો, પન હું પાછો આયોતોજ નહિ."

"તાહારે વિકટોરીયામાં ખરશેદને લેઇને કોન બેઠું?"

"તે હું શું જાણું?"

"તુને કાંઇ તેનો ખિયાલજ નથી?"

"કાંઇબી નહિ."

"તારી ખાતરી છે?"

"પકે પકકી ખાતરી છે."

"તાહારે તારા જેવાજ ડગલાવાલો કોઇ બીજો હોવો જોઇયે."

"તેમજ. હું એક દજન એવા આદમીઓ મારી ઓલખના દેખાડું, કે જેઓ મારા જેવાજ ડગલા પેહેરેછ."

"ખરશેદના કોઇ દુશમનોને તું ઓલખોછ વારૂં ?"

"નહીં. હું કોઇનેબી ઓરખતો નથી. તે કોઇની ભલામન ગાંધીભઇ ઉપર લઇ આગો,'ને ગુલાં સાથ પરણુવાની તેને માંગણી કીધી. એથી વધારે બીજું તેને સારૂં હું કંઇ જાણતો નથી."

"ખરશેદ કાંહાં રેહેતો તો ?"

"દાદરના રસ્તા ઉપર, 'દાડમ–બાગ' ને ભોંયતરીએ."

"તે તેં કેમ જાનિયું ?"

"હું એક વખત ખુલાસો કરવા તેને તાંહા ગીયો તો, કે ગુલાં સાથ હું અદરાયલો છેઉ, ને તારે એ વાતમાં માથું મારવું નહિ. અમુંને તે ઉપરથી તંન પાંચ થઇતી."

"કોઇએ તે સાંભલી હોસેની ?"

"વીકાજીની વીલુબાઇ—દાડમ બાગની ઘેરવાલી—એ અમારી વાતચિત સાંભલી 'તી."

"તાહારે સાંમી બાજુવાલાઓ તેને સાખસી તરીકે બોલાવશે. પન તેં કાંઇ તેને ધમકી આપી 'તી વારૂં ?"

"હા. ગુસ્સામાં મારાથી બોલાયું તું ખરૂં કે, જો તું ગુલાં સાથ પરણુશે, તો હું તારૂં ખુન કરશ."

"ફલીભઇ, તારા એ સખુન જો વીલુબાઇએ સાંભલીયા હોય, ને તે જો તેવી જબાંની આપે, તો તારૂં બચવું મુશ્કેલ છે. જ્યુરી તુને જરૂર 'ગીલટી' ઠેડવે. તારે તો હવે ફકત "ઍલીબી" સાબેત કરવી જોઇયે. તું કેહે છે કે તું પાછો આયોતોજ નહિ, ને કોઇ બીજોજ ધણી ખરશેદને લઇ વિકટોરીયામાં બેઠો

'તો, તાહારે તું કાંહાં ગીયો'તો ?"

"હું કાંહાં ગીયો'તો, તેજ હું કેહવા માંગતો નથી."

"તાહારે તું શું કેહેવા માગેછ ફલી ?" લવજી ચીરડાઇને બોલ્યો. "યાદ રાખ તુને પસ્તાવું પડશે."

"મને પસ્તાવા દેઓ. મને મરવા દેઓ." ફલી અફસોસ કરી બોલ્યો. "પણ હું કાંહાં ઉતો, તે હું કદી કેહેનાર નથી."

"વારૂં તું તાહાંથી કેટલે વાગે પાછો ફરીયો ?"

"રાતના બે વાગે."

"તું જાણેછ, કે ખરશેદ પોતા સાથે કંઇ કિમતી કાગજીઆં લઇ ફરતો'તો ?"

"નહી." ફલી ફિકકો પડી જવા લાગ્યો. "તે હું નથી જાનતો."

"તાહારે તે કાગજીઆં તેં કાંય લીધાં ?"

"મેં કાહાં લીધાં ?"

લવજીના સવાલમાં ફલી પાછો પકડાયાથી લવજીએ પુછયું:—"વારૂં તે શાનાં કાગજીઆં ઉતાં ? ફલી કહી દે તો જોઉં ?"

"નહિં. તે મારાથી કેહેવાયજ નહિં."

"તારે ખરશેદ પાસ કાંઇ કાગજીઆં ઉતાં ખરાં ? 'ને તે કાગજીઆં તારેજ કામનાં ઉતાં."

"તે તમને પુછવાની શું જરૂર ?"

"જરૂર એટલીજ, કે તે કાગજીઆં જેને કાંમના ઉતાં, તેનેજ ખરશેદનું ખુન કીધુંછ."

"આહા !ઓ ખુદા ! એજ ખરી વાત છે. તેનેજ ખુન કીધું—તેનેજ ખુન કીધુંછ."

ફલી એક જબરી ચીસ પાડી બેસુધ થઇ ગયો. અને લવજી

તેને તેવી હાલતમા મુકી તેજ વખતે ત્યાંથી ચાલી ગયો. તુરંગમાંથી બાહાર નિકલતાંજ તે મનમાં બોલ્યોઃ—"ફુલીભાઇ, ખરેખર તેં પોતે ખરશેદનું ખુન નથી કીધું; પન તું જાનેછ, કે ખરો ખુની કોન છે, તે છતાં તારાથી તે બોલાતું નથી"

—:o:—

## પ્રકરણ ૮ મું.

### પ્યાર જ્યાં હોય ત્યાં વેહમ હોયજ નહિં.

પરવારતાઓને કાંમ 'ને ધંધો નહિં, એટલે કોઇનીબી નિંન્દા કરવામાં વખત કાહાડવો, અને તારી મારી કરવી, એ તેમનુ મુખ્ય કાંમ હોય છે. પેલી કેહવત પ્રમાણે "નવરો વાણીઓ નખ્ખોદ વાળે," તેમ ફુલીભાઇના કેદ પડવા પછી, પરવારતા નક્કરાઓ તરેહવાર ગપાટા ઉડારવા લાગ્યા. કોઇ કહે કે ખુન ફુલીભાઇએજ કીધું, અને કોઇએ કહયું કે ખુન કરવા માટે તેણે કેમ્પ કમ્પનીમાંથી કલોરોફોર્મ લીધું, અને કમ્પાઉન્ડર ફ્રંગીએ ફુલીભાઇને પિછાણ્યો! વળી કોઇ દોઢ ચતુરે એવીબી ગપ ઉડારી, કે ફુલીભાઇ એકરાર કરવા રાજી છે.

ફુલીભાઇ જેવા શીખેલા—પહડેલા, સોસાયટીને જાણીતા, અને પંકાયલા ચંચળ જવાંનને ખુંન જેવાં તોહમત માટે કેદ પડેલો જાણી, સમજુ વર્ગની નાસિપાસી, અને તેના બચાવની ઇન્તેજારી કમતી નહિ હતી. વાતે ઘણું ગંમ્ભીર રૂપ પકડયું. ફુલીભાઇનાં આવાં કાંમ માટે ગરબા જોડાયા! કલગીવાલા અને તુરાવાલાઓએ ફુલીભાઇ માટે ખીયાલો જોડયા! અને પેલા પ્રખ્યાત અધિપતિ ફુલા પેંએ તો એ બાબદ ઉપરથી એક ત્રણ અંકી નાટક રચી કહાડી, એકાદ ધરખમ એમેચ્યુઅર્સ નાટક

મંડલીને તે નાટક ભજી બતાવવાની અરજ વટિક કીધી. પણ તે નાટક મંડલીના "શ્રી ક્વાર્ટર" મેનેજર મી૦ અરદેશર અરભંગે આ ઉલટમંદ ઑથરની ઉમેદને દાબી નાંખી કહ્યું, કેઃ—"ફલીભાઇના ખુંનની ટ્રાયેલ સેશન્સમા ચાલે, એવા દેખાવોની એ નાટકમાં જરૂર હોવાથી, ફલીભાઇની તપાસનુ સેટ્ટ આવે, ત્યાં સુધી થોભવું.

લોક ચરચા દીન જતે વધતી ગઇ, પણ લવજી બારીસ્ટરની ખાતરી હતી, કે ફલીભાઇએ કદીબી ખુન કીધું નથી, અને એક ઓરતનું નામ જાહેરમાં નહિ લાવવા માટે, તે "ઍલીબી" સાબેન કરવા ના પાડે છે; સબબ તેમ કરતાં તે ઓરતને કોરટમાં જબાંની આપવા આવવું પડે. લવજી બારીસ્ટરે એવી તરક કીધી, કે "જે રાતે ખુન થયું તે રાતે, અને તેજ વખતે ફલીને કોઇ ઓરત સાથ 'એપૉઇન્ટમેન્ટ' હોવું જોઇએ, અને તે ઓરત ખચીત પરણેલી હોવી જોઇએ, જેથીજ ફલી તેણીનું નામ જણાવવા ના પાડે છે. જો તે તેણીનું નામ જાહેર કરે છે, તો પેલી ઓરતની બદફેલી ઉંઘાડી પડે છે, અને તેણીનો પરણેતર ખાવિંદ, છુટા છેડાની ફરીયાદી માંડે છે! એટલાજ માટે ફલી પેલી ઓરતનું નામ જાહેર કરતો નથી, અને એવી એક ઓરતની ઇજ્જત બચાવવા ખાતર, તે પોતે ફાંસી જવા તઇઆર થયો છે. પણ આવા જીવ સટોસટની વખતે, તે ઓરત કેમ છુપાઇ બેઠી? મારી ગણુત્રી જો ખરી હોય, તો તે ઓરતે આ કટોકટ વખતે બહાર પડી ફલીને ફાંસી જતો અટકાવવો જોઇએ."

આવી રીતના ગુંચવાડામાં ગુંચવાતો લવજી બૅરીસ્ટર ગુલ વીલ તરફ સહવારની ટ્રેનમાં માહિમ તરફ નિકલી ગયો.

ગુલાં કાગને ડોળે લવજીનીજ વાત જોતી ઉભી હતી. લવજીને જોતાંજ તેનો હાથ પકડી તે ઇન્તેજારીથી પુછવા લાગી :— "લવજીભાઇ, મારો ફ્રલી કેમ છે? તમે તેની પાસ ગીયા'તા કે? તે તમને મલિયો કે? તે સારી કાની છે કે?"

"ગુલાં તારા ફ્રલીને હું મલિયો'તો." લવજીએ ઠંડો જવાબ દીધો "પન તારા બાવા કાંહાં છે?"

"કાંય? તેવનનું શું કામ છે?" ગુલાં બોલી. "તેવન તો પુને ગીયાછ. મને તેવને ઘણી બોહોંશ કીધી, પન લવજીભઇ મારો જીવ કેમ માને? પન ફ્રલી શું કહેછ, લવજી?"

ફ્રલી સાથની મુલાકાતની તમામ હકિકત લવજીએ ગુલાંને કહિ સંભલાવી કેહયું, કે:—"આએ બાબદને તલીએ એક ઓરત છે, અને ફ્રલી તે ઓરતનું નામ જાહેર કરવા સાફ ના કેહછ."

"નહિં, નહિં." ગુલાં રડમસ બની બોલી. "લવજી, મારા ફ્રલીને બચાવો. મને તેની આગલ લઇ ચાલો. હું તેને કોઇબી રીતે સમજાવસ. તે કોઇનું નહિ તો મારૂં કેહ્યું જરૂર માનસે."

"પન ગુલાં, તારા બાવા જો એ વાત જાનશે, તો"—

"જાનવા દેઓ. મારા બાપ કરતાં મારો ખાવિંદ મને વધારે વાહાલો છે. તેને બચાવવા સારૂં મારાથી જેટલું થશે તેટલું હું કરસ."

ગુલાંની હુજત આગલ લવજી લાચાર થઇ ગયો, અને અંતે લવજી ગુલાંને પોતાની સાથે મુંબઇ લાવ્યો, અને તુરતજ જુની તુરંગ, કે જ્યાં ફ્રલીને કેદ કીધો હતો, ત્યાં તે તેણીને પોતાની સાથે ફ્રલી આગલ લઇ ગયો.

ફ્રલીને જોતાંજ ગુલાં તેને વળગી જાર જાર રડી

પડી, પણ ફલીનો દ્રઢ વિચાર જોઇ લવજી તેની હુજત ઉપર ધિકકારથી જોવા લાગ્યો.

"ફલી! તારા આએ કેવા હાલ." ગુલાં રડી પડી બોલી.

"તુરંગમાંથી શું આદમીની હાલત સારી રેહેતી હોસે ગુલ?" ફલી બોલ્યો. "તું શું કાંમ હિયાં આવી ગુલ? એમાં કાંઇ સાર નથી. મેં લવજીભઇને જેટલું કેહેવા જોગ ઉતું, તે બધું મેં કેહયુંછ. તેથી વધારે હું કંઇ કેહી શકતો નથી."

"તારાં ભેંજાંનું ઠેકાણું કાંહાં છે છોકરા?" લવજી ચિરડાઇને બોલ્યો. "તારી સુધ્ધ જરા ઠેકાણે રાખ, 'ને આએ ગુલાબ જેવી છોકરીની કદર ખાઇ કેહે, કે ભેરપતવારે રાતનાં તું કાંહાં ઉનો?"

"લવજી શેઠ, મારી જબાં બંધ છે. હું તે બોલી શકતો નથી." ફલીએ નસોસ બની એક ઠંડી હાયે મારી જવાબ દીધો.

"ફલી, જો તું એમ ના કર." ગુલાં રડમસ થઇ બોલી. "તુને કેહેવુંજ પડસે. મને રરે! મને મુવેલી જોય, જો તું નહિં કેહેય તો! તુને મારી કદર નથી ફલી!"

ફલી ડોળા ફાડી ગુલાંનો ચેહેરો જોઇ ડચકાં ખાઇ રડવા જેવો થઇ ગયો. તેણે વિચાર કીધો કે તે ભેરપતવારે રાતના તે કયાં હતો, તે કહી દિયે; પણ તુરતજ સંગ જેવું કઠણ દીલ કરી, તેણે પોતાનો વિચાર ફેરવી નાંખ્યો.

"ગુલાં, મને મરવા દે." ફલી બોલ્યો. "તું જાણુતી નથી, કે જે વાત તું જાણુવા માગેછ, તે જાણીયાથી શું થશે?"

"બધાં મરી જાએ ફલી!" ગુલાં રડી પડી બોલી. "પન તું જીવતો રેહ. તુને તારો જીવ બચાવવા શું નથી

ગમતું? મારી તુંને કદર નથી આવતી ફ્લી? મને એમ ઓવાર-નિવાર કાંય કરી મેલેછ? તેં જ્યારે ખુન કીધું નથી, તાહારે તું તારો બચાવ કર? દુશમનનાં મોહોંનાં કાલાં કર, અને સુંઆ જેવો જીવ એક, એક"—

"હા, સુંઆ જેવો જીવ, એક ઓરતને ખાતર ના આપ." લવજી વચ્ચે બોલી ઉઠયો.

પણ ફ્લીએ કાંઇબી જવાબ દીધો નહિ. ગુલાં હવે લાચાર થઇ રડવા લાગી, અને લવજીનો ગુસ્સો ઉસ્કેરાઇ આવ્યો.

"મારા સાહેબ તમો આંધરા થયલા લાગોછો." લવજી મિજાજ ખોઇ બોલ્યો. "જેમ તમારી સુધ બુધ જતી રેહીછ, તેમ તમારી આંખોબી જતી રહેલી છે કે શું? આએ નિરદોશ છોકરી કેવારની રડેછ, કકલેછ, તેની પર સેહેજબી રેહેમથી તમે જોતા નથી."

"તમે ભુલ કરોછ લવજી." ફ્લી ગુસ્સે થઇ બોલ્યો. "ખરી વાત છે, કે એક ઓરતને ખાતર હું બેસ્પતવારે રાતના કાંહાં ઉતો, તે કહી શકતો નથી; પન તે ઓરત કોઇજ નહીં પન મારી ગુલાં છે. એનેજ ખાતર હું બોલી શકતો નથી."

"મારે ખાતર! શું મારે ખાતર તે ઓરતનું નામ તું કેહેતો નથી ફ્લી?" ગુલાં અજબ થઇ બોલાં.

"એ દીવાનો થયોછે." લવજી બોલ્યો. "દીવાનાં તરીકે એને ખુન કીધુંછ એવી દલીલ હું એના બચાવમાં લાવવા માંગુંછ, ગુલાં. એને બચાંવવાનો હવે એજ રસ્તો બાકી છે."

"હું દીવાનો! પન હું દીવાનો નથી ગુલાં!" ફ્લી ગુસ્સાથી બોલ્યો. "હું પરવરદેગારને હાજર નાજર જાણી, સોગંદ ખાઇ

જનાઉછ, કે મેં ખુન કીધું નથી. પન જે વાત તું જાણુવા માગેછ, તે તારેજ ખાતર હું કહી શકતો નથી. તે વાત હું અંતની ઘડી સુધી છુપાવસ, ને કદાચ જો ફાંસીગી ગીયો, તો તારૂં ભલું કરી જવશ. હું ભેસ્પતવારે રાતના કાંહાં ઉતો, તે હું ચાહુ તો હમનાજ જાહેર કરી મારો બચાવ કરૂં, પન તેમ થયાથી એક ભેદ જાહેરમાં આવતાંજ, તુને તારી જીંદગી અકારી ઝેહેર જેવી થઇ પડે! ' ને જો તેમ થાય, તો પછી મારૂં જીવેલું શા ખપનું? માટે ગુલ, તું જા. મારા મુવા બાપના પાક રવાનનાં કસમ લઇ હું કેહુંછ, કે હું એ વાત કદી નથી કેહેવાનો. જો ફાંસી ગયો તો તારી બલા ગેઇ."

ફલી ગુસ્સામાં આવી પોતાના બિછાના ઉપર પટકાઇ પડયો, અને નસોસ થઇ બેભાંન જેવો બની ગયો. ગુલાંને કાંઇ યાદ આવવાથી, તે લાગલી લવજીનો હાથ પકડી ફલીને પડતો મુકી, તુરંગમાંથી બાહાર નિકલી પડી.

---

## પ્રકરણ ૯ મું.

---

### એક બળી ગયેલું કાગજ!

"એક વિકટોરીયા બોલાવો, લવજીભઇ." ગુલાંએ તુરતજ લવજીને કહ્યું. "ને ચાલો પેહેલાં કોટમાં."

"કોટમાં? કોટમાં કાંહાં? કાંય? કોટમાં કોનને તાંહાં?" લવજીએ ગુલાંને સવાલ કરતાં, તેજ ઘડી એક 'ટેકસી' રોકી લીધી, અને તેમા બંને જન સાથે બેસી, ટેકસી કોટ તરફ દોડાવવા જણાવ્યું.

"આપરે ફ્લીની કલબમાં જઇયે લવજી." ગુલાં બોલી. "બેસ્પતવારે રાતના એ મેહેમથી જ્યારે ઘેર જવા નિકલીયો, તાહારે બોલીયો 'તો, કે હું કલબમાં થઇને પછી ઘેર જવશ, કારણ કે મારાં કંઇ કાગજ આર્યાં હોય, તો માલમ પડે. ફ્લી કદી જુઠું બોલે એવો નથી. તે કદાચ કલબમાં ગીયો હોય, 'ને તાંહાંથી તેને કોઇનું કાગજ મલિયું હોય, 'ને તેથી ઘેર જવાને બદલે તે પાધરો બાહારજ ગીયો હોય."

"પન કાગજ કોન તરફથી આયું?"

"તે આપરે શું જાણીયે?" ગુલાં બોલી. "ઓરત કે મરદ જેબી હોય તે. કોઇ મુવાં ભુંડાંએ મારે સારૂ ખરી ખોટી વાત કેહી એને ભમાવેલો લાગેછ. મારે લગતી કંઇ વાત એ જાણેછ ખરી. પન હું તો કંઇબી જાણુતી નથી. કલબમાંથી ખબર કાહાડી એને ઘેર જઇએ. એના ઘેરમાંથી જરૂર કંઇ કાગજ મલી આવવું જોઇએ."

"મને એ વાત ઠીક લાગતી નથી." લવજીએ વિચાર જણાવ્યો. "જો વાત ઘણી છુપી હોય, તો ફ્લીએ તે કાગજ તેજ વખતે કાંય નહીં ફાડી નાખ્યું હોય?"

"તે કદી ફારે નહીં. ફ્લીના જેવા બેદરકાર ઘનાજ થોડા મલી શકશે." ગુલાં બોલી. "તે કાગજ તાંહાંજ કેથે ડગલાના ગજવામાં, કે કચરાની ટોપલીમાં, નહિ તો ટેબલનાં ખાંનામાં પડેલું હોસે."

ઉપલી વાતચીત દરમ્યાન ટેકસી ફ્લીની કલબના મકાંન આગળ આવી પુગતાંજ, લવજીએ ત્યાં ઉભી રખાવી, અને ગુલાંને લેઇ લવજી, કલબના મકાંનમાં દાખલ થયો. દાખલ

થતાંજ લવજીએ કલબના કારભારી કાવસજી બંગાલીને ઉલટ-પાલટ સવાલો કરવા માંડયા.

"કાવસજી તમને કાંઇ ધિયાન છે, કે ભેરપતવારે, એટલે જે દાહારે પેલા પારસીનું ખુન થયું, તે રાતના ફૂલીભઇને સારૂ કોઇ કાંઇ કાગજ હિયાં લેઇ આયું 'તું?"

કાવસજી બંગાલી ઘણો લાબો વીચાર કરી બોલ્યા:—"લવજી શેઠ, તે બનાવને એટલા બધા દાહારા થઇ ગીયાજ, કે મને કાંઇ યાદ નથી. પન સેહેજ ધિયાંન છે સાહેબ, કે થોડા દાહારાની વાત ઉપર ફૂલીભઇને નામનું એક કાગજ કોઇ લાયું 'તું ખરૂં."

"ઠીક ઠીક." લવજીએ ધિરજથી પુછ્યું. "કેટલે વાગે વારૂં?"

"રાતના બારની અગાઉનો સુમાર ઉતો." કાવસજીએ જવાબ દીધો.

"ને તે કાગજ કોન લેઇ આયું 'તુ?"

"કોઇ ચિથરે હાલ મુસલમાની આયા જેવી બઇરી લેઇ આવી 'તી." કાવસજીએ જવાબ દીધો.

"બઇરી!" લવજી અજબ થઇ બોલ્યો.

"હાજી. તે બઇરીબી કોઇ જબરી ફાટેલ ઉતી." કાવસજી બોલ્યો. "એકદમ કાગજ લઇ તે ઑફીસ અંદર ચાલી આવી, મોટે અવાજે બોલી:—'એ કાગજકા ધણી કિધર હયે?" મેં જરા દમમાં કેહ્યું. "ચલાવ નિકલો મધરસે." તો તે રાંડ તો બેહેકી 'ને બોલી "બડા નિકાલનેવાલા આયા." મેં પુછ્યું કે "તુમ કોનકુ પુછતા?" તો તે બોલી "મુજે ખબર નહિ. એ કાગજ દેનેકા હય." મેં તે કાગજ લીધું, 'ને કોનને નામનું ઉતું,

તે જોયું, તો તે ઉપર ફ્લીભઇનું નામ જણાયું. કાગજબી તેના જેવુંજ ચિથરે હાલ 'ને મેલું ઉતું. મેં તે કાગજ લેઇ ઉંચુ કીધું. પેલી મુસલમાની બઇરી જતી રેહી, 'ને જેવા ફ્લીભઇ આવી લાગા, તેવુંજ તે કાગજ મેં તેવનને સ્વાધીન કીધું."

"પછી ફ્લીભઇએ તે કાગજ વાંચિયું ખરૂં કે?" લવજીએ સવાલ કીધો.

"નહિ. તેવન તો બીજાઓ સાથ "પુલ" રમવામાં રોકાયા'તા." કાવસજી બોલ્યો.

"અંહ, ઠીક." પુલની રમતમાં કોણ કોણ સામેલ હતું, તે શાક્ષી તરીકે જુબાની આપવા કામ લાગશે, એમ ધારી લવજી તેઓનાં નામ પુછવા લાગ્યા:—"વારૂં તમને યાદ હોસેની, કે ફ્લી સાથે પુલ રમવામાં કોન કોન ઉતા?"

"ચાનજીભાઇ ઝવેરી, સોલિસીટર મેરવાનજી, ડોસાભાઇ દુબાશ, 'ને પેલા નવા મેમ્બર, જેવન બૅરીસ્ટર છે, તેવન."

"રમત કેટલે વાગે પુરી થઇ?"

"એકમાં પંદર મિનીટ કમ ઉતી, 'ને ફ્લીભઇએ બધી "લાઇફ" ખોહી દીધી." કાવસજીએ જવાબ દીધો. "તેવાજ તેવન પેલું કાગજ વાંચવા બતી આગલ ગીયા, 'ને સુમારે એકમાં પાંચ મિનીટ કમ ઉતી, તેમ કલબમાંથી તેવન ચાલી ગીયા."

"બરાબર." લવજી મનમાં બોલ્યો. "ને એક વાગે તે ખરશેદને મલ્યો, એમાં તો કાંઇજ શક નહિ. પેલાં કાગજમાં "ઍપાઈન્ટમૅન્ટ કીધેલું હોવું જોઇએ, 'ને તે માફક ફ્લીભઇ તાંહાંજ જવો જોઇએ."

"ઑલ રાઇટ—ઑલ રાઇટ." લવજી બોલ્યો. "સાહેબજી."

"મેં તમને પેહેલેથીજ કેહ્યું'ની લવજી?" ગુલાં બોલી. "હવે ચાલો ફૂલીને ઘેર. તે કાગજ જરૂર ઘેરમાંજ હોસે."

પાછી તેઓએ પોતાની ટેકસી ગોવાલિયા તલાવ ઉપર ફૂલીભાઇના મકાંન તરફ દોડાવી.

"તમારી અટકલ બિલ્કુલ ખરી છે." લવજીએ કેહ્યું. "તમારા વિચાર પરમાણે તો કાગજ તાંહાંજ હોવું જોઇએ ગુલાં."

ગુલાંને હવે એકજ ઇન્તેજારી હતી. તે ઇન્તેજારી પેલાં કાગજ વિશેની હતી જો તે કાગજ ફૂલીના ઓરડામાંથી મલે, તો તે ફૂલીને સાબુત બચાવી શકે.

આવા આવા વિચારોમાં ગુલાં પોતાના ફૂલીની ફિકર કરતી હતી, તેવામાં તેઓની ટેકસી ગોવાલિયા તલાવ ઉપર આવેલાં ફૂલીના મકાંન આગલ જઇ પુગી. લવજી અને ગુલાં તુરત ટેકસીમાંથી નિકલી ફૂલીના મકાંનમાં દાખલ થયાં. ભામલો જે પોતાના શેઠનો ખરો વફાદાર નોકર હતો, તેણે તુરતજ ફૂલીભાઇના આએ દોસ્તો, ગુલાં તથા લવજીને, ફૂલીના ઓરડામાં દાખલ કીધાં, અને પોતે હજારો હજાર કદુવા પોતાના જીવને દેવા લાગ્યો, કે:—"કાહાંને કાંહાં પેલા છા——જાુઠા વીમાવાલા દલાલને મેં ફૂલી છેઠ છારૂ બધી ખબર આપી દીધી."

લવજી અને ગુલાં ફૂલીના ઓરડામાં પેલા કાગજની તલાશ કરવા લાગ્યાં. શરૂઆતમાં તેઓએ તેની ટેબલનાં ખાનામાં ઉઠલ પાઠલ કીધી. ત્યાર પછી કપડાંની કબાટમાં મુકેલા તેના ડગલા, પાટલુન, વેસ્ટ કોટ, બદીઆંન વગેરેના ખીસાં

બારીકીથી તપાસી, બંને જનાં નાસિપાસ થયાં, અને સેવટે ગુલાંએ તે કાગજ મેલવવાની સઘલી આશા છોડી.

પણ તેવામાં તેણીની નજર ટેબલની નિચે, જુના પુરાણા કાગજની એક બાસ્કેટ ઉપર પડી. ડુબતું માનસ જેમ ફીણને વળગી જીવ બચાવવાની પેરવી કરે, તેમ ગુલાં આ બાસ્કેટમાંથી એકે એક કાગજ બાહાર કાહાડી, ફ્લીને બચાવવાની આશાથી તે તપાસવા લાગી.

પણ અંતે તે નિરાસ થઇ. બાસ્કેટમાંથી તેણીને કાંઇબી કાગજ મલ્યું નહીં. જેવી તે નિરાસ થઇ ઉઠવા જતી હતી, તેવીજ તેણીની નજર એક મેલાં કાગજ ઉપર પડી. તેણીએ તેજ વખત તે ઉંચકી તપાસવા માંડયું.

દેખઇતી રીતે તે કાગજ દબાઇ ચોરાઇ ગયેલું હતું. ગુલાંએ પોતાને ધ્રુજતે હાથે તે કાગજને ખુલ્લું કરી, તેમા શું લખાણ હતું તે વાંચવાની તજવિજ કીધી, પણ તેની બેહદ અજાયેબી વચ્ચે તે કાગજ કોઇ કોઇ ઠેકાંણેથી તેણીને બળી ગયેલું દેખાયું. તોપણ ધિરજથી તે લખાંણ ગુલાં ઉકલાવી વાંચવા લાગી, અને તે વાંચતાંજ એક ચીસ પાડી હરખ ભેર બોલી ઉઠી :—"મલિયું! આએ શું? મલિયું! લવજીભાઇ મલીયું!"

લવજી જે ઓરડાનાં ખુણા ખટોલામાં તપાસ કરતો હતો, તે ગુલાંની ચિસ સાંભલી દોડી આવ્યો, અને તેજ વખતે ગુલાંએ તેના હાથમાં નિચલું કાગજ મેલ્યું.

---

તે કાગજ ચોરાયલું, અને કોઇ કોઇ ઠેકાંણેથી
બળી ગયેલું હતું. લવજી અને ગુલાં
તે કાગજ વાંચવા લાગ્યાં.



## પ્રકરણ ૧૦ મું.

### ખાનસાહેબ જહાંગીરશાહ.

ડિટેકટિવ વાસુદેવ ફડકે છુપી પુલીસમાં પોતાની કળાબાજ હિકમતોથી જાણીતો થઇ વખણાઇ ગયો હતો ખરો, પણ આખી પુલીસ ફોર્સમા તેનો એખલો હરીફ, એક પારસી ઇન્સપેકટર જહાંગીરશાહ હતો. પારસીજ કેની? એટલે પુછવુંજ શું પડે?

મુંબઇની પુલીસ ફૉર્સમા ફડકે અને જહાંગીરશાહ, એ બે નાદર ગોહર હતાં, કે જેમની ચંચળ બુધ્ધી અને ગુનેહગારોને પકડી કાહડવાની અસાધારણ ચપળાઇ તથા કુનેહથી, મુંબઇના ભલા ભલા ભામટાઓ, જુગારીઓ, લફંગા-લુટારાઓ, તેમજ ચોર અને ખુનીઓ ઝાડના પાદડાં મિસાલ ધ્રુજતા હતા વાસુદેવ ફડકેએ આજ સુધી પોતાના કાંમથી જે નામના મેલવી હતી, તેથી આવતે સાલ કમીશ્નર સાહેબની ભલામણથી તેને માનપાનની નવાજેશ થવાની દરેક વકકી હતી. તેવામાં ખરશેદ ખરાસના ખરા ખુનીને પકડી કાહડ-વાની ઉમેદમા, વાસુદેવ તાતીયાએ પોતાની કિરતીનો કોટ હવામા બાંધી દીધો હતો, અને જે વખત જાગે છે, તેમાં મોટે ખાંચરે ફરતા ભણેલા—ગણેલામા ખપતા એક પારસી જવાંનને ખુની તરીકે ફાંસીને લાકડે લટકાવી, તે પોતાની કિરતી અંમર કરનાર હતો.

પણ એવા એક પારસીથી ખુન જેવું હિચકારૂં કાંમ થાય કેમ? અને તેબી ફ્લીભાઇ જેવો એક આબરૂદાર અને કેળવાયેલો પારસી જવાંન ખુન કરે—એ વાત ઇન્સપેકટર વાસુદેવના પારસી

હરીફ, ઇન્સપૅક્ટરે જહાંગીરશાહના ભેજાંમા બિલકુલ ઉતરી નહિ. એક પારસી ખુન કરેજ નહીં. એક પારસીની રગોમાં ફરતાં લોહીમાં એવો હિચકારો ખવાસ આમેજ થાયેલોજ નથી, એમ ઇન્સપેકટર જહાંગીરશાહનો પાકકો વિચાર હતો.

ખાનસાહેબ જહાંગીરશાહ મુંબઇની છુપી પુલીસમાં ઇન્સપેકટર હતા, અને વાસુદેવ ફડકે જહાંગીરશાહને હમેશ પોતાના હરીફ તરીકે જોતો હતો. જહાંગીરશાહ કોઇમી રીતે છુપી પુલીસમાં છુટે ખુને પડેલા એક અમલદાર નહી હતા. પોતાની હુશિયારી, ચપળાઇ, બાહાદુરી, અને કળાબાજ હિકમતથી, સરકારની ખાતરી કરી તેવણ અત્યાર આગમજ માનપાનના ધણી થઇ બેઠા હતા. ખોટી નોટ બનાવનારાઓને પકડી કાહડી, નવ લાખની બનાવટી નોટનો મોટો જથ્થો તેવણે પકડી, કમિશ્નર અને સરકારની ખાતરી કરી આપી હતી, કે જહાંગીરશાહ જેવાં પારસીઓની ખરેખર મુંબઇની પુલીસના ડિટેકટિવ ખાતાંમા ધણીજ જરૂર છે. ફડકેના આ સિનીયર જહાંગીરશાહ, ફડકેના દરેક કાંમની ખોડખાપન કાહડવા હમેશ તલપી રેહતા હતા, અને બને તો ફડકેની મેહનતની બરબાદી અંતની ધડીએ કરવાની તેવણ હમેશાં ઇન્તેજારીથી તક શોધતા હતા.

ખાનસાહેબ જહાંગીરશાહ ત્રીસ વરશની ઉમરના એક દેખાવલા દાહડી મુછ વગરના જવાંન હતા. આંગે તેઓ પાતળા, અને કદે જરા ઉંચા હોવાથી, હમેશા વેશ ધારણ કરવામાં તેવન ફાવી જતા હતા. સબબ ધણી વખતે ઓરતના લેબાસમાં આ જવાંન ઇન્સ્પૅકટરે પોતાના જીવના જોખમે માહાભારત તરકટો પકડેલાં હતાં. આવી રીતની બાહોશીવાલા એક પારસી

હરીફથી જો કે વાસુદેવ ફડકે હમેશાં ડબતોજ હતો, પણ તે સિનીયર ઇન્સ્પેકટર હોવાથી, મોહડાં ઉપર ખાનસાહેબને મિઠું પિરસવાને તે ચુકતો નહિ હતો.

એક ખુની તરીકે ફલીભાઇ પકડાવાથી જાહેરમાં બે મત થયાં હતાં. એક બાજુવાલા તેને ખરેખર ખુની સમજતા હતા, અને બીજી બાજુવાલા તેને ખરેખર નિરદોશ માનતા હતા.

ફલીભાઇએ પોતાનો બચાવ કરવા ના પાડયા પછી, અને લવજી તથા ગુલાંએ પેલાં બળી ગયેલાં કાગજની શોધ કીધા પછી, લવજીએ પોતાની ઑફિસમા તુરતજ મલી જવા ખાનસાહેબ જહાંગીરશાહને એક ચીઠ્ઠી લખી.

વાસુદેવ ફડકેના 'કેસ' ઉપર ખાનસાહેબ ઇન્તેજારીથી જાહેરમાં નહી, પણ બાતેનમાં તપાસ રાખતા હતા; અને એક મરાહાએ ફલીભાઇ જેવા કેળવાયલા એક જવાંનને ખુન જેવા આરોપ માટે પકડેલો જાણી તેવણ ઘણાજ દલગીર થઇ ગયા હતા. પણ લાચાર! તેવણ એ વાતમાં કાંઇ પણ કરી શકે એમ નહિ હોવાથી, ગુપચુપ ફલીભાઇના કેસનાં સેવટ ઉપર તેવણ વિચાર કરતા બેઠા હતા.

લવજી તરફથી ખાનસાહેબને જેવું કાગજ મલ્યું, તેવોજ તેવણને નવો જીવ આવ્યો હોય, તેમ તેવણ તુરતજ ઉઠી હરખભેર તઇઆર થઇ, કોટમાં જવા નિકલ્યા. લવજીની ચીઠ્ઠી વાંચી તેવણે તુરત એકજ અટકળ બાંધી, અને તેજ વખતે તેવણ મનમાં બોલ્યા કે:—" ખુદા કરશે તો ફલીભઇ છુટી જશે. એક પારસી કદીબી ખુન કરે નહિ. "ઓ! પારસીસ આર નૉટ બાર્ન ટુ મર્ડર."

લવજી બૅરીસ્ટરની ઑફીસ હાઇ કોર્ટના મકાનમાંજ હતી. ખાનસાહેબને મારતી વિકટોરીયાએ ત્યાં જઇ પુગતાં ઘણી વાર લાગી નહિ. લવજી તેવણુની વાત જોતાજ બેઠા હતા, અને ખાનસાહેબ જેહાંગીરશાહ લવજીને મલવાજ માંગતા હતા, એટલે બેઉની ઇન્તેજારીનું સેવટ બંનેની મુલાકાતમાં આવી ગયું.

"કમ ઇન–કમ ઇન–ખાનસાહેબ" લવજી તુરતજ પોતાનો હાથ લંબાવી જેહાંગીરશાહને શેકહેન્ડ કરતાં બોલ્યા. "કેમ, અંદર આવતા બીહોછ કે શું જહાંગીરશાહા? તમે બિહીતા બિહીતા કેમ આવોછ?"

"હું સમજ્યો તમે રોકાંનમાં હોસો." જહાંગીરશાહે હસીને જવાબ દીધો, અને લવજી પોતાની ઑફીસના બારના બંધ કરી જેહાંગીરશાહ સાથે વાતે લાગ્યા.

"કેમ લવજી શેઠ, સેવકને કાંઇ ફરમાસ?"

"હા ખાનસાહેબ." લવજી બોલ્યા "ફુલીબાઇના કેસમાં ગાંધીભાઇએ મને બચાવ કરવા રોકેલો છે. ખરશેદ ખરાસના ખુનની તમામ વિગતથી તમે માહીતગાર તો હોવા જોઇએ મી૦ જહાંગીરશાહ?"

"લવજીભાઇ, હું એમ ધારૂછ." ખાનસાહેબે ભવાં ચહડાવી જવાબ દીધો. "ફ્રડકે બેશક બેહદ મેહનત કરી કેટલોક પત્તો મેલવિયોછ. પન લવજીભાઇ, મને શક છે કે તેણે ખરા ખુનીને પકડીયો હોય."

"કારન? તમુને તેમ માનવાનું શું કારન છે, ખાન સાહેબ?" લવજીએ અજબ થઇ સવાલ કીધો.

"કારન?" ખાનસાહેબે જવાબ દીધો. "લવજીભાઇ તમે

કારન પુછોછ? શું કિયાની ઓલાદના પારસીઓની રગોમાં વેહતું લોહી એટલું બધું કાલું થઇ ગીયુંછ, કે તેઓ ખુન કરે? એક કેળવાએલો, સુધારામા વધેલો, ઇજતથી પુર અને માલથી ભરપુર જવાન, હિચકારો બની ખુન કરે? ફલીભઇથી હું એવી આશા રાખુંજ નહી. ફડકેએ મેજીસ્ટ્રેટને જે "ઇન્ફરમેશન" આપી ફલાભઇને પકડવાનું વારંટ લીધુંછ, તે ખાનગી રીતે મે વાંચી જોયું છે, 'ને લવજી શેઠ તે વાંચતાજ મે અટકલ કીધી, કે ફલીભઇ કદાચ નિરદોશ કાંય નહી હોય! બેશક ફડકેએ ઘણી મેહનત કીધી છે. તેણે મેલવેલા સાક્ષીઓની જબાંની ઉપર જો 'જયુરી' ધ્યાંન આપશે, તો ફલીભઇને બોલ બોલતાં 'જયુરી' "ગીલ્ટી" ઠેડવશે. ખુદ ફલીભઇના નોકરે ફડકેને કેલ્યું, કે જે રાતના ખુન થયું તે રાતના ફલાંભઇ એ વાગાને સુમારે ઘેર આયો હતો. હું ઘણોજ દલગીર છેઉ લવજી શેઠ, કે ફલાંભઇ આવી આફતમાં આવી પડીયોછ. તોપન હું ફરીથી કેહુંછ, કે ફલીભઇ ખુન કરે એવું આદમી નથી. મને એનો બચાવ મુશ્કીલ લાગેછ લવજીભઇ. પન એ એકજ રીતે બચી શકે. તમે "ઍલીબી" સાબેત કરી શકશો મી૦ લવજી?"

"તેજ મારો બચાવ છે ખાનસાહેબ. ઍલીબી સાબેત કરવા ઉપર હું મોટો આધાર રાખુછ." લવજી બોલ્યો "તમે શું ધારોછ, ઇન્સપેક્ટર સાહેબ?"

"મારા કરતાં તમોએ વધારે જાણવું જોઇએ, મી૦ લવજી." ખાનસાહેબે જવાબ દીધો. "બચાવ કરવાનું કામ તમારૂ પોતાનુ છે."

"પન તે સ્ટુપીડ બચાવ કરવા ના પાડેછ." લવજી મોહોડું કુમલાવી બોલ્યા.

"બચાવ કરવા ના પાડેછ? એટલે? તાહારે શું ફાંસી જવા માંગેછ? સબબ?" ખાનસાહેબ અજબ થઇ બોલ્યા."

"તે પોતાની ઇજતને વધારે વાહાલી ગણેછ, ખાનસાહેબ." લવજીએ જવાબ દીધો. "પોતાની ઇજતના બચાવ ખાતરજ તે પોતાના ગરદન આપવા તઇઆર થયોછ."

"એ તે શું જુલમ!" ખાનસાહેબે ટિકા કીધો.

"તે જો ચાહે તો "અલીબી" સાબેત કરી શકે. પન ખુન જે વખતે થયું, તે વખતે તે જે ઠેકાને ઉતો, તે વાત જાહેરમાં આવે, 'ને તેથી તેને ખેજાલત લાગે, તેના કરતાં ફાંસી જવામાં તે વધારે માન સમજેછ." લવજી બૅરીસ્ટરે ખુલાસો કીધો.

"હું બધું સમજી ગીયો." જેહાગીરશાહે જવાબ દીધો. "એક ઓરતનું નામ જાહેરમાં આવવાના કરતાં ફૂલાભઇ પોતાની ગરદન આપવા તઇયાર થયોછ; એમજ કેની લવજી શેઠ?"

"તેમ નહીં." લવજીએ જવાબ દીધો. "તમારા જેવીજ અટકલ મેં પણ શરૂઆતમાં કીધી'તી, પન મારી તે અટકલ પાછલથી ખોટી પડી. ખરી વાતતો એ છે, કે એક મરતી ઓરતે ફૂલીભઇને કંઇ છુપી વાત કેહવા તેડાવેલો હોવાથી, તે તેને મલવા ગીયો'તો."

"ઓહો! તમે તો ઘના આગલ વધી ગેયલા લાગોછ મી૦ લવજી?" ખાનસાહેબે વિચાર જણાવ્યો. "પન તે છુપી વાત શું?"

"તેજ એક ભેદ છે ખાનસાહેબ. તે બઇરીએ શું વાત ફૂલીને તેડાવીને કેહી, તેજ માલમ પડતું નથી." લવજીએ જવાબ

દીધો. "કંઇ ઘનીજ અગતની બાબદ કેહવા તે ઓરતે ફલીને તેડાવીયો 'તો, 'ને ભેસ્પતવારે રાતના જે વખતે ખરશેદનુ ખુન વિકટોરીયામાં મોડી રાતે એક 'ને બે વાગા વચે થયું, તે વખતે ફલીભઇ આ મરતી ઓરતના બિછાના આગલ હાજર ઉતો."

"તાહારે વિકટોરીયાવાલાએ જબાંનીમા કેહ્યું તે જુઠું, કે ફલીભઇ થોડી વારમાં પાછો આયો" ખાનસાહેબે કેહ્યું. "મારો વિચાર પેહલેથીજ એવો ઉતો. બરોબર. તાહારે વિકટોરીયામાં ખરશેદને લેઇને ફલીભઈ નહી બેઠેલો."

"બિલ્કુલ નહીં." લવજીએ જવાબ દીધો. "તે પેલી ઓરતને તાંહાં નિકલી ગેવલો ઉતો. ખાનસાહેબ, જુવો વાંચો આએ કાગજ. મોટી મુશકેલીએ મેં આએ બરી ગેયલાં કાગજનો એક ટુકડો ફલીભઇના રદી કાગજોની "બાસ્કેટ" માથી મેલવિયોછ."

લવજીએ ખાનસાહેબના હાથમાં પેલું અરધુ બલી ગયેલું કાગજ મુકયું, અને ખાનસાહેબ તે કાગજ ઘણીજ બારીકીથી તપાસવા લાગ્યા.

"ભેસ્પતવારે આએ કાગજ લખેલું છે." ખાનસાહેબ બોલ્યા."

"હા. ઉપર તારીખ લખીછ, તે જોઇ કેની." લવજીએ જવાબ દીધો. "ખરશેદનું ખુન પન એજ દાહારે રાતે થયલું?"

"ઓહો! સમજ પડી. લવજીભઇ આએ કાગજ કામાટીપુરાની બારમી ગલીમાંથી આવેલું છે." ખાનસાહેબ બોલ્યા. "મારી તો હમનાજ નજર પડી! કાગજને મથાળે એકાદ હરફ બલી જવાથી મારી નજર હમનાજ તે ઉપર પડતાં મને

ખ્યાંન આયું. પન એ કાગજ કોન લાયુ 'તું, 'ને કાંહાં આયું'તુ ?"

"કાવસજી બંગાલી, પારસી યુનીયન કલબનો કારભારી કેહછ, કે એક મુસલમાની આયા જેવી ચિથરે હાલ છોકરી, કલબમાં આવીને એ કાગજ આપી ગેઇ 'તી." લવજી બોલ્યો. "હવે કેવી રીતે એ ઠેકાનું 'ને એ ઓરતનું નામ નીશાન શોધી કાહાડીએ.

"લવજી શેઠ કામાટીપુરાની લુકેલિટી મુંબઇમાં એક દોજખના ગાર સમાન છે." ખાનસાહેબે પોતાના પુલીસનો અનુભવ જાહેર કીધો. "આખી મુંબઇના પાપી પલીદો, લુટારા, ચોટ્ટા, ખુની અને જુગારીઓ, એ લુકેલિટીના ગીચ અને જુદા જુદા ગંધીલા લટ્ટા ઉપર વસેછ. એ જગા ઉપર મોડી રાતના જવું વટિક જોખમભરેલું છે. કોઇ ભુલોચુકો જો તાંહાં જઇ લાગો, 'ને જો હાથમાં સપડાયો, તો તેને જાનથી મારીબી નાખે, તો ખુનીનો પતોબી મળે નહીં. પુલીસ શું કરે ? લવજી શેઠ, આ કાગજ કામાટીપુરામાંથી લખાયુંછ. પન ફૂલીભઇ છેક મોડી રાતના એક વાગે એખલો તાંહાં જાય, 'ને સલામત પાછો ફરે, એ મારા માનવામાં બિલ્કુલ આવતું નથી. મને લાગેછ કે તેને સાથે લેઇ જવા પેલી છોકરી કેથે ઉભી રેહેવી જોઇએ. પન જરા સબર. એક બીજી વાતબી મને યાદ આવી. કામાટીપુરામાં મહીના એકની વાત ઉપર રમજાન નામની એક બુઢીઆના મકાંનમાં, એક ઓરત મરન પામી 'તી ખરી."

"તેની ખબર તમુને કેમ પડી, ખાનસાહેબ ?" લવજીએ કારણ જાણવા માગ્યું.

"તેની પાયદસ્ત કાહડતી વખતે ઘનું લોક કબ્રસ્તાંનમા

તેની લાસને દફન કરવા જનાર ઉતું, વાસ્તે કમિશ્નરે તાંહાં બંદોબસ્ત કરવાના ઇરાદાથી મને તાંહાં હાજર રેહવા ફરમાવિયું 'તું." જેહાંગીરશાહે કારણુ જણાવ્યું.

"પન તે કોન ઓરત ઉતી, કે એટલું બધું લોક તેની પાયદસ્તે ગીયુ 'તું ?" લવજીએ સવાલ કીધો.

"રમજાન નામની એક બુઢી ઓરતની તે કોઇ સગી ઉતી." ખાનસાહેબે જવાબ દીધો. "શું સગી થતી'તી, તે હું નથી જાનતો, પન કામાટીપુરાનું તમામ લોક મરનારને "બકાવલી" ના નામથી ઓલખતાં 'તાં. કેહછ કે તે ઘનીજ ખુબસુરત ઓરત ઉતી. પુનાથી તે તન મહિનાની વાત ઉપર આવી તી. તે અસલ લાહોર કે અમરીતસરની રેહનાર ઉતી. તે ખહીનાં રોગથી તન મહિના વેર રીબતી'તી, સેવટે જે રાતના ખુન થયું, તેજ રાતના તે મરન પામી'તી."

"તાહારે તેનેજ કાગજ લખી કૂલીને તેડાવેલો હોવો જોઇએ." લવજી બોલ્યો.

"બેશક." ખાનસાહેબે ઉઠતાં ઉઠતાં જવાબ દીધો. "લવજીભાઇ જો કૂલી એ રમજાનનાં ઘેરમાંજ ગીયો હોસે, તો આપન સાબેત કરવા સારૂ જેટલા જોઇએ તેટલા શાખસી મેલવી શકસું. પેહલાં તો બુઢી રમજાંન પોતે, અને બીજી તેની દીકરી "પંપ્પા."

"પંપ્પા ?" "લવજીએ અજબ થઇ સવાલ કીધો. "એ કેઇ જાતનું નાંમ ખાનસાહેબ ?"

"મને લાગેછ કે એ એક લાડકું નામ હોવું જોઇએ." ખાનસાહેબે જવાબ દીધો. "બલા જાને મારી તેનું ખરૂં નામ શું છે તે; પણુ પંપ્પાને નામે કામાટીપુરાના તમામ

લોક એ છોકરીને ઓલખેછ. લવજી શેઠ, હમના મને પુલીસ કોરટમાં એક સોનેરી ટોલીવાલા કેસમાં જબાંની આપવા જવુંછ. કદાચ મારો આખો દીવસ તાંહાં જશે. વાસ્તે રાતના ૮ કે ૯ ને સુમારે હું તમારે બંગલે આજે આવસ. તાંહાંથી આપણે રમજાનને ઘેર જઇ પેલી મરનાર ' બકાવલી 'ને વિશે કાંઇ વધુ ખબર મેલવિસું."

"સાહેબજી. સાહેબજી જહાંગીરશાહ." લવજીએ હાથ લંબાવી શેકહેન્ડ કરતાં. કહ્યું "હું તમારી જરૂર વાત જોવસ જેહાંગીરશાહ."

* * *

જેહાંગીરશાહનો તે આખો દીવસ પુલીસ કોરટના રોકાનમાં ગયો, સબબ સોનેરી ટોલીના એક નવા પ્રપંચમા તેઓને ખાસ જબાંની આપવી હતી.

બરાબર રાતના સાડા આઠને સુમારે, ઠેડવેલે વખતે, ખાનસાહેબ જેહાંગીરશાહ લવજી બૅરીસ્ટરને જઇ મલ્યા. લવજી દર પળ તેમની રાહા જોતાજ હના, તેથી જેવી તેમની નજર જેહાંગીરશાહ ઉપર પડી, કે તેવાજ તેવન પોતાનો ઓવર કોટ આંગ ઉપર નાંખી, મોગલ કૅપ પેહડી, જેહાંગીરશાહને સાંમે જઇ મલ્યા.

"હલ્લો! તમે તો તઇઆરજ દેખું ?" જેહાંરશાહ બોલ્યા. "હું મકું જે મને ખોટી થવું પડશે. કેમ? હું વખતસર છેઉંની ?"

"હજી નવ નથી વાગા." લવજી એક ટેકસીમાં જેહાંગીરશાહ પાસે બેસી, પોતાના ઘડીઆળમાં જોઇ બોલ્યા. "તમે ટાઇમ સર છેઓ જેહાંગીરશાહ."

"ઠીક તાહારે." જેહાંગીરશાહે જવાબ દીધો. અને ટેકસી-વાલાને હુકમ કીધો "હવે આપણુ જઇસું. ચલાવ?"

"કિધર સાહાબ?"

"કામાટીપુરા, બારા ગલી."

ટૅકસીવાલાએ પોતાની ગાડી સપાટાબંધ આગળ ચલાવી. જેહાંગીરશાહને મોહડેથી "કામાટીપુરા" નો બોલ સાંભલી લવજી વિચારમાં પડી મનમાં વમાસન કરવા લાગ્યાઃ—"કંઇ સમજ નથી પડતો, કે લાહોર—અમરીતસરની એક રેહેનાર, પુનામાં વસેલી, પાછલથી મુંબઇમા કામાટીપુરા જેવી ગલીચ 'ને હલકી અધમ લુકેલિટી ઉપર રેહેનાર એક ઓરતે અરધી રાતના ફ્લીભાઇને શું છુપી વાત કહેવા તેડાવિયો હોસે."

પણ તેટલાં ગાડી ગરાંટરોડ કોરનર આગળ આવી પુગી.

## પ્રકરણ ૧૧ મું.

### અંધારી ગલીમા ખખડી ગયેલું મકાંન.

મુંબઇનાં કોટના નાકા ઉપર આવેલી આબરૂદાર નાટકશાલાઓ આગલ, રાતને સમે નાટકને દિવસે જે લોકોની ગીરદી થાય છે, તેના કરતા વધારે ગીરદી ગરાંટ રોડના કોરનર ઉપર આવેલી નાટકશાલાઓ આગલ હરરોજ રાતના થાય છે. થોડા વરશની વાત ઉપર તો વાત એટલે સુધી બેહેકી હતી, કે આબરૂદાર કુટુંબો કે ગ્રહસ્થોને, રાતને સમે તે રસ્તેથી ચાલી જવું પણ સલામત નહી હતું. કેટલીક નાટકશાલાઓમાં નીત રોજ રાતના ખેલો થતા રેહે છે, અને તેમાં દાખલ થવાની ફી એટલી તો નજીવી તે કમ્પનીના માલેકો રાખે છે, કે

ગરીબમાં ગરીબ માનસ પણ ત્યાં દાખલ થઇ, નાટક જોઇ શકે છે. પણ એવી રીતની નજીવી ફીથી દાખલ થનારાઓમાં કેટલાક ઘરબાર વગરના લુચ્છા, ભામટા—જેઓ પારકાની મીરાસ પોતીકી કરી લેવાની દરએક પળે તક શોધતા ફરે છે, તેઓ—દાખલ થઇ પોતાની રાત ત્યાં ગુજારે છે, અને છેક મોડી રાતે—સુમારે બે કે અઢી વાગે—જયારે નાટક પુરો થાય છે, ત્યારે તેવા "ભલાં માનસો" ઘણું કરી "નોરથ બ્રુક ગારડન" માં જઇ ખુલ્લી હવામાં લેટી જાય છે, અને કેટલાકો પડોસમાં આવેલા કામાટીપુરા, ડંકન રોડ, વગેરે જોખમભરેલા રસ્તાઓ ઉપર, યા તો લોકોના ઘરના ઓટલા ઉપર, કે બારણાં આગલ યા તો ફુટ-પાથ ઉપર સુઇ જઇ રાત પુરી કરે છે.

પણ ખુશી થવા જોગ એ છે કે, પારસી નાટકકારો, કે જેઓએ નાટકની શરૂઆત અને પેહલ મુંબઇમાં કરી હતી, તેઓએ આજ કાલ ગ્રાંટ રોડના નાટકની પડતી દશા ફેરવી નાંખી, તે લત્તાને મોટે ભાગે આબરૂદાર બનાવી, નાટકના ધંધાની થાયલી બરબાદીને પાછી સુધારી, આબાદી ઉપર લાવવાની કાંઇ એક ફતેહમંદ કોશિશ કરી છે, અને તેમાં તેઓ ફતેહ પામ્યા છે.

લવજી અને ઇન્સ્પૅકટર જેહાંગીરશાહની ટૅકસીને ગ્રાંટરોડ-વાલી નાટકશાલાઓ આગલ મલેલી લોકોની ઠઠમાંથી રસ્તો લેતાં ઘણી અડચણ પડી. મોટી મુશ્કેલીએ ત્યાંથી આગલ વધી બેસુમાર વાંકી ટીકી ગલીઓમાંથી પસાર થયા પછી, અંતે એક સાંકડી, ગંધીલી ગલીમાં, જેહાંગીરશાહે પોતાની ટૅકસી એક ત્રણ માલવાલાં ખખડી ગયલાં મકાન આગલ ઉભી રખાવી, અને પોતે લવજીને સાથે લઇ, ઓટલા ઉપર ચહડયો.

"એવાં લોકો સાથ આપણુને કામ લેવું છ લવજીભાઇ, કે ખુદા ખેર કરે." જહાંગીરશાહે ધીમે અવાજે લવજીને કહ્યું. "એ લોક કંઇબી બોલે કે ભાંડે, તેનો કંઇબી તમે વિચારજ ના કરતા હો કે? કાંઇ જવાબબી ના આપતાં સમજ્યા કે?"

"આવી કિસમની દલિદ્રતા અને કંગાલિયતમાં વસનારાઓથી બીજી શું વકી રાખીએ મી૦ જહાંગીરશાહ." લવજી બોલ્યા. "તમે કેહોછ તે બરોબર છે."

જહાંગીરશાહે તે ઘરના ઓટલા ઉપર ચહડી દરવાજો ઠોકયો, અને ઘણે વારે અંદરથી કોઇએ અરધું બારણુ ઉઘાડી બાહાર માથું કાહડી પુછયું. "કોન હયે? દરવાજા કોન ઠોકતા હયે."

"ખોલો—ખોલો." જહાંગીરશાહે પોતાની પુલીસ પ્રૅક્ટીશનમાં ઘાડા અવાજે દરવાજો ઠોકી કેહયું. "યુ ડૅમ બ્રુટ—ખોલો?"

જહાંગીરશાહના અવાજની અસર તુરતજ થઇ. તુરતજ એક જવાંન છોકરીએ ગભરાટમાં પડી દરવાજો ઉઘાડયો, અને મારગમાંથી પોતે ખાસી જઇ, જહાંગીરશાહને અંદર દાખલ થવા રસ્તો કરી આપ્યો. જહાંગીરશાહ લવજીને લઇ તે ઓરડામાં દાખલ થયા, અને પેલી છોકરીએ દરવાજો પાછો બંધ કીધો.

"રમજાન કીધર હયે?" જહાંગીરશાહે સવાલ કીધો.

"ઉપર, દુસરે મજલે પર." પેલી છોકરીએ ટુંકો જવાબ દીધો.

લવજીને લેઇ જહાંગીરશાહ એક સાંકડી અંધારી ચાલમાંથી ભાગા તુટા દાદર ઉપર ચહડી, ટંટોસતા, અથડાતા, અંતે બીજે માળે જઇ પુગ્યા. ચાલમાં દાદરને મથાળે આવેલી એક બારીની પાળની ઉપર બળતી એક અતી ઝાંખી બતીના ઉજાસ વચ્ચે,

લવજીએ આસપાસ નજર કીધી, તો તેને આગલી બાજુના ઓરડાના બારણા બંધ માલમ પડયાં. જહાંગીરશાહે અંધારામાં લવજીનો હાથ પકડી કહ્યું. "તમે મારી પુઠે ચાલો, હું બારણું ઉંઘડાઉંછ."

"રમજાન બીબી—હો બીબી રમજાન." જહાંગીરશાહે બારણાની સાંકળ બાહારથી ખડખડાવી મોટે અવાજે પુકારયું, અને તુરતજ રમજાન બીબીએ દરવાજો ઉઘાડી ચોપરવા માંડી :—

"કોન મુવા રાતકે વખ્ત પુકારતા હયે."

"ચુપ! ચુપ!" જહાંગીરશાહે દંમ કાધો. "શટ—અપ? છાકટી હુઇ હયે કયા? કીતના શરાબ પીયા?"

એટલું બોલતાજ લવજીને લેઇ જેહાંગીરશાહ ઓરડામાં ઘુસી ગયા.

દલિદ્રતાનો કેવો દેખાવ! ગરીબીનો કેવો નમુનો!! કંગાલિયતની ડરામની સિકલ, પોતાનું કદર બિહામનું ડાચું વકાસી, આ ઓરડામાં વસ્તાં રહેવાસીઓને દર પળે ગળી જવાની બિહીક આપતી હતી.

આ ઓરડાના બે ખુનામાં બે નાહાની ભાગી ગયલી ખાટલી, અને તે ઉપર ચિથડે હાલ મેલી ખાર જેવી ગોદરીઓ બિછાવેલી હતી. એક ખખડી ગએલી નાહાની જેવી ખુરસી, અને એક દેવદારના લાકડાંની જુની પુરાની ટેબલ, એટલોજ સામન હતો. ટેબલ ઉપર એક નાહની કાચની શીશીમાં ઘાસના તેલની બતી બળતી હતી.

ઓરડામાં લવજી અને જહાંગીરશાહ દાખલ થયા, અને રમજાન પેલી ખાટલી ઉપર જઇ બેઠી. તુરતજ તે ખાટલી

નિચેથી રમજાંને એક એવરા દારૂની પેંટ કાહડી, તેમાંથી એક ટીનપાટમાં થોડો રેડી, તે ગટાવી ગઇ, અને ઠાંસતી ઠાંસ્તી તે ખાટલી ઉપર અરડાઇ પડી બડબડવા લાગી:—

"યા અલ્લાહ! યા અલ્લાહ! અરે બાપરે!"

આ છાકટી ઓરત રમજાંન હતી. દારૂની ઝુમમાં, અને દલિદ્રતાના દુખની દાઝથી જલતી, તે હાય મારી, પોતાની હાલત ઉપર અફ્સોસ કરતી હતી.

પણ રમજાંનની હાયનો પુકાર પુરો થયો નહિ, તેટલાં તેજ ઓરડાના એક બીજાં ખુંણામાં, એક બીજી કંગાલ, ભાગી તુટી ખાટલી ઉપર, ચિથડે હાલ હાલતમાં સબડતી, એક બીજી ઓરત તેણીને ચઢેલી બુખારની ખુમારીમાં, ધિમે ધિમે અને બારીક અવાજે ગાયેન ગાતી, લવજી અને ઇન્સપેક્ટર જહાંગીરશાહે સાંભલી.

"સરપે આંખોપે કલીજેપે બીઠાઉ તુંજકો,
આ મેરી જાંન ગલેસે મેં લગા લું તુંજકો."

"ચુપ રેહે નાપાક! ચુહડેલ?" બુઢી રમજાન, એક મોટી બુમ પાડી, પોતાની ખાટલી ઉપર ઉઠી-બેઠી, અને પેલી ગાયન લલકારતી સ્રીને ગાળો દેવા લાગી:—

"છી—કહીંકી! મરતી કયું નહિ! ઇન્દર સભાકી પાઠ કરતી હય! જા, રેસલમે જા! નાટીક કરનેવાલી બડી આઇ! હત તેરા સતીઆનાસ હો જાય, તેરા!"

"પેલી તાપની ઝુમમાં બકેછ હો જહાંગીરશાહ." લવજી ધીમેથી બોલ્યા.

"બુખાર હયે સાહાબ." રમજાને લવજીને બોલતા સાંભલી જવાબ દીધો. "બુખાર આતી હયે. આજ સતરા

દીન હુવે. કયું છનીસપત્તાર સાહાબ આપકા કયા કાંમ હયે?”

“કુચ્છ નહિ; કુચ્છ નહિ.” જહાંગીરશાહ બોલ્યા. “રમજાન, જીસ રાતકુ તેરે મકાંનમે વોહ “બકાવલી” ગુજર ગઇ, વોહ રાતકુ ઉસકે પાસ એક પારસી આયાથા નહિ?”

“મયે કુચ્છ જાનતી નહિ બાવા.” રમજાન બોલી. સેઠજી મય તો સોઇથી. પર મેરી બેટી પંમ્પા એ બાત જાનતી હયે. બકાવલીને ઉસ્કો કાગજ દે કર ભેજીથી.”

“વોહ પારસી કોન થા, વોહ તુજે માલુમ હયે?” જહાંગીરશાહે પુછયું. “તું ઉસ્કો પએછાનતી હયે?”

“વોહ મયે કયા જાનુ!” જુઠી બુમ પાડી બોલી. “અંગાર લગોરે ઉસ્કે આને જાને ઉપર! વોહ પારસી રાતકો ડેર બજે પંમ્પાકે સાથ આયા થા. કયા મયે સારી રાત ઉસ્કે વાસ્તે જાગ રહું.”

“દોહોડ વાગે?” લવજીએ ખાનસાહેબના કાનમાં ફુંક મારી. “તેજ વખત! વાત બરાબર મલેછ.”

“પીછે કયા હુવા રમજાન?” જહાંગીરશાહે સવાલ કીધો.

“બાવા મુજે મત પુછો.” કંટાલીને રમજાન ખાટલી ઉપર પાછી લેટી પડી બોલી. “પંમ્પા જાનતી હયે. ઉસ્કો પુછો. નઆઆઆવ. જાઆઆઆવ.”

“પંમ્પા કહાં હયે રમજાન?” જહાંગીરશાહે જાણવા માંગ્યું.

“પંમ્પા કહાં હયે! પંમ્પા કહાં હયે! અરે બાપરે! બાપરે!” ઘેલી જેવી બની રડતે અવાજે રમજાન બોલી. “એ મેરે સર પર કયા આફ્રત! છનીસપત્તર સાહાબ, મેરે પર આસ્માન ટુટ પડા! એ કયસા ગજબ—પંમ્પા ગઇ—ભાગ

ગઇ—અરે વોહ મર જાતી તો અચ્છા હોતા! પંમ્પા મુજે છોડ ગઇ! જમાદાર સાહેબ, પંમ્પા મુજે છોડ કર મુકતી ફોજવાલોકે સાથ ગઇ. અરે મેરી બેટીરે. અરે મેરે બાપરે."

બુઢી રમજાંન આવી કિસમનો વિલાપ પંમ્પા માટે કરતી હતી, તેટલાં સાંમેની ખાટલી ઉપર પડેલી પેલી બીજી ઓરત, તેણીને ચહડેલી તાપની ઝુમમાં પાછી ગાયન કરવા લાગી.

"નામ જાનેકા ન લે યાર મયે મર જાઉંગી,
યાર મયે મર જાઉંગી, દોસ્ત મયે મર જાઉંગી."

"મર જા—કલ મરનેવાલી હો, તો આજ મર જા!" રમજાને ખાટલી નિચેથી ટીનપાટ લેઇ સાંમેની ખાટલી ઉપર પડેલી ઓરતના આંગ ઉપર છુટું ફેંકી બુમ પાડી. "મર જાઉંગી? બડી નાટીક કરનેવાલી આઇ! ચુપ, નહિ તો તેરી જાન લઉંગી."

"આએ ઓરતનો અવાજ કાંનને એવો મિઠો લાગેછ જહાંગીરશાહ, કે મને એને ગાતી સાંભરવા ઘનુજ ગમેછ." લવજીએ ધીમે અવાજે કેહ્યું.

"એ બિચારી તાપની ઝુમમાં લવેછ લવજીભાઇ, 'ને આએ બુઢી તેને નકકામી હાડમાર કરેછ." જહાંગીરશાહે જવાબ દીધો. "મને લાગેછ કે ગરાંટ રોડ ઉપરની એકાદ નાટકશાલાની એ કોઇ ઍકટ્રેસ હોવી જોઇએ. હવે ચાલો, ઉઠો લવજી. હિયાં વધુ થોભવામાં સાર નથી. ફુલીબઇ આએ મકાંનમાં તે દાહારે રાતના ૧ અને ૨ ની વચ્ચે હાજર ઉતો, તે સાબેત કરવા રમજાનની દીકરી પંમ્પાની જબાંનીની ઘની જરૂર છે. બુઢી રમજાંન કેહછ, કે તે સુતેલી ઉતી. બેશક તેની હાલની રીતભાત ઉપરથી છાકટી થઇ પડી હોસે. પંમ્પા સાલ્વેશન

આરમીમાં સામેલ થઇછ. હું કાલ સહવારના પોહોરમાં સાલ્વેશન આરમીવાલાના ઉપરીને મલી પંમ્પાના બાબમાં તલાશ કરસ."

"હું ધારૂંછ, કે તમારી મેહનતને જસ મલશે." લવજી ઉઠતાં ઉઠતાં બોલ્યા. "ફ્લીભઇની જીંદગીનો બધો આધાર, આએ છોકરીની જબાંની ઉપર લટકેલો છે."

રમજાંનના મકાંનમાંથી તુરતજ ખાનસાહેબ અને લવજી બૅરીસ્ટર બાહાર નિકલી પોતાની ટૅકસીમાં બેસી ગરાંટ રોડ કોરનર આગલ આવી પુગ્યા. લવજી જહાંગીરશાહથી છુટા પડી પોતાને બંગલે જવા બીજી ગાડીમાં બેઠા, અને ઇન્સ્પેકટર જહાંગીરશાહ પોતાના મકાંન તરફ નિકલી ગયા.

---

## પ્રકરણ ૧૨ મું.

### "ઍલીબી" માટે પંમ્પાની ઘણી જરૂર છે."

જહાંગીરશાહનો જીવ ચટપટમાં પડયો. કોઇબી રીતે ફ્લીભાઇનો બચાવ કરવો, તેના બચાવ માટે "ઍલીબી" સાબેત કરવી, પંમ્પાને જેમ બને તેમ જલદી સોધી કાહડી કેસને દિવસે કોરટમાં જબાંની આપવા તેણીને હાજર કરવી, અને સેવટે ફ્ડકેને મહાત કરી, એક પારસીને નિરદોશ ઠેડવી છોડવી લેઇ જવો, એ ખાનસાહેબની મુખ્ય નેમ હતી.

ત્યારે વાત તો કેથી પંમ્પાને આધારે રહી. જહાંગીરશાહે જે પોતાથી બન્યું તે પંમ્પાની તલાશ માટે કીધું, અને લવજીભાઇની ઑફીસમા નવી ખબર આપવા તેમજ લેવા, તેવણુ બપોરના બેને સુમારે જઇ પુગ્યા. આ ધુંધી અને

કળાબાજ અમલદારનો નિરાસીભરયો ચેહરો લવજીભાઇ તુરતજ જોઇ સમજી ગયા, કે સમાચાર સારા હોયજ નહીં.

"કેમ. તે મલી કે ખાનસાહેબ?" બૅરીસ્ટરે પુછ્યું.

"મેહનત બરબાદ!" ખાનસાહેબ માથું હિલવતા ખુરસી પર બેસી બોલ્યા. "આજે સહવારના પોહોરમાં સાલ્વેશન આરમીના હેડ કવાર્ટરમા જઇ પંમ્પા વિશે મેં ખબર કાહડી, પન હાલ તે તાંહાં નથી. વાત ખરી છે લવજીભઇ, કે પંમ્પા સાલ્વેશન આરમીમા સામેલ થઇ, પન સામેલ થયા પછી બિજેજ અઠવાડીએ તે કંટાલી, કોઇની સાથ પુના લાઇન તરફ નિકલી ગેઇ. મે તુરતજ પુના પુલીસના વડા ઉપર ટેલીગરામ કરી તલાશ કરવા જણુવિયું. પન તેનો જવાબબી તેવોજ નિરાસી ભરિયો મલીયો, કે પંમ્પા નામની કોઇબી ઓરતનો પુના પુલીસને પત્તો મલતો નથી; છતાં હવે પછી તલાશ કરી તે લોક વધુ ખબર મને જનાવશે."

"તાહારે મારી ખાતરી છે, કે તે છોકરીએ પોતાનું નામ બદલી નાખીયું હોસે." લવજીએ અટકલ કીધી.

"બેશક એ બની શકે એવું છે લવજીભઇ." ખાનસાહેબ લવજીના મતને મળતા થયા. "સાલ્વેશન આરમીને ઉડાવવા પંમ્પાએ પોતાનું નામ બદલીબી નાખીયું હોયે."

"સાલ્વેશન આરમીમાં તે કયારે સામેલ થઇ વારૂ?" લવજીએ પુછ્યું.

"બકાવલીના મરન પછી બીજેજ દાહડે, એટલે ખરશેદનું ખુન થયા પછી બીજે દાહાડે." ખાનસાહેબે જવાબ દીધો. "પેલી બકાવલીના મરન પછી તેના મગજ ઉપર કંઈ એવી અસર થવી જોઇએ, કે જેથી તે પોતાની હાલત સુધાર-

વાની મતલબથી એકદમ સાલ્વેશન આરમીવાલાને જઇ મલી હોય. ગરીબ બિચારી છોકરી ! સાલ્વેશન આરમીવાલાંઓ કહેછ, કે તે છોકરી ઘનીજ દેખાવલી અને ઘનીજ ખુબસુરત ઉતી. પન બિલ્કુલ અભન ઉતી. લખી વાંચીબી નહી જાનતી 'તી"

"તાહારે હવે પુલીસને હાથ વાત પડી જહાંગીરશાહ." લવજી બોલ્યા. "પંમ્પાને જો પુલીસ શોધી નહી કાહાડે, તો "ઍલીબી" પુરવાર થઇ નહી શકે. કાંઇ ફિકર નહિ. પુલીસને પન એ વાત જનાવશું. ન્યુસ પેપરોમાં પંમ્પાનો પત્તો મેલવી આપનારને મોહોટું ઇનામ આપવાની જાહેર ખબર છપાવશું. મુંબઇ, પુના, સુરત, ભરૂચ, અમદાવાદ અને બરોડા વગેરે જાનીતાં શેહેરોમા ભીતે ભીતે એ બાબદ કાગજો વલગાવી જાહેર કરશું. સબબ ફ્લીની જીંદગી હવે તો ફ્કત આએ છોકરી પંમ્પાને આધારે છે. હવે એક બારગી ફ્લી બધી વાત કબુલબી કરે, તોપન તેને બકાવલીના ઘરમાં નજરે જોનારની જબાંનીની ઘણીજ જરૂર છે."

"ખરેખર, મામલો તેવોજ છે." ખાનસાહેબે જવાબ દીધો. "પન આજે સહવારના હું જાહારે પાછો પેલી બુઢી રમજાનને મલવા ગીયો'તો, તાહારે તે બોલી, કે ફ્લીભઇ ઉપરાંત, મરનાર ખરશેદ ખરાસ પોતેબી બકાવલી પાસ અવાર નવાર આવતો'તો, 'ને તેની સાથ તેને સારી દોસ્તી ઉતી. લવજીભઇ, હું ખરેખરૂં કેહુંછ, કે આવા ગુચવણુ ભરીયા કેસો મેં ઘણાજ થોડા જોયાછ હું! જેમ જેમ એ કેસમાં આપરે વધારે આગલ વધિયેછ, તેમ તેમ ગુચવણુ ઓછી થવાને બદલે તે વધતી 'ને વધતીજ જાયછ."

"પન આએ બકાવલી કોન નફ્ખોદ ગેઇ છે, તેની કંઇ

ખબર નહીં મલે?" લવજી ચીરડાઇ બોલ્યા. "આએ કેસમાં જેબી કાંઇ થયુંછ, તે એ ઓરતથીજ થયુંછ."

"તેની ખબર મલતી નથી, 'ને હું તે જાનતોબી નથી." ખાનસાહેબે જવાબ દીધો. "પન એટલું જાનુંછ, કે તે એક ઘની ખુબસુરત, દેખાવલી, સુમારે ચાલીસ વરસની એક ઓરત, અમરીતસરથી પુને 'ને તાંહાંથી તે હિયાં આવી વસીતી. પન રમજાનને તાંહાં તે કેવી રીતે આવી રેહી, તેની મને ખબર પડતી નથી. પુનામાં તો તેને સરવે કોઇ "કવીન–ઑફ–પુના" કરી કેહતું 'તું."

"પન આવી એક હિન્દુસ્થાંની ઓરતે ફ્લીભાઇને એવું તે શું કેહ્યું, કે ફ્લીભાઇ તે વાત કેહવા કરતા ફાંસી જવાનું વધારે પસંદ કરેછ?" લવજી અજબ થઇ બોલ્યા. "અમરીતસરની એક વસનારી, કામાટીપુરા જેવી ગીચ અને ગલીચ જગામાં જઇ મરન પામી, 'ને મરતી વખતે ગાંધીની ગુલાંને સારૂ તેને શું ખબર ફ્લીને કેહી, કે તેથી ફ્લીની આવી હાલત થઇ પડી? હવે વખત ખોવામાં સાર નથી ખાનસાહેબ. ફ્લીભાઇ કંઇબી વધારે ખબર પેલી બકાવલી વિશે આપવા ના પાડેછ, તાહારે એને બચાવવાનો ફકત એકજ ઇલાજ બાકી રહયોછ, 'ને તે એજ, કે પંમ્પાને શોધી કહડાવી સેશન કોર્ટમાં હાજર કરવી."

"જો મુંબઇ કે પુનામાં, તેમજ સુરત, ભરૂચ, અમદાવાદ, કે બરોડામાં તે હોસે, તો એમજ જાનો કે તે મલી ચુકી." જહાંગીરશાહે હિંમત આપતાં જણાવ્યું. "તે કરતાં જો બની શકતું હોય, તો આવતી સેશન માટે કેસ "પોસ્ટપોન" કરાવતાં તમુને શું વાર લાગનાર છે?"

સેશનનો દાહાડો દીન પર દીન નજદીક આવતો જતો હતો; પણ હજી પંમ્પાનો પત્તો મલ્યો નહી હતો. લવજીએ મુંબઇના તેમજ ગુજરાતના સરવે ઇંગ્રેજી તથા ગુજરાતી રોજીંદા અને અઠવાડીક છાપામા રૂપીયા દસ હજારનું ઇનામ પંમ્પાનો પત્તો મેલવી આપનાર માટે છપાવ્યું. ગામેગામની પુલીસના વડાઓ ઉપર તાર મોકલાવ્યા; શેહેરે શેહેર ભીંતે ભીંતે દીવાલ ઉપર જાહેર ખબરો લગડાવી, પણ પંમ્પાનો પરો કાંઇબી માલમ પડયો નહી.

ફલીભઇએબી પોતાની હુજત છોડી નહિ. લવજીએ તેને ઘણોબી સમજાવ્યો; ફરી ફરીથી ગુલાંએબી તેની તુરંગમાં મુલાકાત લીધી, અને રડીને વિનુવ્યો, પણ ફલીભાઇએ કાંઇબી જવાબ દેવા સાફ ના પાડી. ઘણીજ માથાં કુટે એટલુંજ જણાવ્યું, કે:—"ગુલાં તે વાત જાણી સુખી થનાર નથી."

ગુલાંની મિનતજારીથી ફલીએ લવજીને સેહજ વધારે ખુલાસો કીધો, કે:—"જે રાતે ખરસેદનુ ખુન થયું, તે રાતે હું રમજાન ઢુંઢીને તાંહાં ઉતો. કલબમાંથી જેવો હું નિકલ્યો, તેવો હું પેલાં કાગજમાં જનાવિયા પરમાણે ભિન્ડીબજારમાં નવાબની મસીદ આગલ ગીયો, અને તાંહાં પંમ્પા મારી રાહા જોતી ઉભી 'તી. તે મને તાંહાં મલી, 'ને તાંહાંથી હમો બેઉ જન રમજાનને ઘેર મોડી રાતે ગીયાં'તાં. તાંહાં પેલી મરતી ઓરતને હું મલીયો 'તો. બસ, એટલુંજ. પન તે ઓરતે મને શું કેહયું, તે કેહેવા હું સાફ ના પાડુંછ."

"કમનસીબ ફલી." લવજી બલાપો કરવા લાગ્યા. "એટલોજ ખુલાસો જો તેં પેહેલેથી કીધો હોતે, તો તારો

ભરમબી જલવાતે, 'ને અમે પેલી પંમ્પાને તેજ વખતે "સાલ્વેશન આરમીમાંથી" સોધી કાહાડતે. હવે તે મલે કે નહિ, તે કંઇ કેહેવાઇ શકાતું નથી."

"નહી મલે તો વધારે બેહતર, કે તે વાત છુપીજ રેહેશે. લવજી શેઠ તમારી મારી ઉપર મોહટી મેહરબાંની થઇછ." ફુલીએ લવજીનો હાથ પકડી કેહ્યું." પન ગુલ કેમ છે? તે સારીકાંની તો છે? લવજી, તેની ઉપર મેહરબાંની રાખજો. ગાંધીભઇની જે ફરજ છે, તે તો તેવન બજાવશે, પન હું મારી ફરજ બજાવવામાં મારા જીવનો ભોગ આપુછ. ગુલાંને બચાવવા માટેજ મારે ચુપકિદી પકડવી પડીછ."

"ફુલીભઇ, મારા મેહરબાન દોસ્ત." લવજીએ ફુલીની ખાંધ ઉપર હાથ નાંખી કહ્યું. "જે થવાનું ઉતું, તે થઇ ચુક્યું, પન ગુલાં વિશે તું જેબી જાનતો હોયે, તે મને કેહે, તેમાં તેનું તું ભલું કરશે."

નહિ, મારા મેહરબાંન." ફુલી નક્કી ઠેડાવ ઉપર આવી બોલ્યો. "મને માફ કરો. તે હું કદીબી કેહેવાનો નથી. કેહવાનો જાહારે વખત ઉતો, તાહારે મેં નહી કેહ્યું, તો લવજી શું હવે હું કેહેવસ? કદીબી નહી. જો હું તે વખતે કેહતે તો મારો જીવ બચતે. હવે કેહેવાથી શું ફાયદો? વાસ્તે મને માફ કરો, 'ને તમે હવે સિધારો."

"હું જાઉછ. ફરીથી હવે એ બાબદ હું તુંને પુછનાર નથી." લવજીએ જવાબ દીધો. "તારા બચાવ સારૂ હવે મારી પાસ કાંઇ ઇલાજ રેહયો નથી. પેલી પંમ્પા મલશે, તોજ તું સલામત રેહેશે."

લવજી નાસિપાસ દીલે તુરંગમાંથી નિકલી જહાંગીરશાહને

ઘેર પંમ્પા બાબદ કાંઇ ખબર મેલવવા ગયા; પણ ત્યાંબી તેને નાસિપાસ થવું પડયું. સબબ જહાંગીરશાહાને કાંઇબી ખબર પંમ્પા બાબદ હજી મલી નહી હતી.

સેશન્સ સપ્ટેમ્બરમા બેસનાર હતી. ફૂલીભાઇનો કેસ એજ સેશન્શમાં નિકલનાર હોવાથો, મુંબઇમાં જબરૂં "સેન્સેશન" થઇ રહ્યું હતું. તરેહવાર ગામ ગપાટા રોજ બાહાર નિકલતા હતા. પણ તેવામાં એક પાક્કી ખબર બાહાર એવી પડી, કે લોકોની ઇન્તેજારીમાં તેથી જબરો ફેરફાર થઇ ગયો.

તે ખબર શું હતી?

બંધવા ફૂલીભાઇ તરફથી તેના બૅરીસ્ટર લવજીભાઈ એવી અરજ સેશન્સમાં કરનાર છે, કે એક અગતનો સાક્ષી નહિ મલી આવવાથી, કેસ આવતી સેશન્સ સુધી તકુબ રાખવો.

—:૦:—

## પ્રકરણ ૧૩ મું.

—:૦:—

### ફૂલીની "સેશન્સ" માં તપાસ.

લવજી બૅરીસ્ટરે બોલ બોલતાં ફૂલીભાઇનો કેસ "પોસ્ટ-પોન" કરાવ્યો. પણ તેથી શું થયું? લોકોની ઇન્તેજારી ઘટવાને બદલે વધતીજ ગઇ. એક અગત્યનો સાક્ષી નહિ મલવાથી કેસ તકુબ રખાવ્યો, ત્યારે ફૂલીભાઇનો બચાવ ફકત "અલીબી" ઉપર આધાર રાખે છે, એમ માલમ પડી આવ્યું. અને "ઍલીબી" નું નામ સાંભલતાંજ કેટલાકો તો અત્યારથીજ મત બાંધી બેઠા, કે ખુંનના મુકદમામાં "ઍલીબી" સાબેત

કીધા વગર છુટકોજ નથી, અને ફુલીભાઇને તેના સલ્લાહકારોએ એવી સલ્લાહ આપવામાં ભુલ કીધી છે.

પણ થોડા દાહાડામાં આ શાક્ષીનું નામ પણ જાહેર થઇ, ઘેરે ઘેર બોલાવા લાગ્યું. કરોડપતી ગાંધીભાઇએ જ્યારે લવજી તરફથી ફુલીના નિરદોશપણા વિશે ખરેખરી બિના જાણી, ત્યારે તેવણે પંમ્પાને શોધી લાવનારને, તેમજ તેનો પત્તો આપનારને માટે જાહેર કરેલાં આગલાં ઇનામમાં વધારો કરી, રૂપીયા પંદર હજાર કીધા. આવતી "સેશન્સ" માં કોઇબી રીતે ફુલીભાઇનો કેસ ચલાવ્યા વગર છુટકોજ નથી, એમ સમજી પંમ્પાને મેલવવા માટે ગાંધીભાઇ અને ગુલાં તરફથી મોટી ધમાલ ચાલી રેહી. કોલાબાથી તે અમદાવાદ, વઢવાન સુધીના દરેક મુખ્ય અને મોટાં બી. બી. રેલવેનાં તમામ સ્ટેશનો ઉપર "પંમ્પાનો પત્તો શોધી આપનારને રૂપીયા પંદર હજારનાં ઇનામવાલી ખુલ્લાસાવાર જાહેર ખબરોનાં મોટાં કાગજો, આવતી જતી ટેન માહેલાં પાસિન્જરો વાંચતાં હતાં.

ઈનામ રૂપીઆ પંદર હજાર.

આ લખ્યાથી જાહેર કરવામા આવે છે, કે મુંબઇ હાઈ કોરટની આવતી 'સેશન્સ' મધે, સુરતવાલા પારસી ખરસેદજી ખરાસના ખુનવાલા મુકદમાની તપાસ ચાલનાર છે. મજકુર મુકદમામા તોહમતદારનો બચાવ એક સ્ત્રીની જબાંની ઉપર આધાર રાખે છે. એ શાક્ષી એકાએક બેમાલુમ થઇ ગઇ છે. તે દેખાવે ઘઉના રંગની, ઘટમદાર બાંટવાલી, મધ્યમ કદની, અને ખુબસુરત દેખાવલી છે. તે પંમ્પાને નામે ઓલખાયે

છે. કોઈબી શખ્સ તેનો પત્તો નિચલે ઠેકાણે આપશે, તેને ઉપલું ઇનામ રોકડું આપવામા આવશે.

લા૦ મેહરજી ગાંધી.
ગુલ-વીલ. માહિમ, મુંબઇ.

એ ઉપરાંત વળી ગુજરાતના તમામ છાપાઓમાં લંબા લુ જાહેર ખબરો છપાવી. મુંબઇના છાપાઓમાં પણ તેવીજ જાહેર ખબરો છપાતી રહી. પુના, અમદનગર, સોલાપુર થાના, કલીયાન, ભુસાવલ, જબલપુર ઉપરાંત, જે જે ઠેકાણે શક ગયો, તે તે ઠેકાણે પંમ્પાને માટે તલાશ કરાવવા કાંઇબી બાકી રાખ્યું નહિં. ફાંસીના લાકડાં ઉપર લટકવાનું ફલીભાઇ ઉપર મુકાયેલુ બોહતાન, અને તેના બચાવની વાત, એક ઠેકાણે રહી ગઇ, અને 'પંમ્પા' કોણ છે, પંમ્પા કોણ હશે, અને પંમ્પા કોણ હતી, તેની તકરાર, અને તેની અટકલ મુંબઇ તેમજ દેશાવર ખાતે લોક બત્રીસીએ ચહડી રહી.

પણ પેલી ગાંધીની ગુલાં! તેની કેવી હાલત!

ગુલાંની નિરાસીનો તો પારજ નહિ હતો. જેમ જેમ સેશન્સનો દિવસ નજદીક આવતો ગયો, તેમ તેમ તેની આશા ધિમે ધિમે બુજાતી એક બતીની માફક ઝાંખી પડતી જતી હતી.

અંતે બીજી સેશન્સનો દિવસ આવી લાગ્યો, અને એજ સેશન્સમાં ફલીભાઇની તપાસ પણ ચાલવાની હતી. પણ પંમ્પાની કાંઇબી નિશાણુ હજી સુધી મલી નહિ. લવજીની સરવે મેહનત બરબાદ ગઇ, અને અંતે ફલીભાઇ ઉપર મેલાયેલા આરોપનો બચાવ, પંમ્પાની ગેરહાજરીમાં કેવી રીતે કરવો, તેના વિચાર અને વમાસણમાં તે પારસી બૅરીસ્ટર પડયો.

અને આજે સેશન્સનો પેહેલો દિવસ હતો. લવજી અંતે બાજી હારી છુટા. ગાંધીની ગુલાં પોતાની ભર જવાંનીમાં, સાંજ સહવાર પોતાના ભવિશના પસંદ કરેલા ખાવિંદને સદાનો ખોઇ બેસવાની! સબબ પંપ્પાની ગેરહાજરીમાં તે જાણુતી હતી, કે ફલીભાઇને જ્યુરી જરૂર ગીલ્ટી ઠેડવશે. ગાંધીભાઇનું મત પણુ એવુંજ હતું, અને નિરદોશ ફલીભાઇ પોતે હવે પોતાની હુજત માટે પસ્તાવા લાગ્યો.

પણુ માનસને પસ્તાવો હમેશાં મોડેથીજ આવે છે. ફલીભાઇના પસ્તાવો હવે નક્કામો હતો, સબબ પંપ્પાની જબાંની સિવાય બકાવલીના મકાંનમાં તેની હાજરી કોઇબી સાબેત કરી શકે તેમ નહિ હતું.

* * *

હાઇ કોર્ટ તરફ સહવારથી લોકોની ધમાલ ચાલી રહી હતી. સેંકડો પારસીઓની ઠઠ દસ વાગ્યા આગમજ કોરટનાં દિવાનખાંનામાં ફલીભાઇનો કેસ સાંભલવા મલી હતી. કોઇ ફલીભાઇને જોવા, તો કોઇ લવજીનું ભાશણુ સાંભલવા; કોઇ પરવારતાઓ ગાંધીની ગુલાં આ કેસમાં જબાંની આપશે, એમ ધારી તેણીને જોવાની અને તેણીને સાંભલવાની ઉમેદમાં ધક્કા મુક્કી ખાતા ભિડાભિડમાંથી પોતાનો રસ્તો કરવા લાગ્યા.

પણુ સરવેથી ભાગ્યશાલી તો છાપાના રીપોરટર સાહેબો હતા, કે જેઓએ સરવેથી મોડા આવી સરવેથી સારી જગ્યા, સરવેને બાજુએ ખિસાડી નાંખી લેતા હતા. વળી કેટલાક પરવારતા "સતરસો ધંધાના ધણીઓ," જેઓ આ કેસ સાંભલવા તલપી રહ્યા હતા, તેઓ સારી જગ્યા મેલવવા, એક સુફેદ ફુલ્સ-કેપના કાગજને "ચીફ" ના જેવી ઘડી

કરી, તેને હાથમાં પકડી, "ચલાવ, ચલાવ" કરતા લોકોને તે કાગજ વડે ભપકામા બાજુ થવાની ઇશારત કરતા હતા, અને એ રીતે તેઓ હરોલમા જઇ સારી જગ્યા મેલવતા હતા. બીજુ માટે ગીધની કાંની તલપી રહેલા કેટલાક બૅરીસ્ટરો ભપકામાંજ જમો ઘાલી, હિયાંથી ત્યાં "ફ્રરરર ફ્રરરર" એકની પાછલ એક આવી ખાલી પડેલી ખુરસીઓ શોધતા હતા, અને જયાંબી ખાલી ખુરસી દેખાતી હતી, ત્યાં તેઓ ઠપકી મારતા હતા! લોક જાણે કે બૅરીસ્ટરો કેસ ચલાવવા આવ્યા હશે, પણ તે બિચારાઓના એવાં કયાં ભાગ્ય હોય, કે સેશન્સમાં કેસ ચલાવવાની તક મલે!

કોરટનું દિવાનખાનું લોકોથી ચિકાર ભરાઇ ગયું હતું. પુલીસને તેથી ઘણી મેહનત પડવા લાગી. પણ પારસીઓની લાગણી એટલી તો તિક્ષણ બની હતી, કે ફ્લીભાઇના કેસનું સેવટ જાણવા માટે, લોકોની ભીડ વચ્ચે તેઓ સહવારથી સાંજ સુધી ભુખા તરસ્યા ઉભા રેહેવાનો ઠડાવ કરી આવ્યા હતા.

રીપોરટરોની સંઘમાં પ્રખ્યાત "મુંબઇ સમશેર" નાં અધિપતિ મી૦ ફ્રરાંમજી પૈં પોતાના "પેપર" માટે રીપોર્ટ લેવા ખુદ જાતે બિરાજેલા હતા, સબબ તેવણ એક કાંકરે બે પક્ષી મારવા માંગતા હતા. એક તો મુંબઇ સમશેરનાં આવતા અંકમાં તેવણ લંબાણથી રીપોર્ટ આપી પ્રજાનું માંન ખાટી જવા માંગતા હતા, અને બીજું તો તેવણે લખેલો પેલો ત્રણ અંકી નાટક, જે ફ્લીભાઇની ટ્રાયલના સેવટ માટે અટકી પડયો હતો, તે જેમ બને તેમ જલદી પુરો કરવા માંગતા હતા.

કોર્ટના દિવાનખાંનામાં આવો મામલો ચાલી રહ્યો હતો, તેવામાં એક નાંહની જેવી 'બ્રીફ' પોતાના હાથમાં લઇને લવજી બૅરીસ્ટર મલકાતે મોહોડે કોર્ટના દિવાંનખાનામાં જેવા દાખલ થયા, કે ગ્યાલરી તેમજ દિવાનખાનામાં જમાવ થયલાં લોકોમાંથી એક ચંચલ પારસી જવાંનની લવજી ઉપર નજર પડતાંજ, તે બોલી ઉઠયો :—"કાઉંન્સલ ફૉર ધી ડિફૅન્સ."

આ અવાજ સાંભલતાંજ લોકોનું ધ્યાંન તુરતજ લવજી તરફ ખેંચાયું, અને તેજ વખતે લવજીભાઇને સરવે લોકો ટિકી ટિકી જોવા લાગ્યા.

એડવોકેટ જનરલ મી૦ ડુ લિટલ પોતાના જુનિયર મી૦ બટરકપને આગમજથી કાંઇ સમજાવતા હતા, તેવામાં જડજ સાહેબ દિવાંનખાનામાં દાખલ થયા, અને સર્વે જન કોરટને માન આપવા ઉઠયા. જડજે ખુરસી લીધા બાદ, પુલીસે રાબેતા પ્રમાણે ફ્લીભાઇને લાવી ઉભો કીધો.

ફ્લીભાઇને જોતાંજ દિવાંનખાનામાં એક જાતના બડબડાટનો ઘણોજ બારીક અને ધીમો અવાજ નિકલવા લાગ્યો. પુલીસે તેજ વખતે 'સાયલન્સ' કરી બુમ પાડી, અને બે પરવારતા પારસીના પોરીયાઓના પાંખડાં પકડી દિવાંનખાનામાંથી ઘોંઘાટ કરવાના વાંક માટે "સીપાઇ દાદા"એ તેમને બાહાર કાહડી મેલ્યા.

જ્યુરીને બોલાવી રાબેતા પ્રમાણે કસમ આપ્યા બાદ, એડવોકેટ જનરલે પોતાનું "ઓપનીંગ એડરેસ" શરૂ કીધું.

કોરટમાં હાજર રહેલાઓ, જેઓ આજ સુધી ન્યુસ પેપરને આધારેજ આ ખુંનની વિગત જાણતા હતા, તેઓ સરવે એડવોકેટ જનરલનું ભાશાણ ધ્યાંન દઇ સાંભલવા લાગ્યા.

એ ભાશાણમાં કેમ અને કેવી રીતે ખરશેદ ખરાસનું ખુંન થયું હતું, તે એડવોકેટ જનરલે લબાંણથી જણાવ્યું, કે જે બીના બોલે બોલ છાપાઓમાં છપાઇ ગયા પ્રમાણેજ હતી, અને ત્યાર પછી ફલીભાઇ ઉપર ખુંનનુ બોહતાંન સાબેત કરી "ગીલટી" ઠેડવવા કયા કયા શાક્ષીને તે લાવનાર છે, તે તેણે જાહેર કીધું. તેણે જયુરીને શાક્ષીઓની ગણત્રી કરાવતાં કહ્યું, કે મરનારનાં ઘેરવાલાં દાડમ બાગના માલેક બાઇ વીલુબાઇ પોતે કેહશે, કે બંધવા ફલીભાઇ અને મરનાર વચ્ચે કેવી કિસમનો મિનાકેસો ચાલતો હતો, અને ખુન થવાની એક અઠવાડીયું આગમચ, બંધવાએ દાડમ બાગમા જઇ, તેનો જીવ લેવાની ધમકી વટીક આપી હતી.

એડવોકેટ જનરલના ભાશાણનો આટલો ભાગ સાંભલતાંજ ફરાંમજી પેં રીપોર્ટ લખતાં લખતાં પોતાનુ મોહોડું કુમળાવી, હાથ ઉપર હાથ દાબી અરધી જીભ બાહાર કાહડી, પોતાના નાંકનુ સુકાંણુ ચહડાવી, એવી તો રીતે ડોકું ધુનાવવા લાગ્યા, કે બસ ફલીભાઇને ફાંસીનો "સેન્ટંન્સ" જાણે મલીજ ચુકયો!" લોકો પણ તેમજ બડબડવા લાગ્યાં, અને પુલીસે "સાયલંન્સ" કરી પાછી બુમ પાડી, અને એડવોકેટ જનરલે પાછું પોતાનું બોલવું આગલ ચલાવ્યું

"મરનારનું જે રાતના ખુંન થયું, તે રાતના તે છાકટો થયલો હતો, તે સાબેત કરવા એક શાક્ષી જબાંની આપી જયુરીની ખાતરી કરશે. વજીરખાંન વિકટોરીયાવાલાની જબાંની ઉપરથી માલમ પડશે, કે તોહમતદાર ફલીભાઇએ તેને બોલાવ્યો હતો, અને તે મરનારને પડતો નાખી ચાલી ગયા પછી, થોડી વારમાં તે પાછો આવી મરનારને પોતા સાથ વજીર-

ખાંનની વિકટોરીયામાં લઇ બેઠો હતો, અને "વિકટોરીયા ગારડન્સ" આગલ તે પાછો ઉતરી પડી, ગાડીને દાદર ઉપર લઇ જવા વઝીરખાંનને ફરમાવ્યું હતું, અને ત્યાં ગયા પછીજ વઝીરખાંને જાણ્યું, કે મરનારનું ખુંન થયું હતું. શંકર રાઘુ નામના એક બીજો વિકટોરીયાવાલો જ્યુરીની ખાતરી કરશે, કે બંધવો વિકટોરીયા ગારડંસ આગલથી ગોવાલિયા તલાવ ઉપર પોતાને લઇ જવા કહી, તેની ગાડીમાં બેઠો હતો, અને ગોવાલિયા તલાવ સુધી જવાને બદલે, તે ગ્રાંટ રોડના પુલ નિચે ઉતરી પડયો હતો. વળી બધવાનો ખાસ નોકર ભામલો જણાવશે, કે જે રાતના ખુંન થયું, તે રાતના બંધવો છેક મોડી રાતના બે વાગ્યા પછી ઘેર આવ્યો હતો. ડાકટરની શાક્ષી પણ ઘણી અગત્યની છે, સબબ તે જણાવે છે, કે મરનારનું ખુન ફકત કલોરોફાર્મ સુંઘાડાયાથીજ નિપજ્યું હતું.'

એવી રીતની વિગત લંબાણુથી દરશાવી, એડવોકેટ જનરલે શરૂઆતમાં વઝીરખાન વિકટોરીયાવાલાને જબાંની આપવા બોલાવ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

### ફુલીભાઇની તપાસ. (ચાલુ)

વિકટોરીયાવાલા વઝીરખાંનનું નાંમ પુકારતાંજ તે આવીને પિંજરામાં ઉભો રહયો. તેણે જેવી રીતે કોરોનરની જ્યુરી સમક્ષ પોતાની જબાંની આપી હતી, તવીજ જબાંની આપી. ઉલટ પાલટ તપાસ કરવા માટે બચાવ તરફથી લવજી ઉઠયા, અને તેજ વખતે લોકો ડોકાં તાણી, કાંન ઉચાં કરી, સાંભલવા

લાગ્યા, સબબ આગલ જણાવ્યું તેમ, લવજી બૅરીસ્ટર ઉલટ પાલટ તપાસ કરવા માટે મુંબઇમાં મશહુર હતા, અને તેમની સવાલ કરવાની રીત અને ધરપચ ધાંધલથી, શાક્ષીઓ ગુંચવાઇ ગભરાઇ ખરાનું ખોટું બોલી દેતા હતા.

લવજી—તું સોગંદ ખાઇને એમ કેહછ, કે જે આદમીએ તુને બોલાવ્યો હતો, તેજ આદમી પાછલથી મરનારને પોતા સાથ લેઇ તારી વિકટોરીયામાં બેઠો હતો?

સાખસી—હા સાહેબ.

લવજી—તારી ખાતરી છે કે તે તેજ શખસ હતો?

સાખસી—હા, મારી ખાતરી છે.

લવજી—ત્યારે તું તે શખસને ઓલખે ખરો?

સાખસી—નહી સાહેબ. હું "કોચબાકસ" પર બેઠો 'તો, 'ને મારી નજર ઘણી ખરી મરનાર પર ઉતી, તેથી તે શખસનો ચેહરો મને દેખાયો નહી.

લવજી—ત્યારે તું જે એમ કેહછ, કે તેજ શખ્સ મરનારને લેઇ તારી વિકટોરીયામાં બેઠો, તે ફકત તેના ડગલાને આધારે.

સાખસી—(ગુચવાડામાં પડી બોલવા લાગ્યો) નહી—નહી—સાહાબ—

લવજી—'નાઉ લુક હિયર.' (લવજી પોતાની રીત પરમાણે તોપખાનું છોડવા લાગ્યા.) તું જાણેછ કે "પરજરી." એટલે શું?

સાખસી—નહી સાહાબ.

લવજીએ ઇન્ટરપ્રેટરને ઇશારત કરી, કે પરજરીનો અરથ વજીરખાંનને સમજાવવો.

કોર્ટના ઇન્ટરપ્રેટર, વિકટોરીયાવાલાને 'પરજરીનો' અર્થ, અને તેનો કાયદા સાથનો સંબંધ સમજાવવા લાગ્યો.

ઇન્ટરપ્રેટર—દેખો મીયાં, ઇંગ્રેજી ફોજદારી કાયદેમે પરજરીકા માએના કોરટમે "કસમ લેકે ખોટી ગવાહી યા જબાંની દેના" અએસા હોતા હુએ. ઔર જો કોઇ કસમ લેકે જુઠ બોલતા હયે, ઉસ્કો કેદખાંનેકી સજા હોતી હયે.

સાખસી—સમજા સાહાબ.

લવજી—હવે સાંભલ, તું હિયાં તારા કસમ ઉપર જબાંની આપવા ઉભોછ. અને તું જો ખોટી જબાંની આપશે, તો તે પરજરીના વાંક માટે, કાયેદામાં ફરમાવેલી સજા પ્રમાણે તુને સાત વરસ સખત મજુરીની સજા થશે. ત્યારે બોલ, કે આ બંધવાના અવાજમાં, અને તે શખસ, જે મરનારને લેઇ તારી વિકટોરીયામાં બેઠો હતો, તેમાં તુને કાંઇ ફરક માલમ પડયો હતો ?

સાખસી—જવા દો મા–બાપ, હું બચ્ચાંવાલો છેઉ, મને માફ કરો ! મારાથી કાંઇનું કાંઇ બોલાઇ જશે, તો હું ગરીબ માનસ.—

લવજી—કેમ તું ગભરાયછ કેમ ? તું ત્યારે ખોટું બોલ્યો ખરો કે ?

સાખસી—નહી સાહેબ–ગરીબ પરવર માફ કરો. હું કાંઇ જાનતો નથી.

વિકટોરીયાવાલો લવજીનું ગભરાવનારૂ ભાશાણુ સાંભલી પોતાની જબાંની આપવાનું ભુલી ગયો, અને ઘણે વખતે પાછો ઠંડો પડી બોલ્યો.

સાખસી—હા. તે પેહલાં જાહારે મરનારને લેઇ ઉભો'તો

તાહારે મોટેથી બોલતો 'તો, ને જાહારે તે પાછો આયો, તાહારે ધીમે અવાજે બોલીયો 'તો.

વજીરમીયાની ઉલટ પાલટ તપાસ પુરી થયા પછી, શંકર રાધુ નામના વિકટોરીયાવાલાની જબાંની લેવા માંડી. તેણે જણાવ્યું, કે રાતના એક અને બેની વચ્ચે, દોહોડ વાગાંને સુમારે, રાણીના બાગ આગલથી થોડે દુર બંધવો ગોવાલિયા તલાવ ઉપર પોતાને લેઇ જવા કહી, તે તેની ગાડીમાં બેઠો, અને ગ્રાંટરોડના પુલની નિચે ઉતરી પડી, તેણે મને એક રૂપીઓ આપી આગલ ચાલવા માંડયું.

શંકરની ઉલટ પાલટ તપાસમાં લવજીને બંધવાની તરફેણમાં એકજ બાબદ મલી.

લવજી—તું એમ શા ઉપરથી કેહેછ, કે આએજ શખસને તારી ગાડીમાં બેસાડી ગોવાલિયા તલાવ ઉપર તું લેઇ ગયો હતો?

સાખસી—કપડાં 'ને દેખાવ ઉપરથી. તેને પન એવનના જેવીજ મુછ ઉતી.

લવજી—તેના હાથ ઉપર કાંઇ વિટી જેવું હતું?

સાખસી—હા. એક મોહોટા હીરાની વિટી તેના જમના હાથની પેહલી આગલી ઉપર મેં જોઇ'તી.

લવજી—કેમ જોઇ?

સાખસી—ગાડીમાથી ઉતરી તેને પોતાના ગજવામાંથી પાકિટ કાહડી, 'ને અંદરથી રૂપીઓ કાહડી મને આપીયો, તેવીજ મારી નજર ગારીની બતીના ઉજાસ વચ્ચે તે ઉપર પડી.

લવજી—બસ.

લવજીએ પોતાની ચોપડી ઉપર આ બાબદની નોંધ ટપકાવી લીધી, અને ત્રીજા સાખસી દાડમ બાગના માલેક વીલુબાઈનું નામ પોકારવામા આવ્યું.

## વીલુબાઇની જબાંની.

વીલુબાઇ કાંદાના પાતરાંની કાંની બડબડતા, ફુડફુડતાં, નિચી સોડ કરી સરવેને ચોપરીઆદી કરતાં પિંજરાંમાં આવી ઉભાં. કોરટમાં જબાંની આપવા માટે, વીલુબાઇને જીંદગીમાં પેહલીજ વખત આજે જવું પડેલું હોવાથી, તેવણુના જીવ ઉપર આવ્યું હતું, અને વાસુદેવ ફુડકેએ હાઇ કોરટમાં હાજર થવાનો શાક્ષી સમન લગાડયો, તેવાંજ તેવન 'ઘાસ–લેટ' તેલના કાંના સલગી ઉઠી, લાંબે લાંબે હાથે તેના સાથે મરાઇ પડયાં, અને વાસુદેવ તાર્તાયા તેમની ગાલોને ગજવાંમાં મુકી ગુપચુપ ચાલી ગયા. કોર્ટમાં જઇ શાક્ષી આપવા કરતાં વીલુબાઇ મરી જવાનું વધારે પસંદ કરતાં હતાં, પણ તેવન કેસના દાહડા સુધી મરી નહી ગયાં, એટલે લાચારીથા તેવનને કોરટમાં જવાની ફરજ પડી.

"તમે આવતા જતા મરે—તમે વસ્તાં વાપરતાં મરે; મારી ઘરડે ઘડપન લેવરા કીધી, 'ને મરતે દાહારે મને કોરટ દરબારમાં ઘસડી! કેહેછ કે ધણી વગરના ઢોર સુના, તેમ વગર ધણીની હું રાંડી રાંડને મુવાઓએ કોરટ દરબારમાં ઘસરી! ઘરડે ઘડપણ મારાં હાડ ધુજાવીયાં!"

વીલુબાઇ બડબડતાં કોરટના દિવાનખાંનામાંથી પસાર થઇ, શાક્ષીના પિંજરામાં જઇ નિચી મુંડીએ લજવાતાં લજવાતાં બોલ્યાં:—

"કેમ બા મારૂ શું કાંમ છે? મને શું પુછવુંછ?

લે ચાલો, મને વખત થાએછ, જલદી પુછી લેવો."

વીલુંબાઇની કટકટથી, અને તેવણના આકરા સ્વભાવથી સાંભલનારાઓને ઘણી રમુજ પડી, પણ વીલુબાઇને કાંઇ સમજ પડી નહી, કે આ હસાહસનું શું કારણ હશે. તેવને ઘણી માથા કુટે પોતાની જબાંની પુરી કાધી, પણ તેમાં નવું જાણવા જેવું કાંઇબી તેવને કહ્યું નહી. ખરશેદ ખરાસ બે માસ થયા તેવનના દાડમ બાગમાં આવી રેહ્યો હતો; એથી વધારે તેવન સોગંદ ઉપર સોગંદ ખાઇ કાંઇબી જાણતાં નથી, એમ તેવન જણાવવા લાગ્યાં; પણ વળી જરા વધારે આડકતરા સવાલ બૅરીસ્ટરો તરફથી થતાં, તુરતજ "કમિટ" થઇ જતાં હતાં.

સવાલ—મરનાર ખરસેદ ખરાસ તમારા બંગલામાં બે માસ થયાં આવી રહયો હતો નહિ?

જવાબ—હાજી. એથી વધારે હું બીજું કાંઇ જાનતી નથી બા.

સવાલ—વારૂ જરા વિચાર કરો. કોઇ દાહાડો તે છાકટો થઇ ઘેર આવતો 'તો?

જવાબ—તે મેં કાંહાં ના દેખું. માતીદાની જાત પરી? તે કરતાં પીએ તે તેના હું શું હાથ ધરૂં કે? એબી સરકારનો કાયદો હોશે? જો ગરંધીયાઓ વાત લાયાછ તે.

કોરટમાં હસાહસ થઇ રેહી. લવજીને પણ પોતાની દલગીરી ઉપરાંત હસવું આવ્યું, અને તપાસ પાછી આગલ ચાલી.

સવાલ—એના કોઇ દોસ્તદારો ઉતા વારૂ?

જવાબ—હોશે! તે મને સાનું પુછોછ? તે બેહસ્તીને

પુછો ? તે તો બેહસ્તી જાને ? પન હા કોઈ પેસ્તુ પોમીટર નામનો બેહસ્તીનો જીવે જાનનો દોસ્ત ઉતો, 'ને તે હમેશ બેહસ્તીની સાથેજ ફરતો'તો. બીજું હું કાંઇ જાનતી નથી બા.

સવાલ—તમે આએ તોહમતદારને ઓલખોછ ?

જવાબ—હાજી. પન બેહસ્તી'ને મરનાર સાથે કજીયો થયો, તે હું કંઇ જાનતી નથી બા.

સવાલ—તે તમુને કોને પુછીયું ?

જવાબ—તમે પુછો કે ના પુછો, પન હું સાફ કેહુંછ કે મેં તે લોકને કજીયો કરતાં જોયા નથી.

સવાલ—તાહારે તમે તોહમતદારને કાંહાંથી ઓલખો ?

વીલુબાઇ પાછાં ફસી પડવાથી, સોડ તાણી બડબડવા લાગ્યાં, અને કોરટમાં ફરીથી હસાહસ થઇ રહી.

"મરેરે મુવાઓ ! આએ કંઇ મારી કુટી મુસલમાન કરવા બેઠાછ ? ભુસુંરે મારા નામ નખપરથી."

સવાલ—બોલો તમે તોહમતદારને કાંહાંથી ઓલખો ?

જવાબ—જુવો બા. હું બાઇ મનખ, તમે મને ગભરાવી ના નાખો. હું જે છે તે તમને કેહી દેઉછ. મને એવી યાદ છે, કે ફલીભઇ એક દાહારો ખરશેદને મલવા દાડમ બાગમાં આયો'તો, 'ને તે વખતે બેઉને કજીઓ થયો'તો, 'ને મારામારીબી થઇ'તી. સમજીયા. જતાં જતાં તે એમ બોલી ગીયો, કે "તેની ઉપર મારો હક છે, 'ને તું જો તેની સાથ પનુશે, તો ઘોરે દીવસે હું તારૂં ખુન કરસ. બીજું હું કંઇ જાનતી નથી બા.

આ છેલ્લા સખુનો વીલુબાઇના મોહડામાંથી નિકલતાજ,

લોકોમાં કચકચ ચાલી રેહી. ફુલીભાઇએજ ખુન કીધું છે, એવી લોકોની ખાતરી થઇ ચુકી. લવજી દાંત પીસી પોતાના દીલ માહેલી છુપી દલગીરી દાબી દેવાનું ડોલ ઘાલી, વીલુબાઇનુ બોલવું મોહડું મલકાવી હસી કાહાડી, પોતાનો હસતો ચેહરો લોકોને દેખાડવા, તે ચોમેર નજર ફેરવવા લાગ્યો.

લવજીએ વીલુબાઇની ઉલટ પાલટ તપાસ લાંબો વખત ચલાવી, પણ તેમાંથી કાંઇબી સાર નિકલ્યો નહિ.

વીલુબાઇની જબાંની પુરી થતાંજ, ફુલીભાઇના બટલર ભામલાને નામની બુમ પડી. 'બટલર ભામલા ઘોસલા—બટલર ભામલા ઘોસલા.'

ભામલો જરા ભપકામાંજ હતો. તે પાટલુન અને કોટ સાથ રાતા પીલા ચટા પટાવાલો કાબરચીતરો નેકટાઇ, અને ફુલીભાઇના રોગાનના બુટ, તથા "મોગલ કૅપ" ઘાલી ભપકામાંજ આવી ઉભો, અને ગજવામાંથી રૂમાલ કાહાડી મોહાડું લુંછી, તતરબંધ થઇ જબાંની આપવા તઇઆર થઇ રહયો. બૅરીસ્ટરે તેને સવાલ કીધો, અને ઇન્ટરપ્રેટર તેને સમજાવે, તે આગમજ તેને પોતાનો જવાબ પોતાની લુલી-લંગડી ઇંગ્રેજીમાં ગબડાવ્યો, એટલે જબાંનીનું કાંમ ઇંગરેજીમાંજ ચાલવા લાગ્યું. પણ હુશીયાર ભામલાથી બૅરીસ્ટર સાંમે વધુ વખત ટકી શકાયું નહિ, અને લોકોની હસાહસ વચે ઇન્ટરપ્રેટરને અંતે વચે પડવુંજ પડયું.

સવાલ—વોત ઇઝ યોર નેમ?

જવાબ—મી॰ ભામલા ઘોસલા.

સવાલ—વોટ આર યુ?

જવાબ—એસ. (હસાહસ.)

સવાલ—આઇ સે વોટ આર યુ?

જવાબ—આઇ એમ મી૦ ભામલા સર, એન્ડ માઇ ફાદર ઇસ ઘોસલા સર.

સવાલ—ડુ યુ નો ઇંગ્લીશ?

જવાબ—એસ સર.

સવાલ—વેલ ધેન ગો ઑન.

જવાબ—એસ સર.

સવાલ—યુ રીમેમ્બર ટુવેન્ટી સેવન્થ ઑફ જુલાઇ લાસ્ટ?

જવાબ—થીરી ઇઅર્સ સર.

આ જવાબ સાંભલી કોરટ હસી પડી. ભામલાનું કેહેવું એવું હતું, કે તન વરસ થયાં તે ફુલીબાઇની ચાકરીમાં રહયોછે. બૅરીસ્ટરના સવાલનો તેણે તેવોજ અર્થ કીધો હતો. કોરટમાં જેવી હસાહસ થઇ રેહી, તેવીજ પુલીસે "સાયલન્સ" કરી હમેશની બુમ પાડી, અને ઇન્ટરપ્રેટરે ઉઠી ભામલાને કેહ્યું :—"અરે એ ભાઇ, તું ઇંગરેજી જાણતો નથી, તાહારે ઇંગરેજીમા જબાંની સાંનો આપેછ? બોલ તારે શું કેહેવું છે?

ભામલાનો આવો રકાસ થવાથી, તેને બરડે પાણી ઉતર્યું, પણ પોતે ફજેત પડવા છતાં બોલ્યો :—"પન હું કાંઇ બાલીસ્ટર છેઉ, કે એ લોકની બરાબર એવી "ટાક" કરવા તકરાર કરૂં? મારે શું કેહેવું હોયે? તમે પુછો તેનો જવાબ? બીજુ શું? બધાઓ હછી પરે, એટલે છાકછી બીચારો ગભરાઇ "એલાર પેલાર" કાંઇનું કાંઇ બોલી દીએ, તેવું આદમી હું નથી. છમજીયા છાબ?"

ભામલાએ ઇન્ટરપ્રેટરની મદદથી ખરી હકિકત કહી. તેણે પોતાની જબાંનીમાં જણાવ્યું, કે ફૂલીભાઇ હમેશાં વખત સર બંગલે આવતો હતો, પણ જે રાતના ખુન થયું, તે રાતના બે વાગાની સેહજ અગાઉ તે ઘેરમાં આયો હતો.

સવાલ—બે વાગ્યા પછી?

જવાબ—નહિ છાબ. ખરૂં પુછો, તો બે વાગાની અગાઉ ઘેર આવેલા. ફૂલી છેઠ ઘેર આયા તીવારે બેમાં પાંચ મીલીટ કમ ઉતી.

લવજી બૅરીસ્ટરે આ સાખસીની જબાંની સુધારવા ઘણી તજવિજ કીધી, પણ ભામલો જરાબી સુધરયો નહિ, અને પોતાની જબાંનીને ઘણીજ હઠીલાઇથી વળગી રહયો.

પાછી શંકર રાઘુ વિકટોરીયાવાલાની જબાંની લીધામાં આવી, જેને સોગંદ ઉપર કહ્યું, કે ગ્રાંટરોડના પુલ નિચે જ્યારે બંધવો ગાડીમાંથી ઉતરયો, ત્યારે તેને કોઇના મકાનમાંથી ઘડીઆલની બે વાગાની ટકોરી સાંભલી હતી. આ વિકટોરીયાવાલો પણ પોતાની જબાંનીને વલગી રહયો હતો.

આ બે જબાંનીમાં જે ફરક પડેલો હતો, તેજ ફકત ફૂલીભાઇની તરફેણમાં જતો હતો. એ ઉપરથી એવું અનુમાન થઇ શકતું હતું, કે ખુન થયું તે રાતરે બે વાગે બરાબર જો ફૂલીભાઇ ગ્રાંટરોડના પુલ નીચે વિકટોરીયામાંથી ઉતરેલો હોય, તો ભામલાની જબાંની પ્રમાણે બેમાં પાંચ મિનીટ કમ હતી, ત્યારે તે પોતાને બંગલે કેમ પુગ્યો હોયે? એટલા માટે વિકટોરીયામાંથી જે શખસ રાતના બે વાગે ગ્રાંટરોડના પુલ નિચે ઉતરયો હતો, તે શખસ ફૂલીભાઇ નહિ, પણ કોઇ બીજોજ હોવો જોઇએ.

ત્રીજો શાક્ષી પેસ્તનજી પૅામેટમને બોલાવવામાં આવ્યો.

પાઉડર અને પોમેટમના બનેલા પેસુબા પૅામેટમ, ખરેખર તેનાં નામને જેબ આપે એવા "કાકા કૅાસમેટિક" હતા.

પેસુ પૅામેટમે પોતાની જબાંનીમાં જણાવ્યું, કે મરનાર સાથ મને ઘણી સારી દોસ્તી હતી, અને હમેશાં હમો ઘણા ખરા સાથેજ ફરતા હતા. જે રાતના ખુંન થયું, તે રાતના હમોએ ગ્રાંટરોડ ઉપરના "લન્ડન હોટેલ" માં સાથે દારૂ પીધો હતો. ત્યાંથી નિકલી હમો કોટમાં "ટેમ્પલ બાર" હૉટૅલમાં ગયા હતા. ત્યાં હમોએ ફરીથી દારૂ પીધો હતો, અને હમો બંને છાકટા થયા હતા. ખરશેદને ગરમી પડવાથી તેણે પોતાનો સફેદ ડગલો કાહાડી ખુરસી ઉપર નાંખી, હવામાં તે બાહાર ગયો હતો, અને હું દારૂની કેફમાં ત્યાં ટેબલ ઉપર માથુ નાંખી પડી રહયો હતો. થોડા વખતમાં નોકરે આવી ઉઠાડી ખબર કીધી, કે મારે બાહાર જવું. હું તુરતજ જેવો જવા ઉઠયો, તેવીજ મારી નજર ખરશેદના ઓવર–કોટ ઉપર પડી. તે ઓવર–કોટ લેઇ હું તેને આપવા તેની પાછલ જતો હતો, તેવામાં મારી છાકટી હાલતનો લાભ લેઇ, કોઇ બદમાસ તે ઓવર–કોટ મારા હાથમાંથી ઝુટાવી નાહાસવા લાગ્યો. હું તેની પાછલ દોડયો, પણ છાકટો હોવાથી મારાથી તેની બરોબરી થઇ શકી નહી. હું તેને પડતો નાંખી મારે ઘેર ગયો, કારણ બીજે દીવસે સહવારે, પેહલીજ ગાડીમાં મને પુને જવું હતું.

સરકાર તરફથી આ કેસ અત્રે એડવોકેટ જનરલે પુરો થયેલો જણાવ્યો. બચાવ હજી બાકી હોવાથી આવતી કાલ

ઉપર જડજે કોરટનું કામ મુલતવી રાખી, કોરટ બરખાસ્ત કીધી.

લોકોની ચટપટનો શું પાર! આવતી કાલની લોકો કાગને ડોળે વાર જોવા લાગ્યાં. કોઇ ફુલીભાઇની કદર ખાતું, તો કોઇ તેની વિરૂધ બોલતુ હતું. પ્રજા મતની કાંઇબી ગણુત્રી થઈ શકતી નહી હતી.

લવજી ભાઇએ બે ચીજની નોંધ પોતાની બીહ ઉપર કરી લીધી હતી.

૧ લું, વિકટોરીયાવાલા શંકર રાધુએ ગ્રાંટરોડના પુલ નીચે, જે વખતે ફુલીભઇને ઉતારયો, તે વખત, અને ભામલાએ ફુલીભઇને જયારે બંગલે આવી પુગેલો જણાવ્યો, તે વખત વચેનો ફરક.

૨ જું, વિકટોરીયાવાલાએ ખરશેદ ખરાસના ખુનીના જમણા હાથના પેહલાં આંગલાં ઉપર હીરાની એક વિટી જોઇ હતી, તે, અને બંધવો ફુલીભઇ કદીબી વિટી પહેરતો નથી, તે.

એટલું છતાં લવજી બૅરીસ્ટરને ફુલીભાઇના છુટી જવાની જરાબી આશા હતી નહી. તેણે જબાંની પરથી નક્કી કીધું, કે "જયુરી" ફુલીભઇને "ગીલ્ટી" ઠેડવવા વગર રહેનાર નથી, અને નિરદોશ ફુલીભઇ નાહેક ફાંસી લટકવાનો, યા તો દેશનિકાલ થવાનો.

ડિટેકટિવ વાસુદેવ ફડકેના હરખનો પાર રહયો નહી, તેમજ ખાનસાહેબ જેહાંગીરશાહની દલગીરી, લવજીની નાસિ-પાસી, અને ગાંધીની ગુલાંના ગંમ અને માહેતમની હદ રેહી નહિ.

બીજા દિવસની સહવાર પડી. ફુલીભાઇનો બચાવ, અને

લવજીનુ ભાશાંણુ, તેમજ ફલીભાઇના કેસનો ચુકાદો સાંભલવા લોકોની ભીડ હાઇ કોરટ તરફ થવા લાગી. બેખબરો જેઓ અઠવાડીયાંમા એકવી વખતે છાપો વાંચે નહી, તેઓને શું ખબર? જ્યારે ઇન્તેજાર લોકનો બેખબર ભાગ હાઇ કોરટ તરફ જતો હતો, ત્યારે શેહરમા બીજીજ અફવા મોહોલે મોહોલે ઉડી રેહી હતી.

ફલીભાઇના વખાણનાર અને લાગતા વલગતાઓ હસતે મોહોડે હાઇ કોરટ તરફ ઉતાવલે પગે દોડવા લાગ્યા. પેલા સોડાવાટરની બાટલી માફક ડોળનારો અધિપતિ ફરાંમજી પૅએ, પોતાની આદત પ્રમાણે પોતાની વર્લાંણુ બદલી, પોતાના મુંબઇ શમશેરના ઘરાકોને નિચલા એકઆ મોટા મમરડા જેવા ટાઇપમા છાપી ઘેરઘેર પોહોચતા કીધા.

## એક વધામણી! એક ખુશ ખબર!!

### ફલીભાઇની સેશન્સમાં તપાસ.

### શાક્ષી પંપાનુ મલી આવવું.

**સારી સતાથી હમો જણાવવાને શકિતવાંન થયા છિયે, કે સેશન્સમા ચાલતા પારસીના ખુનના મુકદમામા ગુમ થાયેલી શાક્ષી પંપા, ગઇ રાતના મલી આવી છે.**

---

## પ્રકરણ ૧૫ મું.

---

### પંપાનું આગમન.

વાત કહો કે અફવા, પણ પંપા ખરેખર આવી પુગી હતી. ફલીભાઇની પેહલે દિવસની ટ્રાયલ પછીથી પુલીસ

ઇન્સપેક્ટર ખાનસાહેબ જેહાંગીરશાહ હિંમત હારી બેઠો નહિ હતો. હજી તેને ઘણી આસા હતી. હજી તેને ઘણી ઉમેદ હતી,અને તે એજ, કે હજી'મી પંમ્પા કદાચ આવી પુગશે. જો કે તેની આશાની વમાસન ખરૂ જોતાં આશા વિરૂધ આશા સમાન હતી, પણ આ બાહોશ ઇન્સપેક્ટર કદીબી હારી ખાઇ બેઠો નહિ હતો. તે લવજી બૅરીસ્ટરને ઘણી કિમતી મદદ કરતો હતો, અને પેહલે દિવસની ટ્રાયલના સેવટ પછી જહાંગીરશાહે લવજીને હિંમત આપી કહ્યું, કે "મી૦ લવજી, તમે નિરાસ ના થાવો. જેમ બને તેમ આવી વખતે કેસને લંબાવવામાં ફાયદો છે. આવતી કાલે આપણુ આખો દીવસ જેમ તેમ કરી "ડિફેંન્સ" કરવામાં કાહાડશું, એટલે જયુરી પોતાનુ "વરડિકટ" પરમ દાહાડે સહવારના આપશે. તેટલાં કદાચ પંમ્પા આવી પુગશે. "જયુરીનું વરડિકટ" ખુદા ન કરે ફલીભાઇની વિરૂધબી ગીયું, તો પછી ગવરનરને અરજી કરવાને બાહાને આપણુ વખત લંબાવશું."

લવજીનું મુખ્ય કાંમ, હવે ગુલાંને દિલાસો અને ધિરજ આપવાનું હતું. પેહલ્લે દિવસની "ટ્રાયલ" પછી લવજી; ફલીભાઇના છુટકારાની તમામ આશા છોડી બેઠો હતો. આવતી કાલે તો ફલીભાઇનો તે બચાવ કરનાર છે, પણ તે બિલ્કુલ દમ વગરનો, અને બચાવ વગરનો એક બચાવ હતો.

સેશન્સ પુરી થતાંજ લવજી ગુલાંને આજની ટ્રાયેલના સમાચાર જણાવવા ગુલ વીલ તરફ નિકલી ગયો. ગાંધીની ગુલાંનો આ પાક દીલ દોસ્ત, તેણીને તેના દુઃખના વખતમાં દિલાસો આપતો ગુલ વીલમાં બેઠો હતો, તેટલાં એકાએક મોડી રાતે, સુમારે દસ વાગતે ઇન્સપેક્ટર જહાંગીરશાહ બેધડક

દીવાનખાંનામાં દાખલ થયા, અને સોફા ઉપર એકદમ બેસી જઇ બોલ્યા :—"પંપ્પા મલી લવજી."

આટલાજ સખુનો ગુલાંને કાંને પડતાં, તે એકાએક હરખથી ચીસ પાડી બોલી :—"એં! મલી? કોન મલી?"

"ધીરજ ધરો ગુલાં." લવજી પોતે અજબ થયલા હતા, છતાં ગુલાંને ઠંડી પાડવા બોલ્યા. "મને વાત કરવા દેઓ? જહાંગીરશા, શું ખરેખર પંપ્પા મલી? તે કાંહાં છે?"

"રમજાનને ઘેર." "જહાંગીરશાહે તુરતજ જવાબ દીધો, અને તે કાંઇબી આગલ બોલે, તેટલાં ગુલાં ફરીથી વચમાં બોલી ઉઠી.

"તાહારે તો જલદી મને તેની પાસ કોઇ લેઇ જાવો! લવજી, જહાંગીરશાહ, ગાડી બુલાવો—નહી, હું મારી ગાડી જોડાઉછ. ચાલો—ચાલો જલદી કરો."

"ગુલાં તુ ઘેલી થઇ જશે." લવજીએ ધીમે અવાજે કેહ્યું. "મને જરા પુછવા તો દે?"

"પુછો, પુછો લવજી, તમે પુછો. હું તમારા કાંમમા ધની હરકત કરૂછ." ગુલાં એક સમજુ આદમીની માફક પોતાની ઉસ્કેરાયલી હાલતને નરમ પાડી બોલી.

"હા. પંપ્પા એકાએક આજે સાંજની પુના પૅસેંન્જર ટ્રેનમા આવી પુગી." જહાંગીરશાહે કહ્યું. "હું રાબેતા પરમાણે આજે રાતના આંઠ વાગે રમજાંનને ઘેર ખબર કાહાડવા ગીયો, તાહારે મે જાનિયું, કે તે છોકરી રમજાનને તાંહા પાછી આવેલી છે."

"ખુશી થા ગુલાં." લવજી ઉઠતાં ઉઠતાં બોલ્યા. "તારો ફુવી હવે સેશનમાંથી છુટી જાયછ! જહાંગીરશાહ. નાઉ કમ

ઑાન. હું પંમ્પાને મલવા માંગુછ."

"લવજી, પમ્પાને મલવાની કાંઇ જરૂર નથી." જહાંગીરશાહે બેઠાં બેઠાંજ જવાબ દીધો. "હું તેને મલી આયોછ. મે તેની તમામ હકિકત સાંભલી લીધીછ, 'ને તેના ઘેરના બારના ઉપર મે મારા 'સફેદ કપડાંવાલાઓને' નજર રાખવા તાકીદ કીધીછ. હવે પંમ્પા આપરા હાથમાં છે, 'ને આવતી કાલે પોતાની જબાંની આપવા તે કોરટમાં આવનાર છે. આવી મોડી રાતે દસ વાગા પછી, મેહમથી છેક મુંબઇ જવાની કંઇ જરૂર નથી. મીο લવજી તમારા કરતા ફુલીભઇનું નિરદોશપણુ સાબેત કરવાની મને ઘણી ઉલટ છે. મે પેહલેથીજ કેહ્યું 'તું કે ફુલીબઇ એવું કાંમ કરેજ નહી."

"ગુલાં ઉપર તમારો મોટો ઉપકાર થયોછ જહાંગીરશાહ." લવજી બોલ્યા. "પન એ પંમ્પા આટલો વખત સુધી કાંહાં ઉતી તેની કંઇ ખબર પડી?"

"સાલ્વેશન આરમીમાથી નાહસી, તે પોતાના સોબતી સાથે ગુલબરગા નિકલી ગેઇ'તી." જહાંગીરશાહે વાત ચલાવી. "ગુલબરગામા તેનો સાથી તેને તજી ગીયો, અને પંમ્પા તાંહાંથી નિકલી પુને આવી. પુનામાં તેનો કોઇબી સાથી નહિ હોવાથી, તેને પોતાનુ ગુજરાન કરવુ ભારી પડીયું."

"ને પછી?" લવજીએ સવાલ કીધો.

"પંમ્પાએ પુનામા પોતાને એક ગાએનકાર નાએકણ તરીકે જમીલાને નામે ઓલખાવી ગાયન કરવાનો ધંધો શરૂ કીધો. આ ધંધામાં તે વધુ વાર રેહી પોતાનુ ગુજરાન ચલાવવા શકતીવાન થાય, તેટલાં તેને ભેજાંની તાણ લાગુ પડી, અને પુનાની સેસુન ઇસ્પીટાલમા તેની જા

પિછાનવાલાંઓ તેણીને મુકી આર્યા. ઇસ્પીટાલમા તે જમીલાને નામે દાખલ થએલી હતી. ઇસ્પીટાલમાથી તે ગેબ પરમ દાહારે સારી થઇ બાહાર નિકલી, 'ને તેવીજ તેને ખબર મલી, કે મુંબઇમાં પંમ્પા નામની કોઇ બઇરી માટે પંદર હજારનુ ઇનામ જાહેર થયુછ. એ ખબર સાંભલતાંજ પંમ્પા પોતાના હાથ ઉપરની રૂપાંના બાંગરી વેચી, ગાડી ભાડાં જેટલા પઇસા ઉભા કરી, મુંબઈ આજે સાંજનાજ આવી પુગીછ. ફ્લીભાઇને લગતી બાબત વિશે, મે તેને તપાસી જોઇછિ, 'ને તેની જબાંની ઉપરથી મને લાગેછ, કે હવે આપરે "ઍલીબી" પુરવાર કરી શકસું."

જહાંગીરશાહનો ખુલાસો સાંભલી, ગુલાં તેમજ લવજીને નિરાંત થઇ, અને આવી મોડી રાતે મુંબઇ જવાનો વિચાર લવજીએ મોકુફ કીધો. જહાંગીરશાહ અને લવજી રાતના મોડું થયાથી ગુલ વીલમાજ ગાંધીભાઇના પરોણા તરીકે રેહ્યા, અને ગુલાં પોતાના વાહાલા ફ્લીના છુટકારા માટે, મોડી રાતે બિછાને જવા આગમચ, તે દાદારની બંદગી કરી તેની દાદ ચાહાવાને ભુલી નહિ, સબબ કદીબી દુઃખ દરમ્યાન તે દાદગર પોતાના બંન્દાને કદીબી ભુલતો નથી.

—:o:—

## પ્રકરણ ૧૬ મું.

—:o:—

### "ડીફેન્સ."—પંમ્પાની જબાંની.

પંમ્પા પાછી ફરી છે, એવી ખબર આગની માફક શેહરમા ફરી વળી. લોકોના ટોળે ટોળાં હાઇ કોર્ટ તરફ જવા લાગ્યાં, અને કોરટના દિવાંનખાંનામા લોકોની ભીડ દસ વાગા

આગમચ, આગલા દિવસ કરતાં એટલી તો વધી ગઇ, કે પુલીસના સીપાઇ દાદાઓ લોકના ધસારા સામે લાઇલાજ થઇ પડયા, અને કોરટના દિવાંનખાંનામાથી ધક્કા મારી લોકોને બાહાર કાહાડતાં, પોતે ઘણુાક ધક્કા ખાવા લાગ્યા.

પોરીયાઓ પારસીનાજ કેની, એટલે કાંઇ પુછવુ પડે? સીપાઇ દાદાએ જરા "ચીઇઇઇપ" કરી સુકકો દમ કીધો, કે સોલુ સપરચંદ નામનાં એક ચિબાવલા ચકાસેલાએ, સીપાઇ દાદાને ઉંધે હાથે પાછલથી "કોલચું" ઝારીચું, કે તેવીજ સીપાઇ દાદાની પીલી પાગડીને પાંખ આવી. અને તે ઉડવા લાગી; એ જોઇ દિવાંનખાંનામા ઉભા રહેલા તમાશગીરોની ગમતનો પાર રેહયો નહિ.

આવા બનાવથી સીપાઇ દાદાનો "કાંદો ખિલીયો." તેવણુ દાહાડીવાલાને મુકી મુછવાલાને પકડવા જતા હતા, પણુ તેટલાં જડજ સાહેબ કોર્ટના દિવાંનખાંનામા દાખલ થયા, અને "સાયલંન્સ" કરી બુમ પડી. સઘલું ચુપચાપ થઇ ગયુ, અને સીપાઇ દાદા સેહતાંન ડાબો અને મોહોડું કાલું કરી, પાગરીની તપાસમાં નિકલ્યા.

ફ્લીભાઇની દરકાર આજે કોઇને હતીજ નહી. લોકતો ફકત પંપ્પાનેજ જોવા; પંપ્પાનીજ જબાંની સાંભલવા, અને ફ્લીનો બંચાવ જાણુવા માંગતા હતા. ઇન્સ્પેકટર ફડકેની હિનપસ્તીનો તો પારજ નહી રેહયો, અને ઇન્સ્પેકટર જહાંગીર-શાહે પોતાની ફતેહ તો નક્કીજ કરી હતી.

જ્યુરીએ આવી પોતાની જગ્યા લીધી, અને બાહોશ લવજીએ ફ્લીના બચાવ તરફથી "સ્પીચ" કરવાની શરૂઆત કીધી. જેઓએ લવજીનુ ભાશાંણુ સાંભલ્યુ, અને જેઓ તે ભાશાંણુ

સાંભળીને સમજી શકયા, તેઓ લવજી પોતાનુ ભાશાંણુ પુર કરે તે આગમચ એટલા તો "પ્રેજ્યુડીસ" થઇ ગયા, કે કોરટની બાહાર એવી ખોટી બુમ ઉડી, કે જડજ બચાવ તરફના સાક્ષી સાંભલવાં ના પાડે છે, અને ફલીભાઇની "ફેવરમા" કેસ સમ-અપ કરી જ્યુરીને ચાર્જ આપે છે.

પણ અફવા તે અફવાજ! ગપના ગપાટા, તે "ધરપછાંટ"ના ગોલાની કાંનીજ ઉડે, એટલે પછી પુછવુંજ શું? અરધા કલાકમા વાત ચોમેર ફાટી, અને હજી તો કોરટમા ફરાંમજી પઁની જબાંની લેવાતી હતી, તેટલાં રસ્તા ઉપરથી આવતાં જતાં લોકો, વગર ઓલખે એક બીજાને ઇશારત કરી કેહતા ચાલ્યા, કેઃ—"છુટી ગીયો—છુટી ગીયો!"

જ્યારે ગાંમમા આવા ગપાટા ચાલતા હતા, ત્યારે લવજી બૅરીસ્ટર બચાવ તરફના સાક્ષીની હકિકત કોરટ અને જ્યુરી સમક્ષ રજુ કરતા હતા. લવજીએ આ ખુનના મુકદમાને એક લુલો—લંગડો મુકદમો જણાવી, જ્યુરીની સમક્ષ પડેલી જબાંની વખોડી કાહાડી, અને પોતાના ફકત ત્રણુજ સાક્ષીઓની જ્યુરીને ગણુત્રી કરાવી, તે લોકની જબાંની લેવાનું કાંમ શરૂ કીધું.

પ્રથમમાં તેને મુંબઇ શમશેરના અધિપતિ મી૦ ફરાંમજી પઁ વિશે કેહ્યું. ત્યાર પછી પારસી યુનિયન કલબના મેનેજર "મી૦ કાવસજી બંગાલી વિશે વિવેચન કરી કેહ્યું, કે એ સાક્ષીથી તમે જાણુશો, કે પંમ્પા નામની એક ઓરત પારસી યુનિયન કલબના મકાનમાં ભેસ્પતવારે રાતે સાડા અગીઆર વાગે બંધવા ફલીભાઇને નામનું એક કાગજ લઇ ગઇ હતી, અને ફલીભાઇ કલબમાંથી રાતે એક વાગે ગયો હતો. છેલ્લી જબાંની પેલી ઓરત પંમ્પા આપી તમારી ખાતરી કરશે, કે તે

એક કાગજ મજકુર કલબના મકાનમાં, બેસ્પતવારે રાતના સાડા અગીઆર વાગે આપવા ગઈ હતી, અને એક વાગ્યા પછી ફલીભાઇને તે કામાટીપુરાની બારમી ગલીમાં આવેલાં એક કંગાલ મકાનમાં, પોતાની સાથે લઇ ગઇ હતી અને તે મકાનમાં ફલીભાઇ રાતે એકથી દોઢેડ વાગ્યા સુધી ત્યાં હાજર હતો, કે જે વખતે ખરશેદ ખરાસનું ખુન થાયેલું સાંમી પક્ષવાલાઓ તરફથી જણાવવામાં આવ્યું છે.”

આવી રીતનો ખુલાસો કરી લવજીએ પેહલા સાક્ષી મુંબઇ શમશેરના અધિપતિ મી૦ ફરામજી પૅને જબાંની આપવા બોલાવ્યા.

ફરાંમજી પૅની જબાંની માટે કોરટમાં સાંમી બાજુવાલાઓએ વાંધો લીધો, સબબ ફલીભાઇની તપાસના આગલાં ભાગ દરમિયાન, ફરાંમજી પૅ દિવાંનખાંનામાં આખો વખત હાજર હતા. લવજી બૅરીસ્ટરે એવો બચાવ કીધો, કે ફરાંમજી પૅને સાક્ષી તરીકે બોલાવવાની તેવનની મરજી પેહલે હતીજ નહી. તેવનના બચાવની વલણ તે વખતે તદન જુદીજ હતી, પણ પંમ્પા નામની ગુમ થાયેલી ગવાહ એકાએક મલી આવ્યાથીજ એ સાક્ષીને બોલાવવા પડયો છે. નામદાર કોરટના હુકમથી ફરાંમજી પેંની જબાંની લેવાનું કાંમ ચાલુ થયું.

## મી૦ ફરાંમજી પૅની જબાંની.

મી૦ ફરાંમજી પૅ પોતાની જબાંની આપતા બોલ્યા કે :—

“હું મુંબઇ શમશેર પત્રનો માલેક, અધિપતિ, અને પ્રીન્ટર, તેમજ પ્રગટ કરતા છુ. હું તેનો રીપોર્ટરબી છું. બંધવા મી૦ ફલીભઇનો હું અતલગનો મિત્ર છેઉ. હું થોડાંક, વરશ થયાં ફલીભઇને ઓલખું છું. એ મુદતમાં મેં કદીબી

ફુલીબઇને સુંનાની કે હીરાની વિંટી પેહરતાં જોયો નથી. હું કસમ ઉપર કેહુછ કે છેલ્લા બે વરશમાં એકબી વખત તેના હાથના આંગલાં ઉપર મેં વિંટી જેવું કાંઇબી જોયું નહિ હતું."

ઉલટ પાલટ તપાસમાં મી૦ ફુ લીટલે મી૦ ફુરાંમજી પેંને ગભરાવવા માંડયા, અને મી૦ ફુરાંમજી પેંએ કચુંબર કરવા માંડી.

સવાલ—તમે શું કરોછ?

જવાબ—હું મુંબઇ શમશેરનો અધિપતિ છેઉ.

સવાલ—તમો કોણુની નોકરીમાં છેઓ?

જવાબ—નોકરી સાંની? હું પોતે માલેક અને પોતે અધિપતિ છેઉ.

સવાલ—તમો ફુલીબઇને છેલ્લા કયારે મલ્યા હતા?

જવાબ—જે રાતના ખરસેદ ખરાસનું ખુન થયું, તે રાતના એવન અને હું એકુજ ટ્રેનમા ચર્ચગેટ આવ્યા હતા. ચર્ચગેટના સ્ટેશન ઉપરથી હમો સાથેજ વિકટોરીયામાં બેઠા હતા. હું એવનને એવનની કલબના મકાન આગલ ઉતારી, હું મારી કલબમાં ગીયો'તો.

સવાલ—તમારી કેઇ કલબ?

જવાબ—ધી ઓમ્બે પેન્સીલ કલબ.

સવાલ—અધિપતી સીવાય, તમે કંઇ બીજુબી કાંમ કરોછ કે?

જવાબ—હું સુધારાનો એક હિંમાયતી છું, અને પારસી છોકરીઓના માબાપ પાસ લગનના અવસરે રીતની ભીખ લેનાર મંડલીનો હું પ્રેસીડંન્ટ છેઉ! હું એ કામને દીલોજાનથી

ટેકો આપુછુ ! (કોરટમાં હીસ હીસના અવાજો થઈ રહ્યા.)

સવાલ—અધિપતી તરીકે તમુને કોઈ વખત કોરટમા દંડ થયો હતો ?

જવાબ—આહા સાહેબ. હું એવો મુરખ નથી, કે દંડ થાય તેવું લખું. અને તેવું કાંઈ એકાદ લખાણુ એક અંકમા લખાય, તો બીજા અંકમા તુરતજ હું મારી દલગીરી જણાવી, તે વાતનો છેડો લાવી નાખુ. એ તો સાહેબ હમો અધિપતિ લોકની કુનેહ છે. બાકી અધિપતિ તરીકે આજ સુધી દંડ તો થયો નથી, હવે પછીની વાત તો સાહેબ જાંણે.

સવાલ—વારૂ ત્યારે તમે ફ્લીભઈને હાથે કીએ દાહાડે વિટી જોઈ હતી ?

જવાબ—વિટી ? મે એમ કાંહાં કેહ્યું, કે મે વિટી જોઈ? એ તમે શું ભુલાવામા નાખી ગલે પડવાની વાત કરોછો સાહેબ ? મેં એમ કેહ્યુંજ નથી, કે મેં વિટી જોઈ.

ફ્રરામજી પેંને પકડમા પકડવાની ઘણીબી વેતરણુ બૅરીસ્ટરે કરી, પણ તેનુ કાંઈ વલ્યું નહિ.

મી૦ પેંની જબાની લીધા પછી, ફ્લીભાઈની કલબના મેનેજર કાવસજી બંગાલીએ પોતાની જબાંની બે તન સવાલના જવાબ આપી પુરી કીધી. તેણે ટુકમાજ જણાવ્યું, કે ૨૭ મી જુલાઈને અને બેસ્પતવારે રાતના સાડા અગીઆર વાગાને સુમારે, એક ઓરત ફ્લીભઈને નામનુ કાગજ મને આપી ગઈ 'તી. મે તે ફ્લીભઈને આપિયું 'તું, અને ફ્લીભઈ મોડી રાતે સુમારે એક વાગે કલબમાથી ગીયા 'તા.

આ જબાંની પછી પંમ્પાનું નામ પુકારવામા આવ્યું. લોકો તેણીને ટિકી ટિકી જોવા લાગ્યા, પમ્પા એક મધ્યમ

કદની, ખુલ્લા રંગની, અને સોહામણી સીકલની ઘટમારી ઓરત હતી. કોરટના દિવાંનખાંનામાં પંમ્પાનું નામ પુકારતાંજ, તે હિંમતભરી રીતે, છટાદાર ચાલના લેહકા સાથ, દિવાંનખાંનામાં એકદમ દાખલ થઇ, અને બેધડક સાક્ષીને ઉભા રાખવાની જગ્યા આગલ જઇ, ઇન્સ્પૅકટર જહાંગીરશાહ તરફ નજર કરી, તે ઉભી રહી.

પંમ્પાનું નાંમ સાંભલતાંજ દિવાંનખાંનામાં ચકચારનો અવાજ પેદા થયો, જેથી 'સાયલંન્સ' ઉપર 'સાલયંન્સ' અને 'ચીઇઇપ' ઉપર 'ચીઇઇપ'ના અવાજો કોરટના દિવાંનખાંનામાં, પોતાની ફરજ બજાવતા સિપાઇદાદાઓ, ગડબડ બંધ પાડવા માટે કરવા લાગ્યા. અંતે સરવેની ઇન્તેજારી વચ્ચે એક સુંદર દેખાવની, રૂપાલી, જવાંન બઇરી, કોરટના દિવાંનખાંનામાં લોકોની ભીડ વચ્ચેથી છટાદાર રીતે સાક્ષીના પિંજરામાં આવી ઉભી રેહી, અને કાયદા પ્રમાણે તેણીને સોગંદ આપ્યા બાદ, જબાંની લેવાનું કાંમ આગલ ચાલ્યું.

પંમ્પાની જબાંનીમા તેણીએ જણાવ્યું કે, "જુલાઇ મહીનાની ૨૭ મી તારીખ અને બેસ્પતવારે રાતના, પારસી યુનિયન કલબમાં સાડાઅગીઆર વાગે, હું એક ચિઠ્ઠી કોઇ પારસીને આપી આવી હતી. હું વાંચી કે લખી જાણુતી નથી. કોણુને નામની તે ચિઠ્ઠી હતી, તે હું જાણુતી નથી. મને તે ચિઠ્ઠી કલબમાં મુકી આવવા બકાવલીએ કહ્યું હતું. હું ત્યાર પછી ભિંન્ડીબજારમાં નવાબની મસીદ આગલ મોડી રાત વેર તોહમતદારની વાર જોતી ઉભી હતી. તોહમતદાર મને સુમારે એક વાગે રાતના આવી મલ્યો હતો. હું તેને મારી સાથે કામાટીપુરાની બારમી ગલીમાં, મારી મમાઇ રમજાંનને ઘેર લેઇ ગઇ હતી.

બકાવલી તે વખતે મરતી હતી. બંધવો સુમારે પા કલાક સુધી બકાવલી સાથ વાતચિતમાં રોકાયો હતો, અને સાર પછી હું તેને "આલફ્રિસન ટેટર" આગલ મુકી આવી હતી.

### પંમ્પાની ઉલટ પાલટ તપાસ.

સવાલ—તું ખાતરીથી કહે છે, કે એજ શખસને તું તારી સાથ લેઇ ગેઇ હતી ?

જવાબ—જી, હાં.

સવાલ—એક વાગ્યા પછી તે તુને નવાબની મસીદ આગલ આવી મલ્યો હતો ?

જવાબ—જી, હાં. ઘડીઆલમાં મેં એક વાગેલો સાંભલ્યો હતો, અને પછી તુરતજ થોડી મિનીટમાં એ આવી પુગ્યો હતો, અને પોના બે વાગે હું તેને "આલફ્રિસન ટેટર" આગલ મુકી, હું મારે ઘેર ગઇ હતી.

સવાલ—પછી શું થયું ?

જવાબ—હું ઘેર જઇ પુગી, ત્યારે બકાવલી મરી ગઇ હતી.

સવાલ—હવે એકજ જવાબ દે. તે રાતે બંધવા ફુલીભઇના આંગમાં કેવો ડગલો હતો ?

જવાબ—સફેદ.

અતરે પંમ્પાની જબાંની પુરી થઇ, અને લવજી બૅરીસ્ટરે બચાવ તરફનું ભાશાણુ શરૂ કીધું. પોતાની છટાદાર બોલવાની ઢપથી, તેણે કેસની દરેક અગત્યની 'પૉઇન્ટ' ચિપી ચિપી જડજ અને જયુરીના ધ્યાન ઉપર દસાવવાની દરેક તજવિજ કીધી, અને તેમ કરતાં જે શખસ મરનારને લેઇ વિકટોરીયામાં રાજાબાઈ ટાવર આગલથી

બેઠો હતો, અને જે પાછલથી વિકટોરીયા ગારડન્સ આગલ ઉતરી પડયો હતો, તે શખસ ફ્લીભાઇ નહી, પણ કોઇ બીજોજ હતો, એવી દલીલ લવજીએ રજુ કીધી. કોઇબી રીતે જોતાં પુલીસે બંધવા ઉપર મુકેલું બોહતાંન સાબેત કીધું નથી. કોરટમા એવી જબાંની પડી છે, કે ખુન કલોરોફોર્મથી થયુ છે. હમો તે કબુલ કરયે છિયે, પણ બંધવા ઉપર ખુનનો વાંક પુરેપુરો સાબેત કરવા માટે બંધવાએ કલોરોફોર્મ કયાંથી લીધું, અને કોણે તેને કલોરોફોર્મ આપ્યું, તે જબાંની કોર્ટ હજુર પડેલી નથી. વળી બંધવા વિશે જે વાત સઉથી વધારે ધ્યાનમાં રાખવાની છે, તે એ છે, કે તે કદીબી પોતાને હાથે વિંટી પેહડતો નથી, અને મી૰ ફરામજી પં જેવા પ્રમાણીકપણે પોતાનુ ગુજરાંન ચલાવનાર ગ્રહસ્થે, સોગંદ ઉપર જણાવ્યું, કે બંધવો કદીબી વિંટી પેહડતોજ નથી. એ ઉપરથી માલમ પડે છે, કે ખુંન કરનાર શખસ કોઇ બીજોજ હતો.

જયુરીના ગ્રહસ્થો, એ બિના આ કેસમાં ઘણીજ અગત્યની છે, અને તે તમો સાહેબોએ ચુકાદા ઉપર આવવા આગમચ ખાસ કરી ધ્યાંનમાં રાખવી જોઇયે છે. વળી વિકટોરીયાવાલો જયારે કેહછે, કે તેની ગાડીમાંથી તેનુ ઘરાક ગ્રાંટ રોડનાં પુલ નિચે બે વાગે ઉતરી પડયુ હતું, ત્યારે બંધવાના બટલર ભામલાએ જબાંની આપીછે, કે ફ્લીભાઇ તે રાતે ઘરમા ગયો, ત્યારે બેમા પાંચ મિનીટ કમ હતી. એ વખતનો તફાવતબી તમો સાહેબે ધ્યાંનમાં લેવો જોઇએ છે. એ ઉપરથી સાબેત થાય છે, કે જે શખસ ગ્રાંટ રોડના પુલ નિચે બે વાગે વિકટોરીયા-માંથી ઉતરયો હતો, તે ફ્લીભાઇ નહિ પણ કોઈ બાજોજ

હોવો જોઇએ.

પણ તે ઉપરાંત પેલી ઓરત પંમ્પાની એકલી જબાંની ઘણીજ અગત્યની છે, અને ફકત તેજ જબાંનીને આધારે બંધવો પોતાની "ઍલીબી" સાબેત કરી ચુકયો છે. મુંબઇ જેવા શેહરમાં જાહેર રસ્તા ઉપર આવી રીતે ખુન થાય, અને તે ખુન કરનારનો પત્તો નહિ મલે, એ ઘણું તાજુબી ભરયું છે. ખરી વાત છે, કે શેહરની સલામતી તેથી જોખમમા આવી પડેછે, પણ નિરદોશોને ઇન્સાફ મલવો ઘટે છે. ઇન્સાફ જ્યાં હોય, ત્યાં નિરદોશ અને ઇજતદારોના જાન માલની સલામતી છે, અને એ જાન, માલ, અને ઇજત હોરમતની સલામતી, ત્યારેજ ફકત જોખમમા આવી પડે છે, કે જ્યારે ફલીભાઇ જેવા સોસાયટીમા માનીતા અને લોકોને જાણીતા આગેવાંન ગ્રહસ્થોની ઉપર, આવી રીતના બોહતાંન કાંઇબી ખાતરીપુરવક પુરાવા વગર મુકવામા આવે.

જ્યુરીના સાહેબો, હું ખાતરીથી માનુ છુ, કે જે કાંઇ જબાંની કોર્ટ આગલ રજુ થઇ છે, તેનુ જો તમો બરોબર તોલ કરશો, તો તમો બંધવા ફલીભાઇને નિરદોશ ઠડાવી છોડી દેશો. પણ તેજ વખતે મારે કેહવું જોઇયે, કે ફલીભાઇ નિરદોશ ઠડે, તેથી ખરશેદ ખરાસનુ ખુન નથી થયુ, એમ સાબેત થતું નથી. તેનુ કોઇ કરતુકી ચંડાલે ખુન કીધું, એ ખરી વાત છે. આપણી બાહોશ પુલીસ એ ખરા ખુનીને શોધી કાહડવાની તજવિજ કરશે, અને કદીબી હવે પછી ઉતાવલમા એવા ગંભીર વાંક માટે "દાહાડીવાલાને બદલે મુછવાલાને પકડી" ઇન્સાફના પવિત્ર નામને કલંક લાગવા દેશે નહી."

લવજી બૅરીસ્ટરે પોતાના તિખ્ખા ટમટમતા ચાબકા પુલીસને લગાવી, લોકોની સાબાસી અને વખાણુ વચ્ચે પોતાનુ ભાશાંણુ પુરૂ કીધું. જડજ સાહેબે ફુલીભાઇની તરફેનમાં લંબાણુથી કેસ "સમ–અપ" કરી, જ્યુરીને ચાર્જ આપ્યો, અને જ્યુરી વિચાર કરવા માટે "રિટાયર" થઇ.

---

## પ્રકરણ ૧૭ મું.

### "ગીલ્ટી કે નૉટ–ગીલ્ટી?"

સાડા ત્રણ કલાક વેર લવજીએ બંધવા ફુલીભાઇના બચાવમા પોતાનું ભાશાણુ ચાલુ રાખ્યાથી, એક સાંજનાં પાચ વાગ્યા પછી તે પુરૂં થયું, અને જડજ સાહેબને કેસ "સમ–અપ" કરી, જ્યુરીને ચાર્જ આપતાં લગભગ બે કલાક થવાથી, કોરટમાં 'લાઇટ' સલગાવવામા આવી હતી. જ્યુરી વિચાર કરવા માટે "રિટાયર" થઇ, અને આટલું મોડું થવા છતાં, સહવારથી આવી ઉભેલું લોક, હવે આ જ્યુરીનુ "વરડિકટ" જાણુવા ઇન્તેજારીથી ચુપ થઇ રેહ્યું. કોર્ટના દિવાંનખાંનામા એક જાતની ચુપકીદી ફેલાઇ.

અંતે પોના આંઠ વાગે જ્યુરીએ પાછો કોર્ટના દિવાંનખાંનામા દેખાવ દીધો. સરવે કોઇ ગરદન ઉંચી કરી, કાંન ઉપર હાથ મુકી, 'ગીલ્ટી' કે 'નોટ–ગીલટી' એટલુંજ સાંભલવા તૈયાર થયા. ફુલીભાઇના ચેહરા ઉપર લોહીનું એક ટિપું વટિક નજરે પડતું હતું નહિ. એકજ મિનીટ, એકજ પળ, અને ફુલીભાઇની સરજત ઉપર સીલ પડવાની પળ હવે આવી પુગી હતી. સરવે કોઇ એકઝી નજરે

જ્યુરીના ફોરમૅનને ટિકવા લાગ્યા, અને હવે "ક્લાર્ક ઑફ્ ધી કાઉને" સવાલ કીધો :—

"મી૦ ફોરમૅન, તમો સેવટ ઉપર આવ્યા!"

જ્યુરીનો ફોરમૅન :—હા સાહેબ.

ક્લાર્ક ઓફ્ ધી કાઉન :—જ્યુરીનુ વરડિકટ જણાવો.

ફોરમૅન :—નૉટ ગીલ્ટી.

"હુરેરેરેરે! હુરેરેરે! હુરેરેરે!"

"સાયલંન્સ! સાયલંન્સ! સાયલંન્સ."

"હુરેરેરેરે! હુરેરેરે!"

"ચીઇઇઇપ—ચીઇઇપ—"

નૉટ ગીલ્ટીના શબ્દો સાંભલી લોક હરખથી હડખું થઇ ગયું હોય, તેમ એકાએક કોર્ટના દિવાનખાંનામાં જડજ કે જ્યુરીની, તેમજ પુલીસના કૉન્સટેબલો કે સીપાઇ દાહાઓની કાંઇબી દરકાર કીધા વગર, તેઓ હુરેરેરેના પુકાર ઉપર પુકારો પાડી, ફુલીબાઇને વધાવી લેવા લાગ્યા. કોર્ટના માનસોએ સાયલંન્સ ઉપર સાયલંન્સ, અને ચીઇઇપ ઉપર ચીઇઇપના બુમ બરાડા પાડી લોકોને ધમકી આપવા લાગ્યા. અંતે મોહોટી મુસ્કેલીએ લોક શાંત થયું, અને જડજે ફુલીબાઇને જ્યુરીના મત સાથ, એક મત થઇ નિરદોશ ઠેડવી છોડી મુકયો.

ફુલીબાઇની આસપાસ તેની ઓલખાંનવાલાઓ ફરી વળી, તેને મુબારકબાદીથી વધાવી લેવા લાગ્યા. લવજી પોતે પણ તેને જોરથી શેકહેન્ડ કરી, તેને મુબારકબાદી આપવા લાગ્યો. કોર્ટના કમ્પાઉન્ડમાં ગુલાં પોતાની ગાડીમાં ઇન્તેજાર બેઠી હતી, તે આ ખબર સાંભલી હરખથી પોતાના કપડાંમાં માઇ-સમાઇ શકી નહી. વાસુદેવ ફુડકેની હારથી તેની

હિનપસ્તીનો પાર રહયો નહી, અને જહાંગીરશાહની ફતેહથી પારસીઓ ધરીયા ધરાયા નહી.

લવજી ફલીભાઈનો હાથ પોતાની બગલમાં લેઇ, જેવા દાદર ઉપરથી ઉતરતા હતા, તેવામાં ઘણીજ ઝડપે તેવણની પાછલથી એક આદમી, દાદરના બે-બે પગથીયાં કુદાવી, ત્રીજી ત્રીજી પગથીએ ઉતરતો જતો હતો.

તે કોણ હતો?

લવજીએ તેને પીઠ પાછલથી પીછાણી તુરતજ પુછ્યું :—
"હલ્લો મી૦ પં, તમે ફલીભાઇને મલ્યા કે!"

"કાલે, કાલે મી૦ લવજી. બધી વાત કાલે." ફરાંમજી પં ઉતરતાં ઉતરતાં બોલ્યો. "આંઠ વાગી ગીયા, અને મને હજી તો આ કેસ ઉપર એડીટોરીયલ લખવી છે."

"ફલી! મારા ફલી!" ગુલાંની ગાડીમાં ફલી જેવો લવજી સાથ દાખલ થયો, તેવીજ ગુલાં તેનાં આંગ ઉપર પડી, રડીને બોલી :—"ખુદાએ મારી દાદ લીધી."

ઘેરે ઘેર હવે એજ વાત ચાલી રહી. ફલીભાઇ છુટી ગયો, એ પારસીઓને મન એક માહભારત બનાવ હતો. સમજુ લોક એવો પટપટારો લેઇ બેઠાં, કે ફલીભાઇ નિરદોશ હતો, તે છુટીજ જવો જોઇતો હતો, પણ ખરશેદ ખરાસનો ખરો ખુની તેથી પકડાયો નહી તેનું કેમ!

ન્યુસ પેપરવાલાઓનું પણ એજ મત હતું. નિચલો આરટીકલ બીજે દિવસે મુંબઇ શમશેરમાં છપાઇ.

### દાદરવાલા ખુનનું સેવટ.

## સેશન્સ સમાથી ફલીભાઈનુ છુટી જવું.

"લાંબી મુદતે મજાની ઇન્તેજારીનુ ગઇ કાલે સેવટ આવ્યુ

છે, અને મી૦ ફુલીભાઇ ખુનના આરોપમાથી જ્યુરીના એક મતે નિરદોશ ઠડી છુટી ગયા છે હમો પેહલેથીજ એવું મત બાંધી ચુકયા હતા, અને અંતે હમારૂ ધારેલું ખરૂ પડયું છે. કોર્ટમા ચાલેલી તપાસનો વિગત વાર હેવાલ, હમારા વાંચનારાંઓ માટે, હમોએ આજના અંકના બીજા ભાગ ઉપર છાપ્યો છે.

ફુલીભાઇ છુટી ગયો છે, પણ ત્યારે ખરશેદ ખરાસનો ખરો ખુની કોણ છે, એ સવાલ કુદરતી ઉઠે છે. મુંબઇ શેહરના ધોરી રસ્તા ઉપર આવું જણુન કાંમ કરનાર કોણ હતો? આ બોહોલી વસ્તીવાલા ગુલજાર શેહરમાં નિરદોશ અને ઇજતદાર આદમીઓના જીવ ખરેખર આવા બદકરતુકી ખુનીઓથી જોખમમા રેહશે. પ્રજા આ બનાવથી ગભરાટમા પડી ગઇ છે. આપણુ સરવે ઇચ્છીશું, કે જે અદલ બ્રિટીશ ઇન્સાફની બરકતથી મી૦ ફુલીભાઇ નિરદોશ ઠડી છુટી ગયા છે, તેજ ઇન્સાફની રૂએ, આ પાપી ખુનીને તેના કરતુકને લાએક સજા થાય. આ જોખમભરયા આદમીની પુઠ પુલીસે જલદી પકડવી ઘટે છે, સબબ વાઘના બચ્ચાંને સંપોવી મોટું કીધા પછી, જો માનસના લોહીનુ એકબી ટિપું તેના મોહોડાંને લાગે છે, તો તેનો સવાદ ચાખતાંજ તે પોતાની અસલ માંસહારી આદત ઉપર આવી જાયે છે. તેજ રીતે આ કરપીણુ ખુની, આવી રીતે આસાંનીથી એક ખુન કરી છટકી જવા પામે, તો તુરતજ તે બીજું, અને બીજાં પછી ત્રીજું ખુન કરવાને કાંઇબી આનાકાની કરે નહી."

*　　　*　　　*

## પ્રકરણ ૧૮ મું.

### અનારકલી.

ચિંન્તાની ચિતા આદમીના બદનને ભિતરથી બાળી ખાક કરે છે. મરદો કરતાં ઓરતો જલદીથી તેને વશ થઇ જાયછે. જે જે સંકટો અને જે જે વિપ્તીની વેઠો મરદો જેટલી આસાંનીથી સહન કરે છે, તેટલી તે વેઠોની બરદાસ્ત ઓરતોથી થઇ શકતી નથી. એ ચિંન્તાની ચિતા પોતાની અગ્નીના તાપથી મરદો કરતાં ઓરતોનાં તનમન જલદી તાવી નાંખે છે.

ફ્લીભાઇ આસાંનીથી છુટી ગયો, એટલે ગાંધીની ગુલાંનાં સંકટનું સેવટ આવ્યું નહી. ફ્લીની ઈન્તેજારી, ફ્લીના પ્યારની અગન, ફ્લીની જીંદગીની ચિંન્તા, એ સરવે સંકટો વચ્ચે આ વફાદાર નાર, પોતાના સાચ્ચા પ્યાર અને પ્રિતથી, પોતાના વાહાલા ધણીના દુઃખમાં તેની સોડે સોડ અવલથી આખર સુધી વળગી રહી, અને જે દિવસે ફ્લી સેશન્સમાંથી છુટી ગયો, તેજ દિવસે રાતના ગુલાં "બ્રેન ફિવરથી" પટકાઇ પડી.

ડાકટર શામરાવ રેલે, અને બીજા ડાકટરોના ચાંપતા ઇલાજો, અને માહવજતથી જો કે ગુલાં બે મહીને પોતાની ભયંકાર માંદગીને બિછાનેથી ઉઠવા પામી હતી, છતાં બુખારની અસરની તેના મગજ ઉપર રેહલી કસર, કમતી થઇ નહિ.

ફ્લીભાઇનો પણ તેવોજ હાલ હતો. ખુન જેવા બોહતાંનમાંથી છુટી જવા છતાં, તેની ખુશી ખુરમી નાબુદ થઇ ગઇ હતી. સ્વભાવે તે કુજરો, બરિયેલ અને ઘણોજ એક મારગી થઇ ગયો હતો. સોસાયટીથી હવે તે દુર રેહવા લાગ્યો, અને દોસ્ત આસનાવોની મિત્રાચારી જેમ બને તેમ તજી દેવાની તે

તજવિજ કરવા લાગ્યો.

દેખાવમાં ખુબસુરત અને સોહામણો ફૂલી, જે રસ્તે ચાલતાં રસ્તોબી શોભી રેહતો હતો, તેની અંદર સેહજવારમાં કેટલો ફેરફાર ! તેના કાલા ભંમર જેવા બાલ આવી ભર જવાંન ઉમરમાં નામોસી અને દલગીરીનાં દુઃખથી રૂઉ જેવી સુફેદી ઉપર આવવા લાગ્યા. તેના ચેહરાની રૂપાલી સફાઇદાર ચામડીનુ તેજ, તેની ઉદાસીથી ઝાંખુ થઇ જવા લાગ્યું. તેની ચામડી ઉપર કરચલી ચહડવા લાગી. જાણે ૨૫—૩૦ વરસનો આ જવાંન, ફ્કત ત્રણ માસમાં પીસ્તાલીસ વરસની ઉમર જેવો વૃધ દેખાવા લાગ્યો.

અને ગરીબ બિચારી ગુલાં ! ફૂલીના એવા હાલથી તે વધારે દુઃખી થવા લાગી. બ્રેન ફીવરની બિમારીથી સાહાજી થઇ ઉઠી, તો પચીસ વરસની આ રૂપસુંદરી, જાણે પાંતરીસ વરસની એક બાંનુ જેવી દેખાવા લાગી. એ સરવે મોહકાન ચિન્તા અને ઉદાસીની હતી.

ચિન્તાની છુપી બિમારી ભિત્તરથી આદમીનું માસ અને કાળજું બેમાલુમ કોતરી ખાય છે. તબિબોથી એ રોગની પરીક્ષા થતી નથી, અને કંચન જેવી દેહ, સેહજવારમાં લથડી પડે છે. કેહવત જગત મશહુર ખરી છે કેઃ—

“ચિન્તા અયેસી ડાકની,
કાટ કલેજો ખાય,
તબિબ બિચારા ક્યા કરે,
કાંહાં કાંહાં દારૂ લગાય.”

બ્રેન ફીવરની બિમારીમાંથી ગુલાં સાહજી થઇ ઉઠતાંજ

ગાંધીભાઇ, ડાકટર શામરાવની ભલામણથી તેણીને હવાના ફેરફાર માટે માથેરાન ખાતે પોતાના ‘લકી–વીલા’ બંગલામાં લેઇ ગયાં.

ગુલાંની બિમારી જેવી દુર થવા લાગી, કે ડિસેમ્બર માસની અધવચમાં ફુલીભાઇ પણ તુરતજ પોતાના દોસ્ત આરનાવોને છોડી, એકાંતવાસમાં જઇ રેહવા માથેરાન નિકલી ગયો.

માથેરાંનમાં ફુલીભાઇનો બંગલો “ શીરદોસ વિલ ” નામે ઓલખાતો હતો, અને તે માથેરાંનમાં ગાંધીભાઇના બંગલાથી થોડેજ દુર ‘ લુઇસા પૉઇન્ટના ’ મુખડાની એક બાજુએ આવેલો હતો. હિયાં ફુલીભાઇ એકાંતવાસમાં એકલો પોતાના દિલને રિજવતો હતો. કદી તો તે પગે ચાલી ‘ ઍલેકઝાન્ડ્રા પૉઇન્ટ ’ તરફ જતો, તો કદી તે ‘ ઍકો પૉઇન્ટ ’ ઉપર જઇ, ત્યાં ઉંડી ખીણોના વકાસેલાં મોહોડાંમાં વાંકો વળી, તેમા નજર કરી તે કુદરતનાં ગુણ ગાતો; અને કદી તો તે “ પાનોરામા પૉઇન્ટ ” ને છેક મથાલે જઇ, આકાશ અને હવાની વચ્ચે દુર પોતાની નજર ફેંકી, કાંઇ પણ વિચાર વગર ડોળા ફાડી, ત્યાં તે એકલો શાંન્ત સમાધીમાં બેસી રેહતો હતો.

એવી તેના તન અને મનની હાલત હતી. તેની સરવે ચિંન્તા અને દલગીરીમાં એકજ ચિંન્તા, અને એકજ દલગીરીથી તે આવી હાલતમાં રીબતો હતો, અને વારેઘડીએ તે ચિંન્તા માટે એક ઉંડી હાયેનો દમ ભરી, “પેલી બકાવલાએ કેહેલા ભેદને તે હજારો હજાર કદુવા દેતો હતો. એજ તેનો મોહટાંમાં મોહટો સંતાપ, અને એજ તેની મોહટાંમાં મોહટી દલગીરી હતી.

માથેરાનમાં ગુલાં નાતાલ ટાંકણે આવી રેહી. ફ્લી તેને હમેશ સહવાર સાંજ મલવા જતો, અને પ્રીતના વળાંમાં વિંટલાયેલાં આ જવાંન વર-વહુ પોતાના પવિત્ર પ્યારના પાકિજેહ ફ્લાંમથી, નવેસર પોતાની જીંદગીના કરમાયેલાં ફુલને ખિલવવા લાગ્યાં.

ગુલ ઉપર પોતાનો અનહદ પ્યાર હોવા છતાં, ફ્લીભાઇ ગાંધીભાઇ તરફ હવે હવે તિરસ્કારની નજરથી જોવા લાગ્યો હતો. ગુલાંની કાકલુદી અને મિનતજારી છતાં, ફ્લી ગાંધીભાઇને નજરે નજર મલવાના હવે અખાડા કરતો હતો.

"તું બાવા સાથ ઉંન્ચે મોહોડે છે ફ્લી?" ગુલે ફ્લીના ગલાંમાં હાથ નાંખી પુછ્યું.

"કાયે? ગાંડી છે ગાંડી?" ફ્લીએ ઉડાવવાની વાત કીધી. "પન હું તુને એમ પુછું, કે પેલી પંમ્પાને તું તારી સાથે હિયાં કાંયે લાવી હોસે?"

"તુનેબી તે ગમતી નથી કે?" ગુલ અસલ વાત ભુલી જઇ બોલી. "બાવાબી ના થી હા થયા નહી, ને"———

"ને મારૂંબી મત તેવુંજ છે." "ફ્લી બોલ્યો. "આવી એક નિચ રિઝાડી પિજાડીને તું તારી સાથ હિયાં"—

"પન તેને તારો જીવ બચાવિયો ફ્લી?" ગુલ ફ્લીના ગળાંમા વાહલથી હાથ નાખી બોલી. "ખિયાલ કર, કે પંમ્પા વગર તુ "ઍલીબી" કેમ પુરવાર કરતે? ફ્લી, તારા જીવ સાથ એને મારોબી જીવ બચાવિયોછ. આદમી ભુલને લાયેક જે. એ આપરે તાંહાં રેહી સુધરી જસે. હું જાહારે સીક પડી, તાહારે એને મારી ઘણી સારવાર કીધી'તી. હમના હમના વલી એ વાંચતાં-લખતાં પન શીખીછ ફ્લી."

"જેમ તારી મરજી ગુલ. હું તો મારો વિચાર જનાવતો'તો." ફૂલીએ ટુંકમાં પતાવતાં કેહ્યું. "તું જેમા રાજી, તેમા હું રાજી, મારો ખુદા રાજી. લે ચાલ. હવે હું રજા લેઉંછ ડીયર. મારો ઘોડો કેવારનો ઉભો રેહતા થાકી ગીયો હોસે. હું સાંજના જરૂર આવસ."

ફૂલી ગુલના ફિક્કા ગાલ ઉપર એક મિઠી 'કિસ' લઇ, પોતાના બંગલા તરફ નિકલી ગયો, અને ગુલ ઉદાસી બની તેના ઘોડાના પગલાંનો અવાજ જ્યાં સુધી તેણીને કાંને પડયો, ત્યાં સુધી તે બાગમાંજ ઉભી રહી; અને અંતે જ્યારે તે અવાજ તેણીને કાંને સંભલાતો બંધ પડયો, ત્યારે તે બંગલામાં પાછી ફરી.

ફૂલીની ઉદાસી કેટલી અને કેવી હતી, તેનુ માપ ગુલાં કાંઇબી કરી શકી નહી. તોપણ તે એટલું તો નકકી જાણતી હતી, કે પેલી મરનાર બકાત્રલીએ ફૂલીને કાંઇ એવી વાત કહી હતી, કે જેથી તેની તબિયત અને તન્દરોસ્તી ઉપર એવી તો અસર થઇ હતી, કે ગુલાં તેની ફિકરમાં પડી હતી.

બંગલામાં જતાંજ પંપા દિવાંનખાંનામાં બેઠેલી ગુલાંની નજરે પડી, અને ગુલાંએ તેને સવાલ કીધો:—"શું કરેછ પંપા? એ શું વાંચેછ?"

"કિસ્સે-હાબિલ. બાઇ ગુલબાનુ. કિસ્સે-હાબિલ." પંપાએ તુરતજ જવાબ દીધો. "એમાં હજરત રસુલનાં લાખો વખાન કરી લખનારે હાબિલની પરહેજગારી, ઇબ્લીસે કેવી રીતે બરબાદ કરી, તેનું બયાંન ઘણી સરસ રંગીલી ઇબારતમાં આપેલું છે."

"મે એ કીસ્સો વાંચેલો છે પંપા." પાસેની એક

ખુરસી પર ગુલાં બેસી જઇ બોલી. "પણુ પંમ્પા મને કાંઇ તુને પુછવું છ."

"જી ? શું ? બાઇ ગુલબાનુ ?" પંમ્પા પોતાના હાથ માંહેલી ચોપડી તુરતજ બંધ કરી બોલી. "તમે એમ ધારોછ કે હું તમુને કંઇબી વાત નહિ કેહવસ ? તોબાહ ઇલાહિ ! શું એટલી બધી નિમખહરામ તમે મને સમજોછ ?"

"કેહ ત્યારે પંમ્પા, મને ખરેખરૂ કેહ;" ગુલાં પંમ્પાને પતાવી સમજાવી પુછવા લાગી. "પેલી ઓરત જે કામાટીપુરામાં મરી ગઇ, 'ને ફ્લીભાઇ તેને મલવા ગીયા, તે કોન ઉતી ?"

"જી. હાં. તે મારી મમાઇ રમજાન, 'ને હું બંનેજન એક દાહાડે ગ્રાંટ રોડને રસ્તે આવતાં'તાં, તાંહાં હમોએ તેને એક નાટકશાલા આગલ છાકટી થઇને પડેલી જોઇ'તી."

"નાટકશાલા આગલ છાકટી થઇ પડેલી ઉતી ?" ગુલાં અજબ થઇ બોલી. "પછી—પછી ?"—

"રાતનાં અંધારાંમાં મારી મમાઇ રમજાંને તેને ઓલખી, 'ને તેની હાલત ઉપર હાય વાય કરવા લાગી." પંમ્પા બોલી. "મેં તુરતજ એક વિકટોરીયા ગાડી બોલાવી, તેમાં તેને નાંખી, 'ને હમો તેને હમારે ઘેર લેઇ ગાંયાં."

"તારી મમાઇએ તેને ઓલખી, તાહારે તે મમઇની કોઇ સગી હોવી જોઇયે ?"

"તે હું નથી જાનતી બાઇ ગુલબાનું." પંમ્પા બોલી. "હમારે તાંહાં તે હમારી સાથેજ રેહતી'તી. પાછલથી તે ઘની બિમાર પડવાથી મારી પાસ તેને ખરશેદજી ખરાસ શેઠને તેડાવિયો'તો."

"'ને તે આયો'તો કે ?" ગુલાંએ તુરતજ સવાલ કીધો.

"હાજી." પંમ્પાએ તુરતજ જવાબ દીધો. "આવતાંને વાર તેની સાથે બકાવલીએ પંચાયત કીધી. જાહારે ખસરૂ સેઠે બકાવલીની બિમારીની ખરી હકિકત જાની, તાહારે તેને તુરતજ ડાકટરને બોલાવવા મને મોકલી 'તી. પન ડાકટર શું કરે બાઇ? તાહાર પછી બાર કે પંદર દાહારા તે જીવવા પામી, 'ને જે દાહારે રાતના ફલીભઇ શેઠને તે મલી, તેજ રાતના તે ગુજર પામી. શું કેહું બાઇ ગુલબાનુ, બકાવલી ગોયા ફલી શેઠને મલવાજ જીવતી'તી."

"તાહારે ખરશેદ ખરાસ બકાવલી પાસે આવતો જતો'તો, એ વાત ખરી કે?" ગુલાએ ખાતરી કરવા પુછ્યું.

"જી હાં." પંમ્પાએ જવાબ દીધો." "પન જેવો તે આવતો, કે મને 'ને મારી મમાઇ રમજાંનને ઓરડામાંથી બાહાર કાહરી, બકાવલી સાથ તે કંઇ છુપી વાતચિત કરતો'તો."

"પન તે છુપી વાતચિત કંઇ તારા સાંભલવામાં આવી હોસેની પંમ્પા?" ગુલાંએ ઇન્તેજારીથી સવાલ કીધો.

"જી, હાં. કંઇ સેહજ સાજ." પંમ્પાએ ડોકી ધુનાવી કહ્યું. "એક દાહારો મને ચટપટ થવાથી બારનાંની બાહાર હું ઉભી રેહી, તે લોકની વાત સાંભલવા લાગી. ખસરૂ સેઠને બકાવલી પાસ કાંઇ કાગજો માંગતાં મેં સાંભરિયો, 'ને બકાવલીએ તે કાગજો આપવા ના પાડી. ખસરૂ સેઠ ગુસ્સાથી છેડાઇ ગાલો દેવા લાગો, 'ને બકાવલી બોલી, કે તે કાગજો હું મરી જાઉ, તોબી તુને આપું નહી. પણ આખર ખસરૂ સેઠ તે કાગજો બકાવલા પાસથી જબરદસ્તીથી છિનવી લેઇ ગીયો."

ખરશેદ ખરાસનું ખુન કોઇ કિમતી કાગજીઆંને લીધે

થયું છે, એવી જહાંગીરશાહ ઇન્સપેક્ટરે કરેલી અટકળનું ગુલાંને હવે ધ્યાન આવવા લાગ્યું.

"પછી બીજું કંઇ પમ્પા ?" ગુલાંએ સવાલ કીધો.

"જી. હાં. બકાવલીના બિછાના નિચેથી એક લાંબુ કવર ખસરૂ સેઠે ખેંચી કાહારીયું." પમ્પાએ હકિકત આગલ ચલાવી. "તે બારનાની ફાટમાંથી મેં જોયું. ભુરુ રંગના કાગજના એક મોટાં કવરમાં, તે કાગજો બેસેલાં ઉતાં, 'ને ઉપર લાલ સહીથી કંઇ લખેલું ઉતું. ખસરૂ સેઠ તે જોઇ તપાસી પોતાના ડગલાની અંદરના ખિસામાં મુકી બોલ્યો :—"તારી પાસથી એ ખોવાઇ જસે, વાસ્તે મારી પાસે હું એ તપાસી રાખસ. હું હમેસાં મારી પાસેજ એને રાખસ, 'ને મારો જીવ જસે, તોબી એ કાગજો હું તેને આપનાર નથી"

"તેને તે કોનને પમ્પા ?" ગુલે પુછ્યું.

"તે હું શું જાનું બાઇ ગુલબાનું ?" પમ્પાએ જવાબ દીધો.

"'ને ખરશેદ બકાવલી પાસથી કયારે તે કાગજો લેઇ ગીયો પમ્પા ?"

"ખસરૂ સેઠનુ ખુન થયું, તેની આઠ દસ દિવસ આગમજ, એ કાગજો બકાવલી પાસથી તેને લીધાં'તાં." પમ્પાએ વિચાર કરી જવાબ દીધો. "કાગજ લેઇ ગીયા પછી ખસરૂ સેઠ પાછો ફરીયોજ નહી. બકાવલી તેની રાહા જોતાં મરવા પડી. રાત 'ને દાહારો તે ખસરૂની યાદમાં બકબકારો કરતી'તી."

"'ને તે શું બકબકારો કરતી'તી ?"

"ખસરૂ, બેવફા ખસરૂ !" પમ્પા બકાવલીનાં બોલો યાદ

ફરી બોલવા લાગી. "તું મને મુકી ગીયો. તુંને મારી કંઇ કદર નહી આવી. બેરેહેમ, દગલબાજ, પન હું તુને જતો મુકનાર નથી. હું મરતી મરતીબી તુને મારી જવસ, 'ને મારૂં વેર લેવસ." એમ બોલી તેને એક કાગજ જેમ તેમ કરી ફ્લી શેઠ ઉપર લખી મને આપિયું, અને હું તે ફ્લી સેઠની કલબમાં પોંહચારી આવી'તી."

"તે બધી વાત ખરી પમ્પા, પન ફ્લી 'ને બકાવલી વચ્ચે શું વાત થઇ વારૂ? તે વાત તેં સાંભરી હોસેની?"

"જી, હાં. કાંઇ સેહજ સાજ." પંમ્પા અચકાતી અચકાતી બોલી. "ફ્લી સેઠને મોહડેથી મેં એવું સાંભલીયું, કે "તું દિવાંની થઇછ, એમ બને નહી, હું એ વાત કદી માનું નહિ." એમ ફ્લીએ બકાવલીને કેહ્યું?"

ગુલાંએ અજબ થઇ સવાલ કીધો. "ને બકાવલીએ તેને શું જવાબ દીધો?"

બકાવલી ગુસ્સે થઇ બોલી:—"ખુદાના કસમ, એ વાત ખરી છે—ખસરૂ ખરાસ પાસ તેની સાબેતી મોજુદ છે"—

"એમ ફ્લી સેઠ બોલાયા?" ગુલાંએ પુછ્યું.

"જી, હાં." પંમ્પાએ જવાબ દીધો." 'ને પછી ફ્લી સેઠ હાય મારી બોલિયા:—'ગરોબ બાચારી ગુલાં."

બકાવલી ફ્લી શેઠને દલગીર જોઇ બોલી, "હવે તું તેને પરનશે કે? ફ્લી તું ખરશેદને કદીબી ફાવી જવા દેતો ના." તેટલાં ફ્લી સેઠને કાંઇ યાદ આવા 'ને તેજ વખતે ફ્લી સેઠે પુછીયું કે:—"તું કોન છે? 'ને તારૂં નામ શું?"

"'ને તેને શું નામ જણાવયું પંમ્પા?" ગુલાં અધીરી પડી પંમ્પાને પુછવા લાગી. "તેને શું જવાબ દીધો પંમ્પા?"

"અનારકલી. મારૂં નામ અનારકલી છે!" પંમ્પાએ કહ્યું.

આ વાતચિત પંમ્પા અને ગુલાં વચ્ચે ચાલતી હતી. તેટલાં ગુલાંને કાને કાંઇ ખડખડાટ પડયો. તુરતજ ગુલાંએ પીઠ ફેરવી પોતાની પાછલ નજર કરી, અને એક જબરી ચીસ પાડી! પંમ્પા પણ ગભરાઇ ગઇ.

ગુલાંએ શું જોયું?

પાછું ફરી જોતાં ગુલાંની નજર ફૂલી ઉપર પડી. પંમ્પાએ ગુલાંને જણાવેલી સઘલી વાત, જો કે ફૂલીભાઇએ સાંભલી નહિ હતી, પણ પંમ્પાને મોહોડેથી નિકલેલો છેલ્લો બોલ—અનારકલી—સાંભલતાંજ ફૂલીના ચેહરાનો રંગ ઉડી ગયો, અને ગુલાં તેની આવી હાલત જોઇ, ચમકીને ચીસ પાડી ઉઠી.

"ચલાવ ચલાવ. વાત બંધ પાડવાની કાંઇ જરૂર નથી." ફૂલી તુરતજ પોતાના દાંત કચકચાવી હોઠ પિસી બોલ્યો.

"બસ, હું એટલુંજ જાણુંછ." પંમ્પા બોલી.

"કાંઇ ફિકર નહિ." ફૂલી બોલ્યો. "તું જા પંમ્પા, મારે ગુલ સાથ કાંઇ વાત કરવીછ."

પમ્પા તુરતજ હાબીલના કિસ્સાવાલી ચોપડી લેઇ દિવાંનખાંનામાંથી નિકલી ગઇ, અને ગુલાંએ ફૂલીની તરફ પ્રીતભરી નજર કરી, તેની આગલ જઇ પુછયું:—"ફૂલી, તારો ઘોડો ઘણો દુર ગીયા પછી હું બંગલામાં આવી, 'ને તું કયારે હિયાં પાછો આયો? 'ને તું પાછો કાંયે આયો ડીયર?"

"હું? આહાહાહા!" ફૂલી કારણ બતાવવાના અખાડા કરવાનુ ડોળ ઘાલી, ખોટું હસી પડી બોલ્યો. "હું મારો રૂમાલ"—

"રૂમાલ? તે તો તારા ગજવામાં છે ફૂલી?"

"અરે! ભુલિયો ગુલ, હું મારો ચાબક"——

"ચાબક! ફૂલી, તારો ચાબક તો તારા હાથમાં"——

"અરે ભુલિયો મમામારો——

"ફૂલી! ફૂલી! મારા જાન! એ તુને શું થયું? અરે ખુદા મારી ઉપર રેહમ કર."

---

## પ્રકરણ ૧૯ મું.

### 'સ્ટીમ શીપ અનારકલી.'

"ગુલ પેલી છોકરીને તું શું પુછતી'તી?" ફૂલીએ સઘળું શાંત થયા પછી ઠંડે અવાજે ગુલાંને પુછ્યું.

ગુલાં તુરતજ ફૂલીના બેઉ હાથ પોતાના હાથમાં પકડી, તેની ચલકતી આંખોની અંદર ટિકીને બોલી:—"ફૂલી તું કાંહાં છે? ફૂલી તારો પ્યાર કાંહાં છે? ફૂલી તારો વિસ્વાસ કાંહાં છે? અરે જાન, તું મને બિલકુલ ભુલી ગીયો? તું જાણેછ કે પ્યાર જયાં હોય, તાંહાં વેહમ હોય નહી. પન ફૂલી તું વેહમી થઇ ગીયોછ. મારી પર તારો વિસ્વાસ કાંહાં છે ફૂલી?"

"ગુલ, તારો જીવ જબરો ચટપટિયો છે, તેથીજ તું વિસ્વાસ મેલવવાના વલખાં મારેછ." ફૂલીએ ગુલાંનો હાથ પકડી સમજાવ્યું. "અનારકલીનું નામ તો તેં જાની લીધું, પન તે ઓરતે મરતી વખતે પોતાનો જે ભેદ મને જાહેર કીધોછ, તે જાનવાથી તુંને કાંઇ પન ફાયેદો હાંસલ થનાર નથી."

"પન તે વાત મારે લગતી છે કે નહી? જો તે વાત મારે લગતી હોય, તો ફૂલી મને તે જાનવાનો હક છે?" ગુલે બજીદ થઇ સવાલ કીધો.

"હા, તેમ છે ખરૂં. વાત તારે લગતી છે ખરી." ફુલીએ ડોળા ચહડાવી જવાબ દીધો. "પન જાંહાં સુધી તે વાતથી તું અંજાની રેહશે તાંહાં સુધી તુને ફાયદો થશે. પન ખુદા ન કરે 'ને તે વાત જો તેં જાની, યા તુંને જો કોઇએ તે વાત કેહી, તો ગુલ, વાહલી ગુલ તાહારૂ શું થશે? તાહારી જીવતી જીંદગી, તુને કાતેલ જેહર સમાંન કડવી થઇ પડવાની! કદમ કદમ પર તું તારા જીવને કદુવા દેઈ કાપી કાપીને કટકા કરવાની! વાસ્તે સમજ, હુજત ના કર. હુજતથી પ્યારાંમાં પ્યારૂ માનસ જેહર સમાંન કડવું થઇ પડેછ. હુજતથી સુંદર સોહામણી સુરત, દેવ અને ડાકણ સમાન બિહામણી લાગેછ. હુજત પોતા તરફ બિજાનો ધિક્કાર ખેંચેછ. હુજત જયાં હોય, તાંહાંથી પ્યાર દુર નાહાસેછ. આહા! કોઇ નહી, પણ એક માનીતી, તાએદાર ઓરતજ પોતાના ધણી ઉપર રાજ ચલાવેછ. એ હુજતથી તું હાથ ઉઠાવ. ખરી વાત છે, કે બકાવલીને નામે જાનાતી થયેલી પેલી ઓરતનુ ખરૂં નામ અનારકલી ઉતું; ખરી વાત છે કે ખરશેદ ખરાસ તેની પાસથી કંઇ કાગજો છિનવી લેઇ ગીયો 'તો; 'ને એબી ખરી વાત છે, કે તે કાગજોને લીધેજ તેનું ખુન થવુંછ. પન ગુલ એ બધી વાતનો ભેદ જાનિયાથી તું કદીબી ખુશી થનાર નથી. ગુલ, હું જે ભરમ જાલવી રાખવા માંગુછ, તે તારાં સુખ 'ને તારાં ભલાં ખાતર છે. તારી હઠ બેજા છે. એવી હઠ એક ઓરતને નહી ઘટે."

"વારૂ ચાલ, જેમ તારી મરજી." ગુલે એકદમ પોતાનો વિચાર ફેરવી નાખ્યો. "ડીયર, તું એટલો દુઃખી ના થા. હું ફરીથી એ વિશે તુને કંઇબી પુછનાર નથી, હવે તો બસ?"

ફલીએ તુરતજ ગુલને પોતાની ગોદમાં પકડી તેણીના કપાલ ઉપર એક મિઠી ચુમી લઇ કહ્યું:—"ગુલ, તું સ્યાની છે; તું કેહ્યાગરી છે. સાંભલ, હું તુને કંઇ વાત કેહુછ. મારો વિચાર મુંબઇ છોડી બાહાર ગામ જવાનો થયોછ."

"કાંયે? કાંયે? ફલી કાય વારૂ?" ગુલ ચમકી પડી, અજબ થઇ બોલી. "એ વલી નવી વાત?"

"પન સાંભલ તો ખરી." ફલીએ ગુલને ધીરજ આપી કહ્યું. "હું થોડો વખત જાપાંન, અમેરીકા, નહિ તો યુરોપની સફરે જવા ધારૂછ. પન બીજો વિચાર કરતાંજ એટલું લાંબે જવા, તેમજ તુંને એકલી મુકી જવા, મને ગમતું નથી. વાસ્તે તું જો મારી સાથ આવે તો"—

"ને નહી કાંયે આઉ ફલી?" ગુલ એકદમ બોલી ઉઠી. "તાહારા વગર હું એકલી હિયાં કેમ રેહવસ? બાવાનો સ્વભાવ હવરે હવરે ઘનોજ કુજરો અને બરિયેલ થઇ ગીયોછ, 'ને કાંઇ વિચાર વમાસનમાં કલાકોના કલાકો એકલા બેસી રેહેછ, તાહારે મને તારા વગર કેમ સોહવાય ફલી? જાંહાં તું, તાંહાં હું. જગલ જેહાંનમાંબી જો તુ માહારી સાથે 'ને તું મારી પાસે હોય, તો માહારે મન તે જંગલ એક શેહર સમાન છે. માહારો ખાવિંદ 'ને માહારો ખુદા એકજ છે, 'ને તે તું છે."

"શુકર તે બારેહકતાલાના, કે તારા જેવી સમજુ નારનો હું માલેક થવા પામિયોછ." ફલી ગુલાંના કપાલ ઉપર હાથ ફેરવી બોલ્યો. "પરણી જીંદગીનું ખરૂ સુખ પઇસામાં નહી, પન પ્યારમાં સમાયેલું છે, 'ને તે સુખ એક તરફના પ્યારમાં નહિ પન વર-વહુના આરસપરસના પ્યારમાં વસેલું છે. પઇસા

પર મરી ફિટી, દેખતી આંખે આંધલા બની જે લોક વગર પ્યારે પોતાની જીંદગીને લગનના ગાંઠથી જોડેછ, તે લોક પોતાના ભવિશના સુખનુ પોતાને હાથેજ ખુન કરેછ."

ફ્લીભાઇ પોતાની , ફિલ્સુરી ગુલાંને સમજાવતો હતો, તેમા એકાએક ખલલ પડી. દિવાંનખાંનાની બાહાર કોમના પગલાંના અવાજ ફ્લીએ સાંભલ્યા. અને ગુલાં દરવાજા તરફ નજર કરવા લાગી, તેટલાં ધીમે અને ધીરે કદમે, મેહરજી શેઠ દિવાંનખાંનામા દાખલ થઇ, બેઉ જનોની સાંમે આવી ઉભા.

"ઓહો ! કોન ફ્લીભઇ ?" ગાંધીભઇ દિવાંનખાંનામાં દાખલ થતાંજ ફ્લીને જોઇ બોલ્યા.

"કોન ? ગાંધી શેઠ ?" ફ્લી જરા મોહોડું કુમળાવી બોલ્યો. "કેમ છેઓ સાહેબ ? પન ઠીક થયું, કે તમે આવી લાગા. હમે હમના તમારીજ પાસે આવતાં' તાં "

"તાહારે તો તમારી મેહનત બચી ગેઇ." "ગાંધીભઇએ જવાબ દીધો. "કેમ કંઇ ફરમાસ ?"

"ફરમાસ તો એ છે મુરબ્બી," ફ્લી બોલ્યો." કે જેમ બને તેમ જલદી હું મારાં લગનનો દિવસ હવે નકકી કરવા માંગુછ. ગુલાંનો પન તેવોજ વિચાર છે, 'ને બોટી ફકત તમારી રજાનીજ છે."

"એમ બનશે નહી." ગાંધીભઇએ ટુંકો જવાબ દીધો.

"બનશે નહિ ?" ફ્લી જરા અજબ થઇ બોલ્યો. "કાંય વારૂ ? સબબ ?"

"દિકરા ફ્લી, મારાથી ગુલ વગર કેમ રેહવાયે ?" ગાંધીભાઇ દલગીર થઇ બોલ્યા. "મારી દીકરીબી એજ, 'ને દીકરોબી

એજ. પન એટલી ઉતાવલનુ કારણુ?"

"કારન એવન મુંબઇ છોડી લન્ડનની સફરે જવા ધારેછ, 'ને મને પોતા સાથ લેઇ જવાનો ઇરાદો રાખેછ બાવાજી." ગુલે ખુલાસો કીધો.

"લન્ડન? બાપરે!" ગાંધીભઇ મશ્કરીમાં બોલ્યા. "એ તાંહાં કાંહા નજર પુગી ફલીભઇ? ભલાં માનસ, આપરા હિન્દુસ્થાંનમાં એટલું બધું જોવાંનુ પડયુંછ, તે મુકી લંડન કાંહા ઢકેલા ખાવા જાયેછ. હું કંઇ મારી છોકરીને એટલી લાંબે મોકલનાર નથી ફલીભઇ."

"મને ડાકટરોની સલાહ છે મુરબ્બી, કે તબિયતના સુધારા ખાતર દરીઆની સફર કરવી." ફલીભઇએ ખોટું બાંહાનુ અડાવ્યું.

"કીયો તારો ડાકટર મુવોછ? તેનુ નામ તો કેહ?" ગાંધીભઇએ પુછયું. "ડાક્ટરોના ભેજાં કાંહા ઠેકાણે છે? એક કેહશે કે દરીઆની સફર કરો, તો બીજો કેહસે કે રેલવેની સફર કરો. તુને ખબર હોસે ગુલાં, કે ગીયેજ અઠવાડીયે કૅપટન વીલાવાલાં બચુબાઇ વાસ્છાની છાતી દુખી, તે મુંબઇથી મોટા ઈટાલિયન ડાકટર પાઉલો—મારલોને બોલાવીયો; તેને છાતા તપાસીને કેહ્યું, કે બચુબાઇનુ હાર્ટ નબલું પડી ગીયુંછ. 'ને તાહાર પછી બીજા કાઇ ડાકરને બોલાવીયો, તેને તપાસીને જણાવીયુ, કે કંઇ નથી, ફકત નબલઇ લાગુ પડીછ, તેથી હવા ફેરફાર કરાવો! અરે મુવારે તમારા ડાકટરો! ડાકટરો તો એકમેકની ખામી કાહારવાનાજ, 'ને જો એમ એકની ખામી બીજો કાહારે નહી, તો પછી તે લોકનુ ગારૂંબી ચાલે નહીની? પન ફલીભઇ દરીવાની

સફરેજ જો જવાનો તારો વિચાર હોય, તો કરાંચી કાય નહી જતો? થોડુકની વાત ઉપર આફ્રીકા લાઇનવાલાઓએ પોતાની એક સ્ટીમર લીલાંજીમાં વેચી નાખવા કાહાડી, તે મે ગીયેજ અઠવાડીએ ખંડી રાખીછ. તેનુ સમાર કામ એક બે અઠવાડીયાંમાં પુરૂ થશે, એટલે તે પેહલી સફર કરાંચીની કરશે. તેમાં તમે બંને જન ફરી આવો, તો પંદર વીસ દાહારા ઘના થયાં"

"આફ્રીકા લાઇનની કેઇ ઇસ્ટીમર તમે ખરીદી ગાંધી શેઠ?" ફુલીએ પુછ્યું.

"તે ઇસ્ટીમર પેહલા વ્હીટેનીયાને નામથી ઓરખાતી'તી." ગાંધીભાઇએ જવાબ દીધો. "મને તે નામ ગમિયું નહિ, 'ને તેથી મે તે નામ બદલી સ્ટીમ શીપ અનારકલી રાખીયુંછ."

"અનારકલી!"

ગુલ અને ફુલી એકકી વખતે અજબ થઇ બોલી ઉઠયાં, અને તે બેઉ જનાની અજાયેબી જોઇ ગાંધીભાઇ વિચારમાં પડી ગયા.

"અનારકલી?" ગુલાં મનમાં બડબડવા લાગી. "પંમ્પા બોલતી'તી કે, બકાવલીને નામે મશહુર થયેલી ઓરતનું નામ અનારકલી ઉતું."

"અનારકલી?" ફુલી મનમા બોલ્યો. "ખરશેદ ખરાસે જેની પાસ જબરીથી પેલાં કાગજીઆં છિનવી લીધા 'તાં, 'ને જેને ગુલાંને સારૂ મને પેલી વાત કેહી'તી, તે અનારકલા; 'ને ગાંધીભાઇની સ્ટીમર અનારકલી! આ ઘરડાના ઘક ધ્યાન-માથી અનારકલીનુ નામ હજી ખીસ્તુ નથી!

અનારકલીનુ નામ મેહરજીભાઇ ગાંધીના મોહોડાંમાથી

નિકલતાંજ, ગુલાં તેમજ ફ્લી બંને જન પોત પોતાના મનમા તરેહવાર વમાસણુ કરવા લાગ્યાં. બંને જંન આ વિચીત્ર નામ સાભલી, તે નામના સંબંધમા અનેક ગણુત્રી કરવાં લાગ્યાં, અને વેહમમા પડી મેહરજીભાઇએ ખરીદેલી સ્ટીમરનું નામ 'અનારકલી' આપવાનું તેવણુને શું કારણુ મલ્યું હશે, તે આ બંને જનને એક ઉખિયાના સમાન લાગ્યુ.

ગાંધીભાઇએ પોતાના બંચ્ચાંઓના મનમા ઉપજેલો વસ્વસો તેજ વખતે જોઇ લીધો, અને તેજ વખતે તેવણુ હસ્વાનું ડોળ ઘાલી બોલ્યા :—

"લે, ચાલો ચાલો. ફ્લીભઇ, ગુલાં, જમવાનો વખત થયો? ટેબ્લ તઇયાર છે. આપરા પરોણાઓ ખોટી થતાં હોસે."

---

## પ્રકરણ ૨૦ મું.

---

### માથેરાંનમાં નાતાલનું અથવાડીયું.

નાતાલનો હિંગાંમ હોવાથી, માથેરાંનની ટેકડી ખુબ ગાજી રેહી હતી. હોટેલો ચિકાર ભરાઇ ગયાં હતાં, અને સરવે "લાડજો" અને "વિલાઓ" રંગ રાગથી ગાજી રેહ્યા હતા. ખરૂ જોતાં માથેરાંન જાણે રળીઆમનુ ગુલીસ્તાંન બની હલમલી રેહ્યું હતું. સહવાર સાંજની ટ્રેનોમાં ઉતારૂઓની ધમાલ ચાલુજ હતી.

આ નવી મોસંમના નવા બાહારની મજાહ મેલવવા, ગાંધીભઇને મસ્કો લગાડી તેમના મેહમાંન બનનારા થોડાક ખુશાંમતીઆઓ, અને થોડાક માનીતા દોસ્તો માથેરાંન ઉતરી પડવાને ભુલ્યા નહી હતા. એ માનાતા દોસ્તોનુ મંડલ ગાંધી-

ભઈના કુસાદે બંગલામાજ નાતાલના તેહવાર ગુજારવા આવેલું હોવાથી, દુલ્લા દિલના ગાંધીભઇને ત્યાંની વસ્તીમા વધારો થયો હતો, અને હાલ તે મિત્ર મંડલ ટેબલ ઉપર ગાંધીભઇની વાત કાગને ડોળે 'કુમિસ્ટાંવ' કરવા સારૂં ખોટી હતું.

એ મિત્ર મંડલમાં પેલા જમાને આશકાર અધિપતિ મી૦ ફ્રાંમજી પેં, અને તેમનાં ટચાક ધણીઆણી જરબાઇ જુહાક, જમશેદ બોધા, ચાનજી સરકારી, કાવસ લાહેર, અને તેવણુના મીસીસ ધનમાય ઉપરાંત, ગયાજ મેલમાં આવેલા એક બાહોશ—ચંચલ જવાંન બૅરસ્ટર કેકી પટેલ અને ચોક પોઇન્ટ ઉપરના મોહન મીનારમાં મુંબઇથી આવી રેહલી ગુલાંની માનીતી બે સહીઓ પીલાંમાએ અને બટકમાએ ઉપરાંત, સુનઇ સુનામખ્ખી હતાં!

ગાંધીભઇ સાથ ગુલાં અને ફ્લી જમવાની ટેબલ આગલ જેવાં આવી પુગ્યાં, કે પેલા બહુ બોલકણા અધિપનિ મી૦ પેં પોતાના રંગીલા સ્વભાવ પ્રમાણે બોલી ઉઠયાઃ—" હલ્લો! "ફ્લીભઇ!"

અધિપતિ મી૦ પેં જેવું ફ્લીભઇનુ નામ બોલ્યા, કે ટેબલ ઉપર બિરાજેલાં સરવે જને પોતાની નજર ફ્લીભઇ તરફ ફેરવી, અને તેજ વખતે જરબઇ જુહાકે ટેબલની નીચે હાથ કરી, પોતાના ધણી ફ્રાંમજી પેંને અમરાવીને એક એવો તો "બખીયો" ભરયો, કે આપણા અધિપતિ સાહેબને જાણે રાઇના પલાસ્ટરનો ઝટકો લાગ્યો! પણ "ગલે ગાંઠ અને મોહડે કુચો," તેમ જરબઇ જુહાકની મતલબ સમજી જઇ મી૦ પેં ગુપચુપ ઘુવડ જેવા થઇ ગયા!

"શું થયું?" જરીએ પોતાના ધણીને કાંનમાં બોલી

ધમકાવ્યો. "એટલો બધો નાચેછ સાનો? કોઇ તો એટલું બધું નથીબોલતું, 'ને તું સાંનો પટપટારો ટેબલપર કરેછ?"

ફરાંમજી પેંનો સંસાર આવી કલાંત બઇરી મલવાથી ખરેખર સંતાપ ભરયો થઇ પડયો હતો. પઇસા ઉપર પરણવાથી કેવી રીતે બઇરીને વશ થઇ રેહવું પડે છે; પઇસા લેઇ આવેલી છછુંદરો કેવી ફું-ફ્રાં કરતી ફરે છે; અને નાકના નસ્કોરાના ટિચકાં ચહડાવી "ઢડ ઉપર ડોક" રાખવા કેવી રીતે ના પાડે છે, એ સરવે બાબદનો અનુભવ હવેજ મી૦ પેંને મલવા લાગ્યો હતો. હવેજ તેનો પગ એક જાતની બેડીમાં પડયો હતો, અને પઈસા ખાતર પરણી, ખાવિંદ તરીકે ખરીદાઇ, કેવી રીતે એક અપટ અને અભણુ બાઇડીની વેઠ કરવી પડે છે, તે તેણે હવેજ જાણ્યું હતું.

પણ લાચાર! ફરાંમજી પેં પોતાની બાઇડીને સુધારી શકયો નહી, એટલે તેની તેને વેહજ કરવી પડી, અને બાઇડીને સુધારતાં સુધારતાં, આ સુધારાવાલો ધણી પોતેજ સુધરી ગયો હતો. અરથાંત મી૦ ફરાંમજી પેં, બાઇડીના કેહ્યા પ્રમાણે કેહવાગરા, "બેસ કહે તો બેસનારા, અને ઉઠ કેહે તો ઉઠનારા થઇ ગયા."

પઇસા પર પરણી ખરીદાયેલા ખાવિંદની આવી બુરી હાલત, ખુદા કોઇને રખે દેખાડે!

"નો સૅરીમનો જેંટલમેન? નો સૅરીમના." ગાંધીભઇ એટલું બોલી ટેબલને મથાલે બિરાજીયા, અને સરવે મેહમાનો માંધીભઇની મેહમાનદારીના વખાણ ગાઇ, ખાનાથી ફારેગ થઇ, વચલાં દિવાંનખાંનામાં વાતચિત કરવા જઇ બેઠાં.

* * *

દિવાંનખાંનામા આ સઘલી હાલીમવાલી ગોઠવાઇ ગયા પછી, એવી દરખાસ્ત થઇ, કે મી૦ ફરાંમજી પેં'એ એક ગાયન લલકારયું, અને એ દરખાસ્તને સઘલાંઓએ એક મતે ટેકો આપ્યો.

આ દરખાસ્ત મી૦ ફરાંમજી પેં'એ તુરતજ ઉપાડી લીધી, અને રખે "જરી જુહાક" છેરાઇ પડે, તેની ફિકરથી અરધા થઇ તેવણુ તરફ અરધે હસ્તે મોહડે નજર કરી, તેમની ઇચ્છા જાણી ગાવાની તઇયારી કરી.

ગુલાંની સખી પીલાંમાએ હારમોનિયમ વગાડવા તઇયાર થઇ ગઇ, અને ફરાંમજી પેં'એ નીચલી ગજલ ગાવા માંડી.

ગજલ.

નામં દીલભરનું આ તનમે મન બનાવા ચાહુંછું,
આસ નાસીપાસ કરે તો મન મનાવા ચાહુંછું—૧
સદકે તું પર જાનો દીલથી થઇ ગયો સુની ખબર,
માયાના મંદીરમાં ગુલશંન બનાવા ચાહુંછું—૨
રીજવસ હું દીલને મારા તુ વગર હું કેમ સનમ,
તુજના કદમ તલે દામન બિછાવા ચાહુંછું—૩
જલબલે છે રાખબી થૈ ખાક તુજ કદમો તલે,
મારી ચશ્મોમા તે ખાક અન્જન બનાવા ચાહુંછું—૪

"હીયર! હીયર!" ફલીભઇએ ગાએન પુરૂ થતાંજ ટાલી વગાડી શાબાસી આપી.

"અચીત, મને તો એ ગાએનના કરતાં ગાએનની ભાશાનો મિઠાસ ઘનોજ પસંદ પડીયો." ગાંધીભઇ બોલ્યા. "શું એના બનાવનારે પોતાના વિચારોને વાળી વાળી નાખેલા છે. "જેના નામને તે પોતાનુ મન બનાવવા ચાહે છે, 'ને જો

તે નાસિપાસ કરે, તો તે તેનુ મન મનાવવા ચાહે છે. જેના કદમ તલે તે પોતાની દામન બિછાવવા ચાહે છે. જેના કદમ તલે ખાક પન જલ બલી રાખ થાયે છે, ‘ને તે રાખને આ લખનાર પોતાની આંખમાં સુરમાની કાંની આંજવા ચાહે છે.” ખચીત મને તો આ ગજલ ઘણીજ ગમે છે.”

“ગજલ તો ખરેખર ગજલ છે.” ચાનજીભાઇએ ટેકો આપ્યો. “નાટકના ગીતો કરતાં આવાં ગીતો મને તો વધારે પસંદ પડેછ.”

“ખરી વાત છે.” મી॰ પૅંએ ફેંકયું. “ગાયનની વાત જુદીજ છે. ગાયન સાથ ચેડાં કાહાડવાનો ઘણા જનોને આજ કાલ શોખ થયોછ. નાટકના દસ પંદર ઓરીજીનલ ગાયન ગાતાં શિખીયા એટલે બચારાઓ ધરીયા ધરાતાજ નથી. કેહેજે આ જમાનાના હમે તાનસેનજ છેઇયે! ગાંધીશેઠ મારે કેહેવું જોઇએ, કે આપરૂ દેશી ગાયન ઇંગરેજી ગાયનથી ઘણું મુશ્કેલ અને ચહડતું છે. સર વિલીયમ જોન્સ જેવા વીદવાંને હીન્દુસ્થાંની ગાયનને ઇંગરેજીથી વધારે મુશ્કેલ કહેલું છે. પન આજે તેની ખુબી કોણ પીછાણેછ? જેવી રીતે રેતીની જમીન ઉપરથી એક સાંપ ચાલી ગીયા પછી, તેની નિશાની તે જગા ઉપર રેહી જાયછ, તેમ દેશી ગાયણની ફકત નીશાની આજે આપરા જોવામાં આવેછ.”

“તાહારે આવો બેમુલ હુંનર અસલ કોણનો? હીન્દુનો કે મુસલમાનનો?” ફ્લીએ પુછ્યું, “કીયાં ગાનાર ઘણા હુશીયાર કેહેવાયે?”

“મુસલમાન ગાનારાંઓની ઘણી તારીફ થાયેછ.” ગાંધી-

ભઇ બોલ્યા.

"દીલ્લી, લાહોર, અને અમરીતસર. એ તન શેહરમાંથી અકસર કરી જેવાં ગાનારાંઓ મલી આવેછ, તેવાં હિન્દુસ્થાંનના કોઇ બીજાં શેહરમાંથી મલવા મુસ્કેલ છે." ચાનજીભઇએ જવાબ દીધો. "તમુને યાદ છે ગાંધીભઇ, તમારી દીકરી ગુલાંની નવજોત ઉપર તમે આપેલી નાચ પારટીમાં, એક દીલ્લીવાંન ગાનારીને તમે બોલાવેલી?"

"હા, હા." ગાંધીભઇએ ટુંકમાં પટાવવા જવાબ દીધો. "મને બરાબર યાદ નથી. તેને ઘના વરસ થયાં. હોસે"—

"હોસે શું બરીયુંછ?" ચાનજી ચટકીને બોલ્યો. "તેના ગાયનની તો આખી મુંબઇમાં તે વખતે તારીફ્ થતી'તી. જાંહાંબી સારૂં રૂડું હોય, તાંહાં લોકો બૅન્ડને બદલે તેનેજ બોલાવતાં'તાં. તમુને તો તેનું ગાયન ઘનુંજ પસંદ પડીયું'તું. તેનું નામબી કાંઇ ઘનુજ મજેહનું ઉતું હં! શું જો! હું ભુલી ગીયો. અનારકલી—અનારકલી?"

"અનારકલી?"

"અનારકલી!!"

ગુલાં અને ફ્રુલી અનારકલીનું નામ સાંભલી મનમાં અજબ થઇ બડબડયાં. એ નામ સાંભલતાંજ ફ્રુલીભઇને એક તાહાડનું લખલખુ ભરાઇ આવ્યું! તેના કપાલ ઉપર ઠંડા પસીનાના ટીપાં ફુટી નિકલ્યાં!

અનારકલીની વારતા આગલ ચાલી, અને વાતનો રંગ બદલાતો ગયો. ગુલાં બીજી બાંનુઓ સાથ દિવાંનખાંનામાંથી ઉઠી વરંન્ડા ઉપર જઇ બેઠી.

"અરે ગાંધીશેઠ તો તેના ગાયન ઉપર ખુશ ખુશ

થતાં'તા." ચાનજીએ વાત આગલ ચલાવી. "યાદ છે કે ગાંધીશેઠ? એક તો હલક મધુર, અને એવી તો દેખાવે રૂપાલી, કે નજર ઠડે નહી. નાચનારીબી જબરી. પાછલી રાતના "કેરબો"—

"કેરબો?" પેં મસ્કેરીમાં ચાનજીની નકલ કરી બોલ્યો. "અરે કેરબો નહી કાકા "કાહારવો બોલો, "કાહારવો."

"તે તો તમે ખાંસાહેબ લોક જાણો બા!" ચાનજી બોલ્યો. "હમે તો સાંભલી જાણનારા."

ફ્લી અનારકલીની તમામ હકિકત આટલો વખત સુધી ધ્યાંનથી સાંભલતો ગયો, અને ગાંધીભઇને તે બારીક નજરે ટિકી-ટિકી તેવણની તમામ હિલચાલ, અને તેવણના ચેહરા ઉપર અનારકલીની વાતથી થતા ફેરફારો તપાસતો ગયો. અનારકલીની વાત આગલ ચાલતી અટકી નહિ પડે, માટે ફ્લી વચમાં બોલી ઉઠયો:—

"પન તેનું સેવટે શું થયું? તે હમના કાંહાં છે ચાનજીભઇ?"

ફ્લીનો આવો સવાલ સાંભલી ગાંધીભઇ જે અત્યાર સુધી ગાફેલીમાં પડી વિચાર કરતા હતા, તે અનારકલીની વાતનું સેવટ લાવવાના ઇરાદાથી બોલ્યા:—

"પાછલથી તે દીલ્લી કે લાહોર તરફ નિકલી ગેઇ'તી. પન એ વાતમાં શું વલીયુ? ચલાવો ફ્રાંમજી બા, એક સારી જેવી ચીજ સંભરાવો."

અને તેમજ થયું. ગાયનકાર અનારકલીની વાત બંધ પડી, અને ફ્રાંમજી પેંએ ગાંધીભઇની ફરમાસ મુજબ ગાયન ગાવા માંડયું, એટલે તેવનના સુરીલા ગાયનના અવાજથી પીલાંમાંએ અને બટકમાંએ, તેમજ જરબાઇ જુહાક તેમજ

બીજાં બાનુઓ પાછાં આવીને હૉલમાં બેઠાં, અને અનારકલીની વાત બંધ પડી. અનારકલી વિશે તે કંઇ વધુ જાણવા ઘણો ખંટી હતો, પણ તે વાત જ્યારે બંધ પડી, ત્યારે ફ્લીભઇ ગુલાંને મલી, પોતાના બંગલા તરફ એકદમ નિકલી ગયો.

---

## પ્રકરણ ૨૧ મું.

### વિટલાયેલાં વળાંનો વળ!

પણ તેની નિરાસીનો સુમાર નહિ હતો. અનારકલી વિશે તેને આજે મલેલી નવી ખબરોથી તે જેમ તાજુબ થયો હતો, તેમ તે દલગીરબી થયો હતો. વળી અનારકલીના નામથી ગાંધીભઇના ચેહરા અને મિજાજ ઉપર થાયેલી અસર ફ્લીએ બારીકીથી તપાસી લઇ, પોતાની અધુરી ખાતરી તેણે પુરે પુરી કરી લીધી હતી.

"ખરેખર, મારા જેવો મુરખ કોન હોસે?" ફ્લી રસ્તે જતાં મનમાં બોલ્યો. "હવે ગુલ વધુ બિના નહી જાને, તો ધનુ સારૂ થાયે. પન હવે પેલાથી મારે દુર રેહવું જોઇએ. એવા એક આસામી સાથ ભેલાતાં, ખાતાં-પીતાં, 'ને ફરતાં-હરતાં કેમ પરવડે? મારૂં અંતકરણ મને તેમ કરવા દેતુ નથી. ખુદા ખેર કરે."

"એટલામા ફ્લી પોતાના ફીરદોસ વીલ આગલ આવી પુગ્યો. ફ્લીનો ઘોડાવાલો તુરતજ ઘોડાનાં પગલાં સાંભલી કમ્પાઉન્ડમાં આવી ઉભો. ફ્લી પોતાનો ઘોડો તેને સ્વાધીન કરી, વિચારમાં વિટલાયેલો પોતાના મકાંનમાં દાખલ થયો.

દિવાંનખાંનામાં દાખલ થતાંજ, મુંબઇથી આવેલાં

કાગજો, ટેબલ ઉપર પડેલાં તેની નજરે પડર્યા. કાગજો તો ઘણા હતાં, પણ તેમાં એક કાગજ લત્રજી બૅરીસ્ટરનું, તેના હરફ ઉપરથી ફલીએ તુરતજ પિછાન્યું, અને તેજ વખતે ફલીએ તે ઉખેડી વાંચવા માંડયું :—

મુંબઈ શનીવાર. ડિસેમ્બર ૧૫—

મારા વાહલા ફલીભાઇ,

માથેરાંનની સિતલ ટેકડી ઉપર દીલખુશ ફીરદોસ વીલમાં તમે અમન ચમનથી તમારા દિવસો એકાંતવાસમાં ગુજારી જ્યારે મજાહ મેલવોછ, ત્યારે હું મુંબઇમાં હાઇ કોરટ અને પુલીસ કોરટ વચ્ચે ધકકા ખાઉછ. ફલીભાઇ, હું ઇચ્છુંછ કે માથેરાંનમાં હું તમારી સાથે હતે, પણ ધંધાની જંજાલથી ફરાગત નહી મલે, એટલે લાચાર. મેહનતથી થાકેલાં મગજને અને ચિંન્તાથી બેજાર થયેલાંઓને માટે માથેરાંનની ટેકડી સારૂં ઉમદા જગ્ગા મલવી મુસ્કેલ છે; વધારે એટલા માટે, કે મુંબઇથી તે ઘણી દુર નથી, એટલે ધંધાદારીઓ પોતાની સેહજ ફુરસદ દરમ્યાન પણ તેનો લાભ લેઇ શકે છે. મને આશા છે દોસ્ત ફલી, કે તમારી ચિંન્તા હવે દુર થયાથી માથેરાંનના એકાંતવાસથી તમારી તબીયતમાં સુધારો થયો હશે.

હું જાણવા માગુછ દોસ્ત ફલી, કે શું હજી પેલી અનારકલીએ તમુને કેહલો ભેદ, તમે છુપાવવા માંગોછ? કાંહાં સુધી તમે એ ભેદ છુપાવશો? જો કે ખરશેદ ખરાસના ખુનના આરોપમાંથી તમો

નિરદોશ ઠડી છુટી ગયાછ, પણ મેં તેના ખરા ખુનીને સોધી કાહાડવાનો પાકકો ઠડાવ કીધો છે. ફુલીભઇ, આ કાગજમાં એક નવી વાત હું તમુંને જણાઉછ. કામાટીપુરાની ગલીમાં રેહનારી પેલી ઓરત—બકાવલી—જે મરી ગેઇ, તેનુ ખરૂ નામ બકાવલી નહિ હતુ. તેનુ ખરૂ નામ તો 'અનારકલી' હતુ, એવું મેં શોધી કાહાડયું છે. અને એજ અનારકલીને લીધે ખરશેદ ખરાસનું ખુન થયેલું હોવાથી, મજકુર અનારકલીની આગલી જીંદગીની તવારીખ હું સોધી કાહાડવામાં આજ કાલ રોકાયલો છેઉ. ખરશેદ ખરાસના ખુનનો ભેદ, અને તેના ખુનના સબબથી તમો જાણીતા હોવા છતાં, તે તમે શા માટે છુપાવોછ? તેની મને કાંઇ સમજ પડતી નથી.

મુંબઇથી તમારા માથેરાંન ગીયા પછી, લોક ચરચા એવી ચાલી છે, કે દાદરવાલાં ખુનના મુકદમાનું સેવટ આવ્યું, અને ખરશેદ ખરાસનો ખરો ખુની કદી પણ હવે પકડાવાનો નથી એ લોક મતને હું મલતો થયો નહી, મને કુદરતી ચટપટ થઇ કે પેલી બકાવલી વીશે કંઇક તલાશ કરવી. શરૂઆતમાં પેલા પેસ્તનજી પૉમેટમ નામના પારસી, જેણે સેશન્સમાં તમારાં વિરૂધ જબાંની આપી હતી, તેનાથી મને ખબર મલી, કે મજકુર બકાવલી ઉરફે અનારકલી ખરશેદ ખરાસ સાથ થોડુંકની વાત ઉપર સુરત ગેઇ હતી. પેલુ

પૉમેટમે મને જણાવિયું, કે અનારકલીના બાબમાં એથી વધુ તેને કાંઇબી ખબર નથી, અને તેટલા માટે મારે વધુ તલાશ કરવી નકામી છે. ખરશેદ ખરાસ સાથ અનારકલીને કેવો સંબંધ હતો, તે હું કેહી શકતો નથી, પણ બારીક તલાશ કરતાં માલમ પડે છે, કે મુંબઇમાં એ અનારકલી એક ગાનારી તરીકે જાબજા મશહુર થઇ હતી, અને તેની બેહદ ખુબસુરતીના સેંકડો પુજારીઓએ તે ખુબસુરત ઓરતનું નામ બકાવલી કરી પારેલું હોવાથી, અનારકલી ફ્કત બકાવલીના નામથીજ ઓલખાતી હતી. કેહ છે, કે તે વખતે મુંબઇમાં વસ્તા એક માતબર પારસીના આસરા હેઠલ લાંબો વખત મરનાર અનારકલી રેહેલી હતી. પેલુ પૉમેટમના કેહવાથી ખસરૂ ખરાસ વિશે સુરતની પુલીસના વડાને પુછાવતાં માલમ પડીયું, કે મરનાર ખસરૂ ખરાસના બાપ મુગાજી, રાંડેર ગામનો મકતેદાર હતો. જેના મરણ બાદ ખસરૂએ લાલ વાવટો ઉડાવવા માંડેલો હોવાથી, તે મુંબઇ આવી લાગ્યો હતો. અનારકલી મુંબઇમાં એ વખતે પોતાના ગાયનના હુનરથી હજારોના દીલ જીતી લેતી હતી. જો કે તે વખતે પેલા માતબર પારસીના આસરા હેઠલ તે રેહતી હતી. ખરશેદ ખરાસની અનારકલી સાથ ગાંઠ પડી, અને પેલા તવંગર પારસીનો આસરો છોડી, ખસરૂ ખરાસ તેને સુરત નહસાડી લેઇ ગયો. સુરતથી તેઓ

બરોડા, અમદાવાદ, અજમેર, જેપોર, કાનપોર, આગરા વગેરે ફરી પોતાનો વખત એશ અશરતમાં ગુજારી, સેવટે ખસરૂના ખીસાં ખાલી થવાથી તેઓ પાછા મુંબઇમાં આવી વસિયાં. અનારકલીને ખસરૂએ ભિન્ડી બજાર મધે એક કોઠડી ભાડે અપાવી, અને પોતે દાદમ બાગનું ભોંયે તલીયું પોતાના વપરાસ માટે ભાડે લીધું હતું અનારકલીને દારૂનો શોખ બેહદ લાગો હતો. દારૂ વગર તેને એક ઘડી પણ ચાલતુ નહી હતું. જરનું જોર કમતી થવાથી ખરશેદ ખરાસ સાથ હવે અનારકલીને જબરી ખટપટ થવા લાગી, પણ કામાટીપુરાની બારમી ગલીમાં રેહતી પેલી રમઝાનના ઘેરમાં તે કેમ જઇ વસી, તેની ખબર મને હજુ મલતી નથી. પણ પંમ્પાએ ઇન્સપેકટર જહાંગીરશાહને કેહ્યું છે કે ગ્રાંટ રોડની એકાદ નાટકશાલા પાસ તે છાકટી હાલતમાં પડેલી મલી આવી હતી, અને રમઝાન અને પંમ્પા ત્યાંથી અનારકલીને પોતાને ઘેર લેઇ ગીયાં હતાં. ખસરૂએ અંતે અનારકલીને કામાટીપુરામાથી સોધી કાહાડી, અને ત્યાં તેને અનારકલીને ભયભીત માંદગીથી રીબતી દીઠી.

આટલું છતાં અનારકલીનો પીછો ખશરૂ ખારાસે છોડીયો નહી, અને અંતે એક દાહાડે રાતના વિક્ટોરીયામા તેનું ખુન થયું, અને તેજ રાતના અનારકલી પણ મરી ગઇ. પણ મરવા આગમજ અનારકલીએ તમુને :મલવા સારૂ પારસી યુનિયન

કલબમાં પમ્પા પાસે પેગામ મોકલાવીયો હતો. તે કાગજ મલતાંજ તમે અનારકલીને મુકામે ગીયા હતા, અને અનારકલીએ તમુને કાંઇ ભેદ ભરી વાત કેહી, કે જે હજી તમે કેહવા ના પાડોછ.

હવે મારા વાહલા દોસ્ત ફ્લી, આ કાગજ વાચિયાથી તમારી ખાતરી થશે, કે તમારી મદદ વિના મેં દાદરવાલા ખુનની તમામ બિના મેલવી છે. અને હવે તમુને તમારા દીલનો ભેદ, આ કાગજના જવાબમાં મને જણુાવવાની ખાસ અરજ કરૂછ. મારી ખાતરી છે, કે તમે જો પેલી અનારકલીએ કેહલી બિના જાહેર કરો, તો ખરશેદ ખરાસનો ખરો ખુની બોલ બોલતાં પકડાયે. ઇનસાફ્ને ખાતર; મુંબઇની આબરૂદાર વસ્તીની સલામતીને ખાતર; અને તમારા પોતાને ખાતર એ વાતનો ભેદ તમે જો જાહેર નહિ કરશો, તો પછી કોઇબી રીતે એ ભેદની બાતમી મેલવી હું જાહેરમાં મુકશ. વાહલા ફ્લી, આ કાગજ ઘણુ લાંબુ લખાયું છે, અને તે વાંચતાં તમુને ઘણો કંટાલો લાગે, તો મને માફ્ કરજો. ગુલાંને મારી ઘણી ઘણી સલાંમ કેહેજો અને તમે પણ કબુલ કરજો.

લા૦ તમારો સુભઇચ્છક,

**લવજી.**

ફ્લીએ લવજીનું લંબાણુ કાગજ ઘણુાજ ધ્યાંનથી વાંચી, તે હાથમાં પકડી વિચારમા અને વિચારમાં બેસી રેહયો. અંતે વિચાર કરતાં તે થાકી ગયો, અને સેવટે પોતાના કપાલ પર હાથ ટેકવી બોલ્યો :—" હવે એનાથી છુપાવવામાં કંઇ

સાર નથી. એને લગભગ સઘલી બાતમી મેલવીછ. એ સરવે વાતનો ભેદ મેલવી જાહેર કરે, તેના કરતાં એને આગમચથી જાણીનો કરવામાંજ સાર છે. પણ અરેરે ગુલ! મારી ગુલ! એ બધી વાત જો જાહેર થશે, તહારે તારૂં શું થશે.”——

---

## પ્રકરણ ૨૨ મું.

### હાર્ટ ડિઝીસ!

“કેમ ફ્રરાંમ છેકજ બેહકેછ કે? એમ મુઇ નાચનોની સાથ ઠીઠી હાઠા કરવા તું માથેરાનમાં આયોછ કે? મરેરે! મુવાઓ એવું કરવા માથેરાંનમાં આવતા દેખુ!”

જરબાઇ જુદ્દાક માથેરાંનમા, પોતાના ધણીને ‘કરટન–લૅકચર’ આપતાં મેહરજી ગાંધીના બાગમાં એક ઝાડને ઓથે બેઠાં હતાં.

“નહિ, નહિ! તું જો એવો નાચ નાચવાનો હોયે, તો ચાલ આજને આજ મુંબઇ.”

“પન ડીયર, બાંનુઓની તરફ જે લાએકી દેખાડવાની ગ્રહસ્થોની ફ્રરજ.”——

“મુઇરે તારી ફ્રરજ! એ ફ્રરજ–બરજ હું કંઇ જાનતી નથી.” જરીએ દાંતિયાં પિસા ટાપ ફોડી. “પેલી એબલગામની રાંડ કુકટી થતી સાથ તું કેટલો નદરીયો?”

“પન તું શું એમ કેહવા માંગેછ જરાં, કે પીલાંને મે કાંઇ અપમાન કીધુંછ.”

“પન લોકોની પારકી કુકટીઓ સાથ તુને એવો નાચ નાચવાની શુ સત્તા? જો તુને એમ પારકીઓ સાથ નાચવુ

ઉતું, તાહારે શું તારૂં માથું ફેરવવા પરણીયો ? 'ને મને કાંય નકાંમી ફાંસમા નાખી હોસે ? તુટી પર અધિપતિનો થતો!"

"તું મારૂ માથું ફેરવેછ જરી." ફલુ પૅ જેમ તેમ ગુસ્સો ડાબી બોલ્યો. "તુ જાતે અદેખી અને વગર કેલવાએલી, એટલે "સોસાયટી" ની "એટિકેટ" શું જાણે? અરેરે ખરેખર મારાં ફુટેલા નસિબ, કે તું મારે હાથ લાગી! તારી માએ જાહારે તારૂ કાજ કરવા આવી'તી, અને ફાટી મુવો તારો પેલો સગો, મને સમજાવવા આવતો'તો, તે તો તારી સુપરે-ટોપલે વખાન ઉપર વખાન ગાંતાં'તાં! પનતું તો કેથી પુરેપુરી અકલહિન મુવેલી છે! અફ્સોસ! કેલવણી વિનાની બઇરાંઓથી સંસારનું સુખ ધુલ મલે, એમાં કાંઇ શક નથી. અરે તારા જેવી કુકટીઓના માએ બાપો પોતાને પેટે પડેલી પોરીઓને પાંચ શું, પન પંદર હજારબી આપવા તઇયાર થાયે, તો તેમાં કંઇ નવાઇ નહી."

જેઓ કોઇનું કરજ કરવામાં હીણું સમજે છે; જેઓ પોતાની પિછાનવાલા પાસ પાંચ પચીસ ઉછીનાં માંગતા લજવાયે છે; તેઓ સસરા સાસુ પાસ પાંચ પંદર હજાર લેવા વગર શરમે પાટલે ચહડી ઉભા રેહ છે!

સરવે આબરૂ ઇજતવાલાઓમાં ખપનારાઓ! કાલર અને નેકટાઇ ઉપર ધુજારો કરનારાઓ! "યૅસ" અને "નો" પરાપર બોલનારાઓ! ઉંચા કટના ડગલા-પાટલુન, અને પૅામેટમ-પાઉડર ઉપર જીવનારા હેન્ડ-સમ-બ્રુટો; પોતાની શકતીની કિમત પ્રમાણે પાંચ, દસ કે પંદર હજાર માંગવાને ચુકતા નથી, તો મી૦ ફલુ પૅએ કોણુનો બાપ મારીયો હતો, કે તે આવી પાંચ પંદર હજાર મેલવવાની

સોનેરી તક જતી મુકે !"

"જરી હવે હું તારો એવો દોર વધુ વાર સાંખનાર નથી સમજી." ફુલુ પૅ મિજાજ ખોઇ ઝાડને ઓઠે જરીને ધીમે અને ડઘાયેલે અવાજે કોઇ સાંભલે નહિ તેમ સમજાવવા લાગ્યો.

"તાહારે મને કેહની, કે તે દાહાડે પંચાતની વારીમા પેલા સિગનપોરીયાને તાંહાંનાં લગનમા પેલી મુંઇ ચાંદન સાથે એખલો બેસી કલાકના કલાક શું ટાએલું કીધું 'તું ? ને આજેબી મુઇ પેલી બટકમાએ અને મરઘીમાએ જવા નીકલી, તેને "સૅકીન" શાની કીધી ?"

"એ મોહોકાન તો કેથી અદેખાઇના ભુરા આજારની દેખું." અધિપતિ સાહેબે પોતાના મિસીસને જવાબ દીધો. "સોસાયટીના કાએદા પરમાણે ઓરખતાં બાંનુ મિત્રોને શેકહેન્ડ કરવીજ જોઇએ, ને નહી કરીએ તો તે મોટું અપમાન થાએ. બાનુઓની સગવડ ઉપર સઉથી પેહલાં ધીયાન આપવું ; બાનુઓને સઉથી વધારે માન આપવું ; બાનુઓને રાજી રાખવા બનતુ કરવુ, એ દર એક ગ્રહસ્થની આઇન ફરજ છે. હું મારી ફરજથી વધારે કાંઇ કરતો નથી. કમલાના દરદીને દર એક ચીજ જોતા પીલીજ દેખાયછ, તેમ બદગુમાની ભુરી દીઆનતવાલાંઓ 'ને તારા જેવાં પરવારતાં નીંદાખોરો, એવી નાલેસી કરે, તેની મને કાંઇ પરવા નથી. ઓ ! ઓ ! હવે એ બાબદ મને સખ્ત લખાંન કરવું પડશે.

"ઉધો પર લખાંનનો કરતો ! પગ તરે બરે, 'ને લંકા ઓલવવા ચાલિયો. હાથના ધરતી ઘેરમા રરે, ને આએ અધિપતિ થતો ભાસાંન 'ન લખાંન કરી સુધારો કરવા નિકરીયો !"

"તાહારે તું શું એમ કેહવા માંગેછ, કે ધણીઓ પોતાની બઇરીના ગોલાંમ થઇ રેહ, તેમા સુધારો છે?" ફ્લાપેંએ દલીલ રજુ કીધી. "જે ધણી પોતાની બઇરીની તાબેદારી કરે; જે ધણી બઇરીના કેહ્યા પરમાણે ચાલે; બેસ, કહે તો બેસે, 'ને ઉઠ કેહ તો ઉઠે. તેવાજ ધણીઓ સુધરેલા 'ને સિયાના, 'ને બિજા બધાઓ હિન—અકલી કે?"

"બસ ફ્લી, હું તુને કેહુછ કે તારા એવા ફેસ્તા 'ને તારા એવા ઢેગ હું હવે જરાબી ચાલવા દેવાની નથી." જરી ભાર મુકીને બોલી. "તેં મને કબુલાત આપીતી કે"—

"અરે અખાડા! અખાડા જરી! બસ તું હવે ચપી જા!" ફ્લુ પેં જરા ગભરાઇ જઇ જરીનો હાથ તેની બાજુમાવા પકડી સમજાવવા લાગ્યો. "અખાડા કરી જા. જો, ફ્લીભઇ સાંબેથી આવેછ. જરા હસ્તું મોહોનું કરી નાખ, નહિ તો મારા કરતાં તારો ફેસ્તો વધારે થશે."

અને ખરેખર તેમજ હતું ફ્લીભઇ પોતાનો ઘોડો ડપટાવતો તુરતજ બાગમા દાખલ થયો, અને ફ્રાંમજી પેં તેમજ જરબઇ ફ્લીભઇને પોતાની સાથે લેઇ બંગલામા ગયાં.

* * *

"ગુલ, હું તુને ખાસ મલવા આયોછ." ફ્લીએ વચલા હૉલમાં બેસી ગુલાં સથ વાત કરવા માંડી. "મારે કંઇ કામના સબબ સર એકદમ મુંબઇ જવુ પડેછ."

"એમ કેમ ફ્લી?" ગુલાંએ પુછ્યું.

"હા એમજ ગુલ." ફ્લીએ જવાબ દીધો.

"હું ધારૂંછ કે હમે લોકબી કંઇ વધારે વખત હિંયાં રેહીશું નહી." ગુલે જવાબ દીધો. "આવતે સોમવારે કદાચ

બાવાબી મુંબઇ આવે એમ લાગેછ."

"કારન ! એટલું જલદી ?"

"બાવાનુ ચિત હવે ઠેકાંને હોય એમ મને લાગતું નથી." ગુલે બલાપો કીધો. "એવનનો વિચારબી એકાએક લાંબી સફરે જવાનો થયોછ. આજે બપોરના એવન એમ બોલતા'તા. ખુદા માલુમ એવનને શું થાયછ. મને તેની કંઈ સમજ પડતી નથી ફલા."

"કેમ ફલીભઇ કયારે પધારીયા ?" ગાંધીભઇ અચણુચ દિવાનખાનામા દાખલ થયા, અને ફલી ઉપર નજર પડતાંજ તેવને સવાલ કીધો.

"અરધો કલાક થયો હોસે." ફલીએ ઠંડો જવાબ દીધો. "આવતી કાલે સહવારે હું મુંબઇ જાઉંછ, હું તમુને મલવા આયોછ."

"સબબ ! સબબ ?" ગાંધીભઇએ પુછયું. "ભલાં માનસ થોડા દાહ્ડારા જરા આસાએસ લેવા હિયાંજ રેહ તો વધારે સારૂ ? મુંબઇની હવા કરતાં હિંયાંની હવા હજાર ગણે વધારે સારી છે."

"ગુલ કેહછ કે તમેબી આવતે સોમવારે મુંબઇ જનાર છેઓ ?" ફલીએ ખબર કાહડવા પુછયું.

"હા. વખતે હમેબી જઇએ, 'ને વખતે નહીબી જઇએ." ગાંધીભઇ બોલ્યા. "પન ફલી, તમે કંઇ કામને સારૂ જતા હોસો ?"

"કામનેજ સારૂ." ફલીએ જવાબ દીધો. "ખરી બિના તો એ છે, કે લવજી સાથ મને કંઇ કામ"—

"લવજી ?" ગાંધીભઇ વચમાં બોલી ઉઠયા. "લવજી

સાથ કંઇ કામ હોસે."

"હા જી."

"ઘણો બાહોસ બૅરિસ્ટર." ગાંધીભાઇએ વખાન કીધી. "બૅરીસ્ટર હોય તો એવાજ હોજો. બૅરિસ્ટરનો ટુરો!"

આએ વાતચિત ચાલતી હતી, તેવામા ગાંધીભાઇના ફૅમિલી ડૉકટર મી૦ શામરાવ રેલે દિવાનખાંનામા દાખલ થયા, અને તેવણ ઉપર નજર પડતાજ ફુલીભાઇ "શેકહેન્ડ" કરી બોલ્યા :—"આવો! આવો ડાકટર શાંમરાવ. કેમ છેઓ?"

"ઓ! આઇ એમ કવાઇટ વૅલ! થૅંક યુ." શામરાવે જવાબ દીધો.

"ડાકટર ઠીક થયું કે તમે આયા." ગાંધીભાઇ બોલ્યા. "ચાલો હવે મારી સાથે જરા ઉપર આવશો?"

ગાંધીભાઇ ડાકટર શામરાવને પોતાના રૂમમાં ઉપર લેઇ જઇ દરવાજાને અંદરથી બંધ કરી બોલીયા :—

"ડાકટર શામરાવ, જરા મારી છાતી તપાસો? મને કંઇ ઠીક લાગતું નથી."

"છાતી? કાંય? શું છે?" શામરાવે સવાલ કીધો.

"હું ધારૂ છ કે મને હાર્ટ ડિઝીસ થયુંછ." ગાધીભાઇ ખુરસી ઉપર શામરાવ સાંબે બેસી બોલ્યા. "કોઇ કોઇ વખત એકાએક મારી છાતીમાં ધારાનો ધરકો પડી આવે છે, 'ને છાતી તેથી ઢપકી આવેછ. ડાબી બાજુના ખભાંમા કોઇ કોઇ વખત મને પેન મારેછ, ને કોઇ વખત મારો દમ અંદરથી ઘુંટાતો હોય, એમ મને લાગેછ."

"જોઉ, બદીયાંન કાહડી સદરો ઉંચો કરોની વારૂ?" શામરાવ ડાકટરે ફરમાસ કીધી, અને પોતાના ખિસાંમાથી

ભુંગરી કાહાડી.

શામરાવ ડાકટરે ગાંધીભાઇની છાતીની ઘણી બારીકીથી તપાસ કરી જવાબ દીધો:—

"છટ! છટ! કંઇબી નથી. કોન કેહછ કે હાર્ટ ડિઝીસ છે? ફકત તમારૂ હાર્ટ જરા નબલું છે. બીજું તો કંઇ નથી."

એટલામા ઓરડાનો દરવાજો કોઇએ બાહારથી ઠોકયો, અને ગાંધીભાઇએ પુછયુ:—

"કોન છે? એ કોન દરવાજો ઠોકેછ?" ગાંધીભાઇ બદીયાંન પેહડતાં બોલ્યા.

"એ તો હું છેઉં બાવાજી." ગુલાંએ બાહારથી જવાબ દીધો.

"કેમ દીકરા?"

ગાંધીભાઇએ દરવાજો ઉઘાડતાજ ગુલાં બોલી:—"મકું જે ફુલી તમારી વાર જોઇને સિધારીયા. ડાકટર શામરાવ? કેમ? મારા પપાની તબીયત કેમ છે વારૂ?"

"કંઇ નહિ દીકરા ગુલ." ગાંધીભાઇ વચમાં બોલ્યા. "હું સારી કાની છેઉ."

"કંઇ નહિ; કંઇ નહિ ગુલબાનુ." ડાકટરે ધીરજ આપી. "તમારા પપા બિલ્કુલ સારી કાની છે. ફકત ચિન્તા ના કરો. એજ તમારી દવા, બીજું કંઇ નહિ."

ગાંધીભાઇને મલી ડાકટર શામરાવ જેવો નિચે ઉતરીયો, કે ગુલાં વિજલીની માફક તેની પછવાડે દોડી, અને તેનો હાથ પકડી ઉભો રાખી પુછયું:—

"કેમ ડાકટર? કંઇ ધાસ્તી જેવું છે? તમારા ચેહરા

પરથી મને શક જાયછ કંઇમી હોય તે મને કેહી દેઓ. મારે તે આગમજથી જાનવું જોઇએ ?"

ડાકટર શામરાવે ગુલ્લાંના મોહડાં તરફ ટિકી–ટિકી જોઇ, ગંભીરપણે જવાબ દીધો:—"બાઇ ગુલબાનું, જે વાત મે તમારા પપાને કેહી નથી, તે હું તમુને કેહવું"—

"શું ?"—

"એવનને હાર્ટ ડિઝીસ થયુંછ !"

"તાહારે કેસ 'ડેનજરસ' કે ડાકટર ?"

"ઘણોજ 'ડેનજરસ.' એવાં આદમીઓ કોઇ વખત બોલતાં બોલતાં——

"ઓ બાપ ! મારા બાપ"——

---

# પ્રકરણ ૨૩ મું.

## જુના ખુનીપર નવી ધાડ.

—:૦:—

માથેરાંન.
ફ્રિરદોસ વિલા.

મારા વાહલા લવજી,

તમારા મુબારક હાથનું કાગજ મને મલીયુ છે, અને તે વાંચી મે સરવે બિના મારા ધિયાંનમાં ઉતારી છે.

મને લાગેછ લવજી, કે તમો આજકાલ ખરશેદ ખરાસના ખરા ખુનીને સોધી કાહડવા ખાઇ પીઇ મંડેલા છેઓ, અને મારી ખાતરી છે, કે તમો જયાં સુધી તે ખુનીને સોધી કાહડશો

નહિ, ત્યાં સુધી તમે કદીબી જંપી બેસનાર નથી. એટલાં માટેજ હું હવે મારા આગલા વિચારો ફેરવી તમુને સરવે બિનાથી જાણીતા કરવામાં દાહપણ સમજુછ. પણ લવજી, જ્યારે તમે એ ભેદ છુપાવવાની મારી મતલબ જાનશો, ત્યારે તમે મને કદી પણ ઠપકો આપનાર નથી, એમ હું ખાતરીથી માનુંછ. પણ તે આગમજ વાહલા ભાઇજી, તમે કદી પણ એમ વિચારતા ના, કે મરનાર ખરશેદના ખરા ખુનીને હું પિછાંનુછ. હું તેને બિલકુલ ઓલખતો નથી; પણ મને એક શખસ ઉપર વેહમ છે, અને તેઓ મુસ્તકીમ વેહમ છે. ખચીત, જો અનારકલી પોતાનો ભેદ મને જણાવ્યા વગર મરી જતે, તો ઘણુંજ બેહતર થતે.

લા૦ તમારો વાહાલો,

**ફુલી.**

લવજી પોતાના દોસ્ત ફુલીનું કાગજ ઘણાજ ધ્યાનથી વાંચતા હતા. તે કાગજ વાંચી તેવણ એટલા તો વિચારમાં પડયા હતા, કે ઇન્સપેકટર જહાંગીરશાહ કેવારના તેવણની પાછલ આવી ઉભા હતા, તેના ઉપર તેવણની નજર વાટક પડી નહિ. અંતે જહાંગીરશાહ ખંખારી બોલ્યા :—"સાહેબજી, મી૦ લવ——

"હલ્લો! કોન? જહાંગીરશાહ!" લવજી ચમકીને બોલ્યા. "કમ ઇન સર—કમ ઇન. કેમ જહાંગીરશાહ! કંઇ ખબર"—

"જાણુવા જેવી તો કંઇ ખબર નથી મી૦ લવજી."

"કંઇજ નહી ? તાકારે શું તમે ઠંડુ પાણી રેડવા તઇયાર થયાછ કે ?"

"નહિ. તેમ તો નહીજ મી૦ લવજી. પન મને શક છે. મને મજબુત શક છે. મારા મનમાં કંઇ બીજોજ ખ્યાલ છે."

"ખ્યાલ ? તમારા ખ્યાલને ટોપલે ઢાંકો ! એવો ખ્યાલ તો પેલા વાસુદેવને પન ઉગો. તમે જોયું કેની તેનું શું સેવટ આયું તે ? પન જનાવો તો ખરા, કે તમારો શક કોન પર છે ?" લવજીએ જહાંગીરશાહને પુછયું.

"પેલો પેસુ પોમેટમ !"

"પેલો એસ્કી પોરીયો ? જેને સેશન્સમાં જબાંની આપી 'તી તે ?" લવજીએ અજબ થઇ પુછયું.

"હા. તેજ !" જહાંગીરશાહે જવાબ દીધો.

"તેને આએ ખુન સાથ શું નીસબત ?"

"હું તમુંને સમજાઉ." જહાંગીરશાહે આગલ ચલાવ્યું. "પેલો વિકટોરીયાવાલો વઝીરખાંન કેહેછ, કે જે માનસ મરનાર ખરશેદ ખરાસને લેઇ વિકટોરીયામાં બેઠો'તો, તેના જમના હાથની પેહલી આંગલીએ એક હીરાની વિટી ઉતી !"

"હીરાની વિટી ! આહાહાહા." લવજી બૅરીસ્ટર આ વાતને નજીવી સમજી બેધડક હસી પડયા.

"તેમજ શંકર રાઘુ નામનો બીજો વિકટોરીયાવાલો કેહેછ, કે રાણીના બાગ આગલથી તેની ગાડીમાં બેસી ગ્રાંટ-રોડના પુલ નિચે ઉતરી પડેલા પારસીના જમના હાથની પેહલી આંગલીએબી વિટી ઉતી."

"તેથી શું થયું ?" લવજીએ જવાબ દીધો. "મુંબઇ શેહરમાં આજે એક નહિ પન એક સો આદમી એવા મલશે,

કે જે લોક પોતાના જમના હાથની પેહલી આંગલીએ વિટી પેહરતા હોસે. એ તો ફકત એક "કોઇનસિડન્સ" છે જહાંગીરશાહ. એજ મુદ્દા ઉપર જો તમે કંઇ ગનતરી કરતા હોવો, તો તેમાં તમે જબરી ઠાપ ખાસો? એક ધનાજ નજીવા પુરાવા ઉપર તમે તમારી આસાનો કિલ્લો બાંધોછ."

"પન મી૦ લવજી, ટીપે ટીપે સરોવર ભરાય, અને કાંકરે કાંકરે પાલ બંધાય, એ વાત તમે ભુલી જાવોછ. એવી એક નહિ પન પંદર પચીસ નજીવી સાબેતી એકડી મલે, તોજ ગુન્હેગારો ફાંસી ચહડે!"

"એ તો તમારી પુલીસની રીત છે." લવજી બોલ્યા. "કોઇબી આદમી પાસ ગુનાહનો એકરાર કરાવવો; કોઇબી આદમી પાસ હા નુ ના, 'ને ના નુ હા બોલાવવું, એ મારા વિચાર પરમાણે પુલીસને જરાબી મુશકેલ પડતું નથી. પેસુ પેમેટમે શું જબાંની આપી? "તે ખરશેદને મલ્યો—તેઓ બંને છાકટા થયા; ખરશેદ હોટેલમાંથી નિકલી ગીયો, 'ને પેસુ પૅમેટમ તેનો "આવરકાટ" લઇ તેને આપવા તેની પછવાડે ગીયો, 'ને તે "ઓવર કોટ" કોઇએ તેના હાથમાંથી ઝુટાવી લીધો. સબબ તેના ટાંટીયા કેરબો લેતા'તા."

"બરાબર છે. બધી વાત બરાબર છે." જહાંગીરશાહે જવાબ દીધો. "લવજી, તમે એક બૅરીસ્ટર હોવા છતાં એવી ભુલ કેમ કરોછ? પેસુ પેમેટમ ખરશેદનો ડગલો તેને આપવા તેની પાછલ ગીયો—તેના ટાંટીયા કેરબો લેતા'તા 'ને તે તેની સુધીમાં નહિ ઉતો; 'ને કોઇ તેના હાથમાથી ડગલો ઝુંટાવી ગીયું. એ બધી વાત પેસુ પોતે કેહ છે. એ તો પેસુનુ કેહવું છે. પન સવાલ એ છે કે એ બધી વાત ખરી

છે કે ખોટી ? મારૂ ધ્યાંન એમ પુગેછ. સાંભલો; પેસુ પોમેટમ છાકટો નહી ઉતો; ખસરૂની પાછલ તે ડગલો લેઇ ગીયો; તે ડગલાનો તેને કાંઇ રસ્તો કીધો; 'ને ખસરૂને લેઇ તે વિકટોરીયામાં બેઠો."

"છટ–છટ !" લવજીએ જવાબ દીધો. "એ તમારી "થીઅરી" છે; પન તે ખરી હોય તો સવાલ ઉઠેછ, કે પેસુને ખસરૂનુ ખુન કરવાનો શું સબબ ઉતો ?"

"પેલાં કાગજો, જે ખરશેદ અનારકલી પાસથી છિનવી લીધા'તા તે"—

"છટ–છટ ! પીંજે પીંજે 'ને રૂઉ 'ને રૂઉ" લવજી કંટાળી બોલ્યા. "વાસુદેવ ફડકેની "થીઅરી" પન એજ ઉતી. પન જહાંગીરશાહ, તમારૂં કેહવું ખરૂં હોય, તો પછી આગલ શું ? ખરશેદનો ઓવર કોટ કાંહાં છે ? શું તે પેસુ પોમેટમ પાસે છે ?"

"તેમ કેમ બને ?" જહાંગીરશાહે તુરતજ જવાબ દીધો. "પેસુ કાંઇ એટલો બેવકુફ છે, કે જેનુ ખુન તે કરે, તેનો ઓવર કોટ તે પોતાની પાસે રાખે ? લવજી શેઠ, ખરસેદ ખરાસના ખુનીને તમે એટલો નાદાંન 'ને બેવકુફ સમજોછ, એ જાણી હું અજબ છેઉં."

"અંહ ! ઇન્સપેકટર જહાંગીરશાહ, તમે ઠાકી ઠોકી પેસુને ખુની ઠેડવવા બેઠાછ." લવજી જરા વિચારમાં પડી બોલ્યા. "પન મને તો તમારી ગનતરી ખોટી લાગેછ."

"એમ છે ? તાહારે તો આપરે જોઇ લેઇશું !" જહાંગીરશાહને એક નવી તદબિર સુજ પડવાથી તેવન મલકાઇ બોલ્યા. "લવજી શેઠ, હું તમુને મારી ગનતરીનો પુરવાલો

દેખાડી આપુછ. ટેમ્પલ બારમાં જો ખરશેદ ખરાસ પેસુ પોમેટમ સાથ મોડી રાત વેર બેઠો હોય, તો હું ખાતરીથી કેહુંછ મી૦ લવજી, કે મરનારનો પેલો ઓવર કોટબી કોટમાંથીજ મલી આવવો જોઇએ."

"વારૂં ધારો, કે ખરસેદનું ખુન પેસુ પોમેટમે કીધુંછ. 'ને એમબી ધારો, કે તમે જેમ સમજોછ, તેમ ખરસેદનો ઓવર કોટ, કોટમાંજ છે. તાહારે તમે તમારૂ કામ કેમ શરૂ કરવા માંગોછ?"

"જુવો. જરા સાંભલી લેઓ." જહાંગીરશાહે પોતાની અણુતરી કરી દેખાડી. "ટેમ્પલ બારમાંથી પેસુ પોમેટમે ખરાસની પુઠ પકડી. જો તેમજ બનિયું હોય, તો ખરસેદનો ઓવર કોટ પેસુએ રાજાબાઇ ટાવર આગલના બાગમાં, યા તો કોઇ બીજે ઠેકાંણે કોટના મેદાંનમાંજ સંતાડેલો હોવો જોઇએ. એ મારી પાકકી 'ને પુરેપુરી ગનતરી છે."

"તાહારે પેસુ શું જાનતો'તો કે રાજાબાઇ ટાવર આગલના ફુટ પાથ ઉપર ખરસેદ ખરાસ પડેલો છે?"

"નહી, તેમ નહી." જહાંગીરશાહે લવજીને સમજ પાડી. "ખરી વાત તો એમ હોવી જોઇએ, કે પેસુ પોમેટમ કાંઇ ખુન કરવા તે રાતના જાણી જોઇ ખસરૂ ખરાસ પાછલ ભમતો'તો નહી, પન તે કોઇ તેવી તક માટે તઇયાર થઇ રેહલો હોવો જોઇએ. ઓવર કોટ આપવા તે મરનાર પાછલ ગીયો, 'ને તેટલાં તેની નજર દુરથી ફુલીભઇ 'ને ખરાસ ઉપર પડી. ફુલીભઇ ખરાસને પડતો મેલી ચાલી ગીયો, તેટલા વખતમાં પેસુ પેલો ઓવર કોટ કોઇ ઠેકાંણે નાંખી, સાંમી બાજુથી આવી ઉભો રેહયો હતો, 'ને વિકટોરીયાવાલાએ તેને

કુદરતી રીતે ફુલીભઇ તરીકે સમજવાની ભુલ કીધી હોય. એજ મારી ગનતરી છે, 'ને એ ગનતરીને આધારે હું મારૂં કાંમ હવે આગલ ચલાવસ."

"એ તમારી ગનતરી જહાંગીરશાહ કાંનને ઠીક લાગેછે." લવજી જરા વિચારમાં પડી બોલ્યા. "પન બનવી મુશ્કેલ છે. વારૂ, હવે તમે કેમ શરૂઆત કરવા ધારોછ?"

"રાજાબાઇ ટાવરવાલા બાગમાં પેહલાં હું મરનારના ઓવર કોટની શોધ કરસ." જહાંગીરશાહ જવાની તઇયારી કરી ઉઠતાં ઉઠતાં બોલ્યા. "પન ખરી વાત, જે કામ સર હું આયો, તે તો બિલકુલ ભુલીજ ગીયો. લવજીભઇ પેલી બુઢીયા રમજાન તમુને મલવા તેડેછ."

"મને?" લવજી હસી પડી બોલ્યા. "સબબ? શું મને તે કંઇ પુલીસનો કૉન્સ્ટેબલ કે સુપ્રિન્ટેન્ડન્ટ સમજેછ કે શું?"

"તેમ નહી રે યાર, તમે સમજીયા નહી." જહાંગીરશાહે જવાબ દીધો. "તે મરવા પડીછ! 'ને મરતી વખતે તે કંઇ તમુને કેહવા માંગેછ."

"અનારકલી વિશે તે કંઇ કેહેવા માંગતી હોસે એમ હું ધારૂંછું." લવજીએ અટકલ કીધી, "ઠીક છે. આપન જઇસુ. જહાંગીરશા તમે રાતના આંઠ વાગે મારે બંગલે આવો, તો આપરે સાથે જઇએ."

## પ્રકરણ ૨૪ મું.

## પુરાણા પાપનો પરપોટો!

બરાબર રાતના આંઠને સુમારે ઇન્સપેક્ટર જહાંગીરશાહ

લવજીને બંગલે જઇ પુગ્યા, અને ત્યાંથી તેજ વખત જહાંગીરશાહ લવજીને લઇ કામાટીપુરાની બારમી ગલી તરફ નિકલી ગયા.

લવજીનું બધું ધક ધ્યાન અનારકલીની આગલી પાછલી જાણુવામાં ભરાયું હતું, અને હાલ ગાડીમાં પણુ તેવન એજ વિચાર કરતા હતા, કે અનારકલીએ મરતી વખતે પોતાનો હાલ રમજાનને જાહેર કીધેલો હોવાથી, તે હવે પોતાના મોતની ઘડીએ, મને જણુાવવા માંગતી હશે. લવજીની આ અટકલ કેટલી ખરી છે, તે તો તુરતજ માલમ પડશે, પણુ જહાંગીરશાહે તો એમજ નક્કી માની લીધું, કે જયાં છે ત્યાં રમજાનને સરવે વાત છુપાવવા માટે શરૂઆતથીજ પઇસાની લાલચ મલેલી હોવી જોઇએ. આ બંને જનોની બેઉ અટકલ ખરેખર ખરીજ હતી, સબબ ખરેખર રમજાંન હવે મરતી વખતે પોતાની છાતી ખોલી કરવા તઇઆર થઇ હતી.

આ વિચારના વમળમાં બંને જન મશગુલ હતા, તેટલામાં ગાડી કામાટીપુરાવાલાં પેલાં પુરાણુાં કંગાલ મકાંન આગલ જઇ ઉભી, અને ઇન્સપેકટર જહાંગીરશાહ પોતાની સાથે લવજી બૅરિસ્ટરને ગાડીમાંથી બાહાર નિકલ્યા.

"મેહનત બરબાદ અને ગુનાહ લાજમ જેવી વાત તો નહિ બને જહાંગીરશાહ? રખેને ધરડી ટપી ગેઇ હોયે?" લવજીએ પોતાની શંકા દેખાડી જહાંગીરશાહને સવાલ કીધો.

"પેલાં બઇરાં કેહ તેમ ખોટું બોલાય નહી, 'ને જુંઠું મરે નહી. તેને મોતની સાથ મસલત કીધીછ, કે લવજીને મલીયા પછીજ મરવું." જહાંગીરશાહે મજાકમાં લવજીને જવાબ દીધો.

"એને શું થયું છ વારૂ?" લવજીએ પુછ્યું.

"દારૂની મોહકાંન! કકડતા બેવડાના પરતાપ! બીજું વલી શું હોએ?"

બંને જન વાત કરતા રમજાંનના ઓરડામાં દાખલ થયા. ત્યાં પેલીજ કંગાળ ખાટલી ઉપર રમજાંનને મરતી હાલતમાં તેઓએ પડેલી દીઠી. જહાંગીરશાહ રમજાંનની ખાટલી પાસે જઇ વાંકા વળી મોટેથી પુકાર કરી તેને ઉઠાડી, અને પોતે લવજી પાસ જઇ પેલી ખખડી ગએલી ટેબલને અઢેલી ઉભા. રમજાંન તુરતજ પોતાની બેખ્યાંન હાલતમાંથી ઝપકી ઉઠી, ઓરડાની આસપાસ ડોળા ફાડી નજર કરી લવજીને જોઇ બોલી:—"કોન! તું કોન રે મુવા?"

"બાલિસ્ટર સાહાબ હયે રમજાંન. બાલિસ્ટર હયે." જહાંગીરશાહે લવજીને બદલે જવાબ દીધો. "ફુલીસેઠકો, બચાનેવાલા બાલિસ્ટર! બાલિસ્ટર સાહાબ હયે."

"કયું? રમજાંન તેરેકો કયા કેહના હયે?" લવજીએ પુછ્યું. "મય બાલિસ્ટર હું. મુઝે કયું બોલાને ભેજા?"

રમજાંને કોર મરડી પોતાની ખાટલી નિચે પડેલું એક ટીનપાટ કાહડી, તેમાં એક બાટલીમાંથી થોડો બેવડો રેડી ગટાવી જઇ ખંખાર મારી બોલી:—

"યા અલ્લાહ! યા અલ્લાહ! યા અલ્લાહ! બાલિસ્ટર સાહાબ. મયે મરતી હું. મેરી ખતા માફ કરના. બાલિસ્ટર સાહાબ, જીસ્કે વાસ્તે ઉસ રોજ આપ મુજે પુછને આયેથે, અરે વોહ તો ગુઝર ગઇ! જનંત મુકાંમ હુઇ; ઓર મયે અબ ઉસ્કી પાસ જાતી હું! અરેરે મેરી બેટી, મેરી બેટી."

"બેટી! જબ તું કયા અનારકલીકી મા હયે?" લવજીએ અજાયબીમાં ગરક થઇ પુછયું. "અનારકલી તેરી બેટી?"

"હા. મેરી બેટી, મેરી બેટી!" રમજાંન ગુંગલાતે અવાજે બોલી. "આપ કયા જાને બાલિસ્ટર સાહાબ? આપ અગર દસ પંદરા બરસ પર બંબઇમે હોતે, તો અનારકલીકો અચ્છી તરેહસે પયછાન લેતે."

"નહિ. મય ઉસ વખ્ત બિલાયતકો થા." લવજીએ જવાબ દીધો.

"અનારકલી! અમરીતસરકે અનારકી ખીલી હુઇ કલી." રમજાંન બકવા લાગી. "અમરીતસરકા તારા! લાહોરકા સિતારા! હિન્દુસતાંનકી લાડલી! વકીલ સાહાંબ, જીસ્કે ગલેકી એક એક તાંનપર સો સો રૂપઇઓંકી પડત મુજરેમે પડતીથી! અરે હાંયરે બેટી! જીસ્કે નામ પર સારા લાહોર, દિલ્લી, ઔર અમરીતસર દિવાના થા! કમબખ્તી મેરી લગી, જો ઉસ્કો મયે બંબઇમે લેકે આઇ! ઔર વોહ મુવે બદમાસને આખીરકો એ રાસ્તા દીખાયા! યા અલ્લાહ!"

"વોહ બદમાસ?" જહાંગીરશાહાએ લવજીનો હાથ ડાબી રમજાંનને પુછયું. "કોન બદમાસ?"

"વોહ? દુસરા કોન?" રમજાંને બેધ્યાનીમાં જવાબ દીધો. "હીરે ઔર મોતીવાલા—ચાંદી ઔર સોનેવાલા—બાગ ઔર બગીચેવાલા?"——

"એ કોન સારૂ બકેછ જહાંગીરશાહ?" લવજીએ જહાંગીરશાહને પુછીયું. "રમજાન? ઉસ્કા નામ કયા?"

"મેહરજી? વોહ મેહરજી ગાંધી? ગાંધીસેઠ." રમજાંને

તુરતજ દબાતે અવાજે જવાબ દીધો.

"મેહરજી ગાંધી!" લવજી આએ નામ સાંભળી ચમક્યા, અને જહાંગીરશાહ તો ડઘઇજ ગયા. "મેહરજી ગાંધી?"

"હા, વોહી. મિટ્ટી પડો ઉસ્કે નામપે! હા વોહી! વોહી!" રમજાંને હાથ મારી બોલવા માંડ્યું. "વોહ ખાનાખરાબને મેરા ખાના બરબાદ કીયા; મેરી બેટીકી ઇઝતકી બરબાદી કીઇ. ઉસ બિચારી ભોલી ભાલીકો સમજાકે ફુસલાઇ, ઔર પઇસેકી લાલુચસે ફુંદેમે ફસાઇ! અરેરે અલ્લાહ! અલ્લાહ! વોહ દગલબાજને હમસે દગા કીયા; વોહ મતલબબાજને હમકો છોડ દીયે: હમકો છોડે, ઇતનાહી નહી, પર વોહ બિચારી માસુમ લડકી—"

"લડકી? અનારકલીકી લડકી?" જહાંગીરશાહે ડોળા ફાડી પુછ્યું. "ઉસ્કા નામ?"

"પંમ્પા." રમજાંન મરતાં મરતાં ડચકાં ખાતી બોલી. "અનારકલીકી બેટી—અનારકલીકી લડકી પંમ્પા. ક્યા પંમ્પાકો તુમ નહી પેછાનતે ઇનીસપત્તર સાહાબ?"

"પંમ્પા! પંમ્પા અનારકલીની દીકરી?" લવજી ડોળા ચમકાવી જહાંગીરશાહ તરફ જોઇ પોતાની અજાયબી બતાવવા લાગ્યા.

"ઇનીસપત્તર સાહાબ, જરા સુન લો. બાલિસ્ટર સાહાબ, તુમભી જરા ધ્યાંનસે સુનો."

રમજાંન દબાતે અવાજે બોલવા લાગી, અને તેના મોતની ઘડીને નજદીક આવી પુગેલી જોઇ, લવજી અને જહાંગીરશાહ રમજાંનની ખાટલી આગલ જઇ, તે શું કેહવા માંગતી હતી, તે ધ્યાંનથી સાંભલવા ઇન્તેજાર બની ઉભા.

"ઇનીસ્પતર સાહાબ, પંમ્પા ઔર ગાંધીસેઠકી બેટી ગુલબાઇકી ક્યા સગાઇ હયે, વોહ તુમ દરિયાફત કરો?" રમજાંન બોલી.

"હું ધારૂંછ જહાંગીરશાહ કે હવે આપરે હિયાંથી નિકલી જઇએ." લવજીએ જહાંગીરશાહને કાનમાં કહ્યું. "આએ બુઢીએ એક એવો ભરમ ખોલિયોછ, કે તેથી મારી અક્કલ હેરાંન છે. જવાંની 'ને જરના જોરે ગાંધીએ જે નાલાએક ચાલ ચલાવેલી આજે જણાઇછ, તેવોજ તેને પાછલથી તેનો પસ્તાવો પન જબુન થવો જોઇએ. ગાંધીભઇની એવી ચાલ ઉપર કંઈ પણ વિચાર કરવા આગમજ, આએ કંગાલ મકાન આપણુ જેમ બને તેમ જલદી છોડી જઇએ. દેખીતું છે કે આ બુઢી હવે ભાએગે રાત કાહાડે."

"જરા સબર કરો લવજી. મને એકજ બાબદ જાનવી છે." જહાંગીરશાહે જવાબ દીધો. "રમજાન, ગાંધીસેઠ પંમ્પાકો પએછાનતા હએ?"

"પએછાનતા હએ? નહી. પંમ્પાકો વોહ નહિ પએછાનતા. વોહ મર ગઇ અએસા ઉસ્કો ખ્યાલ હએ." રમજાન બોલી. "ઉસને એ બાત છુપાનેકે વાસ્તે મુજે પઇસે દીએ. મેરી ખુશામદ કીઇ. એક હજાર એક વખ્ત—એક હજાર છેસો દુસરી વખ્ત—સાત સો એક વખ્ત—તીન હજાર દો વખ્ત—ફેર દો હજાર—ફેર તીન હજાર દીએ. ઓર જબ—અરે મેરી છાતીમે—મેરી છાતીમે—અરે કોઇ આવ—મેરી પંમ્પા—મેરી બેટી—અનાર—અનાર—હલી—ઓ ઓ—

"હું ધારૂંછ કે એ મરેછ." લવજી બોલ્યા.

"એમજ છે." જહાંગીરશાહે જવાબ દીધો. "એનો

દમ રૂઢાતો જાયેછ. સિહા રાતની અંધારી વચ્ચે, વાદલ ફાડીને સુરજ નિકલી આવે, ’ને તેની રોશની જોઇ જેટલો હું અજબ થાઉ, તેટલોજ આ રમજાંનની વાત સાંભલી હું અજબ થયોછ.”

“બેશક,” લવજીએ જવાબ દીધો. “ફ્લીએ પોતાની ગરદન ફાંસીને સ્વાધીન કરવાનો તો આએ ભેદ દેખું! તેની કુજતને હું તે વખત ધિક્કારતો’તો, પન આએ ખરો બિનાનો ભેદ જાણીયા પછી, હું તેની હિંમત ઉપર આફ્રીન કરૂંછ.”

જહાંગીરશાહ તુરતજ લવજીને પોતા સાથ લેઇ રમજાંનના મકાંનમાંથી બાહાર નિકલી પડયા, અને પોતાની ટેકસીમા બેસી, પોતપોતાને મકાંને ગયા.

## પ્રકરણ ૨૫ મું.

### માથેરાંનથી મુંબઇ.

આજનુ કામ કાલપર રાખવામાં સાર નથી.

ફ્લીભઇને માથેરાંનથી મુંબઇ નિકલી આવ્યાને આજ આંઠ દિવસ થયા, પણ હજી તે લવજીને મલવા ગયો નહી. આજે જવસ, કાલે જવસ, સહવારે જવસ, સાંજે જવસ, એમ ઢીલ કરી તેણે એક અઠવાડીયું ગાળી કાહડયું.

ગોવાલિયા તલાવ ઉપર આવેલા પોતાના મકાંનમાં, હાલ તે પોતાના વિસ્વાસુ બટલર ભાંમલા સાથ માથેરાંનથી આવી રેહયો છે. તેનો આગલો રંગીલો સ્વભાવ અને મોજીલો ખવાસ તજી, તે હવે મુંબઇમાંબી એકાંત રેહવાની તજવિજ કરે છે. કલબમાં આગલ માફક તે જતો નથી; પોતાના

માનીતા અતલગના દોસ્તોને હવે તે મળતો નથી; અને કોઇ જો તેની મુલાકાતે આવે છે, તો પોતે બંગલામાં હોવા છતાં, "શેઠ ઘેરમાં નથી" એમ જણાવવાનો તેણે ભામલાને હુકમ કીધો છે.

કદીબી તે કોટ કે ઇંગરેજ બજાર તરફ, કે ઍપોલો કે બૅન્ડ સ્ટેન્ડ તરફ ફડકતો નથી. સમી સાંજના દીવા લાગ્યા પછી, રસ્તો નવરો અને એકાંત થવા બાદ, તે પગે ચાલતો કોઇ વખત 'હૅન્ગીંગ ગારડન' ઉપર ફરી પોતાનુ મન રિજવી બદનને જોઇતી કસરત પુરી પાડે છે, અને તેની આવી બદલાયેલી હાલત જોઇ, તેનો વિસ્વાસુ ભામલો મનમાં 'ને મનમાંજ મુઝાયા કરે છે.

"ભામલા, જો હું જરા કાંમમાં રોકાઉછ. આજે સનવાર છે, એટલે કોઇ જરૂર મને મલવા તો આવસેજ. વાસ્તે કોઇબી આવે તો કેહજે, કે શેઠ હમનાજ બાહાર ગીયાછ. જો તે થબવા માગે, તો જણાવજે, કે રાતના મોડેથી આવવા કેહી ગીયાછ." ફ્લી ભામલાને પાઠ શિખવી, પોતાના ઓરડામાં અંદરથી દરવાજો બંધ કરી વાંચવા બેઠો.

અરધો કે પોણો કલાક નહિ થયો હશે, તેટલાં ફ્લીભઇનાં ઓરડાનો દરવાજો ભામલાએ ઠોકયો. ફ્લીભઇએ ઘણીજ આનાકાનીથી બારનુ ઉઘાડી તકાદાથી પુછ્યુ. "શું છે?"

"આ એક કાગજ આવેલું છે." ભામલાએ સહવારના પોસ્ટની ડિલીવરીમાં આવેલું એક કાગજ આપતાં જવાબ દીધો.

"લાવ જોઉ." ફ્લીએ તે કાગજ ભામલાના હાથમાંથી લેઇ દરવાજા પાછા બંધ કીધા.

"ઓહો!" પરબિડાં પરના હરફ ઓલખી ફ્લી બોલ્યો. "આએ તો મારી ગુલના દસકત છે"

કાગજ ઉખેડી તે હરફોને પોતાની આંખોમાં દાબી ચુંમ્બન કરી તેણે વાંચવા માંડયું.

**માહીમ,**

**"ગુલ વીલ."**

**તા૦ ૮ મી જાનેવારી ૧૯—**

મારા વાહલા ફ્લી,

બાવાજી અને હું આજે સહવારની ગાડીમાં માથેરાંનથી આવી પુગાં છેઇએ. મારી તબિયત બિલકુલ ખુશ છે, અને હું આસા રાખુચ કે તું વાહલાની તન્દરોસ્તીબી સારી હશે. આજે રાતના આપણુ સાથે ખાનું લેઇશું, વાસ્તે જરૂર આવવાને ભુલવુ નહિ. નહિ આવી મને નિરાસ ના કરતો ફ્લી. તારા દિદારના દરશન વગર અધારી પડેલી,

તારી સદાની તાબેદાર

**ગુલ.**

આ કાગજ વાંચી ફ્લી પાછો વિચારમાં પડયો. "તોહારે હવે માથેરાંનથી તે પાછો મુંબઇ આયો. હવે વલી મને તેની સાથે પાછુ ખાવું, પીવું, મલવું, ભેટવુ, 'ને હસવું— બોલવું પડશે. એ બધું કોનને ખાતર? મારા પ્યારને ખાતર; મારી સાચી 'ને ખરી માહોબતને ખાતર; મારી ગુલને ખાતર. તેનેજ ખાતર. તેનેજ લીધે મને આએ હાલતને વશ થઇ પડવુ પડેછ. જે સંકટ સમે મારી સોડેસોડ ઉભી રેહી મારા દુ:ખની દાઝથી દાઝી ગઇ, તેને હવે હું તજી

તરછોડી જાઉ, તો મારા જેવો એકલપેટો, 'ને મારા જેવો હિચકારો બીજો કોઇબી નહિ."

અને બનાવ પણ તેવાજ બન્યા હતા. નાતાલની મોસમ હવે પુરી થઇ હતી. માથેરાંનવાલો પોતાનો ફીરદોસ—ત્રીલ પોતાના કારભારીઓને સવાધીન કરી, ફુલીભઇ મુંબઇ નિકલી આવ્યો હતો, અને માથેરાંનબી આસતે આસતે ખાલી થવા લાગ્યું હતું. મોહન મીનારવાલાંઓ, તેમજ સુનઇ સુનામખ્ખી, પોહચાજીની દિકરીઓ પીલાંમાય અને બટકમાય, પણ મુંબઇ નિકલી ગયાં હતાં. જરબઇ જુહાકનુંબી દીલ ઉચલ પડયું, એટલે મી● ફ્રાંમજી પંને તુરતજ પોતાના "લાએકિસીટી" વાલાં મિસીસ સાથ મુંબઇ આવવું પડયું. એ રીતે માથેરાંન જાનેવારી માસના પેહલાં અઠવાડીયાંની આખેરી આગમચ ખાલી થઇ જવા પછી, આંઠમી તારીખે ગાંધીભઇ પોતાની લાડકી દીકરી ગુલાં સાથ પાછા માહિમ ખાતે આવેલા પોતાના નાહના પણ સુંદર ગુલ વીલવાલાં મકાંનમાં જઇ વસ્યા.

ગુલાંની તબિયત સુધરતી જતી હતી. દાદરવાલાં ખુનને આજકાલ કરતાં તન મહીનાં હવે થઇ જવા આવ્યા હતા; અને રફ્તે રફ્તે હવે ખરસેદ ખરાસના ખુનવાલી બિના ઉપર ઠંડુ પાણી પડતું જવાથી, લોક તે વાત ભુલી જવા લાગ્યું હતું.

તોપણ મુંબઇમાં ફ્કત બેજ ખંતીલાં માનસો એ કરપીણ કામના કરનારને શોધી કાહડવા ખંતથી કામ કરતા હતા. એ બે જન કોઇ નહિ પણ ખાનસાહેબ જહાંગીરશાહ ઇન્સપેક્ટર અને લવજી બૅરિસ્ટર હતા.

આસપાસનો સઘલો મામલો એવી રીતનો હતો.

*　　　　*　　　　*

ગુલાંનુ કાગજ વાંચી ફુલીએ સાંજની ટ્રેનમાં માહિમ જવાનો ઠડાવ કીધો. ગાંધીભઇ તરફ તેના વિચારો બદલાયલા હોવા છતાં, તે ગુલાં તરફ પોતાના પાક્કા પ્યારની 'મેકનાટિસ' જેવી અસરથી ખેચાઇ જતો હતો.

"મારે જવુજ જોઇએ." ફુલી મનમાં બોલ્યો. "બીજાંઓ સાથ મને શું કામ છે? મને મારી ગુલ સાથ કામ છે. ગુલે મારે ખાતર ઘણું ખમેલું છે. હું તેને દલગીર કરવા માંગતોજ નથી. હું જવસ. હું તેને મલસ; પન હું તેના બાપને મલવા માંગતો નથી. વાસ્તે બેહતર છે કે જમી લેઇ આંઠ વાગા પછીની કોઇ ટ્રેનમાં મેહેમ જાંઉ, કે તેનો 'ને મારો મેલાપ થાયેજ નહિ."

---

## પ્રકરણ ૨૬ મું.

### મોડી રાતે મલવા આવેલો પારસી.

પતંગીયાંનો જીવ જેમ ચેરાગ ઉપર કુરબાંન છે—મચ્છીનો જીવ જેમ પાણી વગર તલમલે છે—ચકોર જેમ ચંદ્ર ઉપર મરે છે—તેમ ગાંધીની ગુલાંનો જીવ ફુલીના પ્યારની અગનમાં બલતો હતો. સાંજ પડી, એટલે ફુલીને આવતો જોવાના હેતુથી, ગુલ વીલના બાગના દરવાજા આગલ ગુલાં જઇ ઉભી રેહી.

પાંચ થયા. સાડા પાંચ—૭—સાડા ૭?

"શું થયું? કાગજ મલ્યું હોસે કે નહી!" ગુલ ઉદાસ ડોલે સ્ટેશન તરફના રસ્તા ઉપર દુર નજર ફેંકી મનમાં

ફિકરમંદ બની બડબડવા લાગી. "કાગજ મલે તો આવવોજ જોઇએ; હવે એ નહિ આવે."

ગુલાંના દીલની બેકરારી આવી હતી. એ બેકરારી ફૂલી તરફ તેના ખાલેસ પ્યારની હતી. એ બેકરારી તેની મિઠી પણ વફાદાર મોહબતની હતી. સાડા સાતની ટ્રેનની રાહ જોઇ અંતે ગુલાં બંગલા તરફ પાછી ફરી, અને આંઠ વાગે પોતાની ટેબલ બિછાવવાનો તેણીએ હુકમ આપ્યો.

ગાંધીભઇબી મુંબઇ ગયા હતા, એટલે ગુલાં ઘરમાં પંપ્પા સાથ એકલીજ હતી. ટેબલ તો બિછાવી, પણ ભુખ તે કયાંથી લાગે? ગુલાંની ભુખ ભાંગી ગઇ હતી. ખાધું નહિ ખાધું, એ બંને તેને મન સરખુંજ હતું. સબબ તેનો જીવ બેચેન બની ગયો હતો.

ટેબલપરથી ઉઠી ઘડીઆલ તરફ નજર કરી જોતાં, ગુલાંને માલમ પડયું, કે સાડા આંઠ થયા હતા.

વરંન્ડા ઉપર જઇ બાગમાં નજર કરતાં તેણીને આસપાસનો દેખાવ ઘણોજ મનપસંદ લાગ્યો. રાત બેશક રળીઆમણી હતી, સબબ પુનમનો ચાંદ કેવારનો ઉગી બાગને પોતાના રૂપેરી કિરણોથી સિંગારી નાંખ્યો હતો. ગુલાં ધીમે કદમે પોતાના બેચેન જીવને રિજવવા બાગમાં ઝાડોની ઘટા વચ્ચે બનાવેલી બેઠક ઉપર જઇ બેઠી.

"ફૂલી, ફૂલી! તું કેમ નહી આયો? તુને કાગજ મલિયું નહિ, તેથાજ તું નહી આયો હોસે."

પણ તેટલાં બાગના દરવાજાની સાંકલ ખખડી, અને ગુલ તે અવાજ સાંભલી પોતાની બેચેન હાલતમાંથી જાગરૂત થઇ. તુરતજ તેણી ઉઠી દરવાજા તરફ પોતાની ડોક ઉંચી

ફરી નજર કીધી, તો તેનીએ એક પારસીને બાગમાં દાખલ થતાં જોયો. ગુલ તુરતજ તેની તરફ હરખભરયાં દીલે દોડી બોલી:—"ફલી ! એ તું આયો કે ? કેમ ! એટલું મોડું કેમ થયું ડીયર ?"

"હું કાંઇ ફલી નથી ગુલ. તું છેતરાઇ દીકરા !" ગાંધીભઇએ તુરતજ ગુલને બોલતાં સાંભલી જવાબ દીધો, અને ગુલ પોતાની ભુલ ઉપર મુઝાવા લાગી.

"કોન બાવાજી ?" ગુલ અજબ થઇ બોલી. "હું તો તમુને ફલીજ સમજી ?"

"નહી કાએ સમજે." ગાંધીએ જવાબ દીધો. "કાલાં કાલાં બધાંજ જાંબુર કે ગુલ ?"

"હા ! મને તો તેમજ લાગુ બાવાજી ?" ગુલે ગાંધીભઇને જવાબ દીધો. "ખરેખર, મારા સમ, રાતની ચાંદનીમાં હું તો એમજ સમજી, કે ફલી છે. તમારા 'ને ફલીના કદ વચે સેહજબી ફરક લાગતો નથી બાવાજી. આએ દગલામાં કોઇબી તમુને ફલીભઇ તરીકે સમજે એમાં નવઇ નથી ? હું પોતે છેતરઇ તે જોયું કેની ?"

"તું નહિ કાંએ છેતરાએ." ગાંધીભઇ વગર કારણે તપી જઇ બોલ્યા. "આજ કાલ તારૂ ધિયાંન ઠેકાને હોયે તો કે ? જરા સુધ ઠેકાને રાખ ? જરા ધિયાંન રાખ દીકરી !"

એમ બોલતાં બોલતાં ગુસ્સે થઇ તેવન ગુલાંને બાગ અંદર અરધી રાતને સમે એકલી મુકી, બંગલામાં ચાલી ગયા, અને ગુલાં પોતાના બાપના મિજાજને એકાએક એવી રીતે ફરી જતો જોઇ, ડઘાઇજ ગઇ.

પણ ગાંધીભઇની આવી ચાલથી ગુલાં ઘણી અજબ થઇ નહિ. આજકાલ તેવનનો સ્વભાવજ બગડી ગયેલો હતો, એટલે ગુલાં ગાંધીભઇને દરેક રીતે તપાસી લેતી હતી.

વિચારના વમલમાં વિંટલાએલી ગુલાં ગાંધીભઇના આ એકાએક ગુસ્સાનું કારણ સોધી કાહાડે, તે આગમજ ફ્રીથી બાગના દરવાજાની સાંકલ ખખડી. ગુલે ફ્રીથી પોતાની નજર તે તરફ્ ફેરવી, અને તુરતજ ફ્લી તેની સાંમે આવી ઉભો.

"કોન? ફ્લી?" એટલું બોલતાંજ ગુલ તેને ભેટી પડી.

"હા. ફ્લી નહી તો બીજુ કોન?" ફ્લીએ ભેટી પડતાં જવાબ દીધો. "કેમ છે ડીયર?"

"પન તું કાંહાંથી આયો ફ્લી?" ગુલ તેનો ચેહરો તપાસતાં બોલી. "'ને આટલો મોડો કાંયે આયો? મારી ચિઠ્ઠી તુને કયારે મલી? ટ્રેન 'મિસ' કીધી કે શું ડીયર?"

"બાપરે—બાપરે! કેટલા બધા સવાલ ઉપર સવાલ? એ તારા બધા સવાલના જવાબો હું કયારે આપી રેહવસ ગુલ? પણ ધીરી થા—જરા ધીરી તો થા." ફ્લીએ હસ્તાં હસ્તાં કેહ્યું.

"વારૂં ચાલ હવે, હું તુને એકબી સવાલ નથી કરતી." ગુલાં ફ્લીનો હાથ પકડી બોલી. "તું આયો એટલે બસ. હું સાંજની પાંચ વાગાથી તરી રાહ જોતી બેઠીછ. પન ફ્લી, હમના એક એવી હસવા જેવી મારાથી ભુલ થઇ ગઇછ, કે શું કેહું! બાવા મુંબઇથી હમનાજ આયા, 'ને તેવનને દરવાજા ઉપર ઉભેલા જોઇ, હું સાંમે ગેઇ, 'ને તેવનને ભુલમાં ફ્લી સમજી, મેં પછવાડેથી તેવનનો ડગલો ખેંચિયો"——

"ખરેખર?" ફ્લી ગુલનો ચેહરો જોઇ બોલ્યો. "એ

શું બોલેછ ડીયર!"

"મારા સમ ફ્લી!" ગુલે ફ્લીને મનાવવાની હુજત કીધી. "તારા જેવોજ કોટ, 'ને તારીજ કાની હાથમાં પાઘડી પકડેલી, એટલે હું તો તુનેજ સમજી."

ફ્લીની આગલ ગુલાં પોતાની રમુજી ભુલ માટે ખુલાસો કરી રેહી, પણ ફ્લીએ તેને કાંઇબી જવાબ દીધો નહી. કોઇ ઉંડા વિચારમાં તે પડયો હોય, એવું ગુલને લાગ્યું. ગુલના સખુનો સાંભલી, એક ઠંડી ટહાડનું લખલખુ તેને ભરાઇ આવ્યું હોય, તેમ ફ્લી કમકમી વિચારમાં પડીને મનમાં બોલ્યો:—"જે શખસ ખરસેદ ખરાસને લેઈ રાજાબાઇ ટાવર આગલથી વિકટોરીયામાં બેઠો'તો, તે મારાજ જેવા કદનો ઉંચો, 'ને મારાજ જેવો પતલો હોવાથી, પુલીસે તેને બદલે ભુલમાં મને ખુની તરીકે પકડિયો'તો; તાહારે શું તે શખસ ગાંધીભાઇ તો નહિ હોય? છટ છટ! એમ બનેજ નહિ!"

ફ્લી જયારે ઉપલા વિચાર અને વમાસણમાં પડેલો હતો, સારે ગુલ તરેહવાર રીતની વાતોનો પટપટારો કરી રેહી હતી. ખરી વાત તો એ હતી, કે ગુલના બોલવા ઉપર ફ્લીનું ધ્યાનજ નહિ હતું. તે તો ખરશેદ ખરાસનાં ખરા ખુનાની, અને પોતાના કદની ઉંચાઇ સાથે ગાંધીભાઇના કદને સરખાવી, લાંબી લાંબી ગણતરીઓ કરતો હતો.

ગુલ ફ્લીને એવો બેદરકાર જોઇ ઠપકો આપતાં ચિરડાઇને બોલી:—"તારૂં ધિયાંન કાંહાં છે ફ્લી? વલી કંઇ કલબનો વિચાર કરેછ કે ડીયર?"

"મારી કલબ તુંજ છે ગુલ." ફ્લીએ ગુલના માથાં ઉપર હાથ ફેરવી કેહ્યું. "મારો દોસ્ત આ દુનિયામાં ફકત

એકજ છે, અને તે તુંજ છે. મારી ગમત, મારી રમુજ, મારી રમત, મારી મોજ, એ સરવે તુંજ છે ગુલ. મને માફ કર. હું કંઇ જુદાજ વિચારમાં છેઉ ડીયર. પન હવે બાગમાં તું કાંહાં સુધી મને ઉભો રાખેચ? ચાલની અંદર જઇએ?"

ગુલ ફ્લીનો હાથ પકડી તેને બંગલાનાં પાછલા દિવાન-ખાંનાંમાં લઇ ગઈ, અને પોતે તેની આગલ બેસી વાતો કરવા લાગી. પણ ફ્લી વચમાં બોલી ઉઠીઓ:—

"જરા સબર ડીયર. તું જાહારે તારા બાવાને તારો ફ્લી સમજી, તાહારે તેવન કંઇ બોલિયા હોસેની? તેવને શું કેહ્યું ગુલ?"

"તેવન એકાએક ગુસ્સે થઇ ગીયા." ગુલે તુરતજ જવાબ દીધો. "પન એવનનો સભાવ આજકાલ ઘનો બગડી ગીયોછ ફ્લી. ડાકટર શામરાવે માથેરાંનમાં મને કેહ્યું 'તું, કે એવનને "હાર્ટ ડિઝીસ" થયુંછ."

ગુલ વીલનાં દિવાંનખાંનામાં આ વાત ચાલતી હતી, તેટલાં બાગના દરવાજાની સાંકલ કોઇ પારસીએ જોરથી ખખડાવી, અને રાંમોસીએ તુરતજ દરવાજા આગલ જઇ, આ અરધી રાતે આવેલા શખસને જવાબ દીધો:—

"કોન હયે સાહાબ?"

"ગાંધી સેઠકો જરૂરકે કામકે વાસ્તે મીલના હયે. દરવાજા ખોલો."

રામોસીએ દરવાજો ખોલ્યો, અને આ મોડી રાતે મલવા આવનાર પારસી, લાગલો બંગલામાં બેધડક દાખલ થયો. જાણે બંગલાના ખુણા ખટોલાંથી તે જાણીતો હોય, તેમ બેધડક ગાંધીભાઇને તે મલવા પેહલે માલે ચહડી ગયો. ફ્લી અને ગુલ

પાછલા દિવાનખાનામાં બેઠેલાં હોવાથી, આએ મોડી રાતના મલવા આવેલા પારસી ઉપર તેમની નજર પડી નહી, પણ બટલર કયેટાંન જયારે ગાંધીભાઇને સરેસતા પ્રમાણે રાતના કાફીનું કપ આપી નિચે ઉતરયો, ત્યારે તેણે ગુલબાંનુને જણાવ્યું કે :—"એક પારસી સાથ મોટા સેઠ માલ પર વાતે બેઠા છે."

વખત વેહવા લાગ્યો. ફલીને રિજવવા ગુલ તરેહવાર વાતો કરતી હતી, પણ ફલીનું ધ્યાંન જુદે જુદે ઠેકાણે ભમતું હોવાથી, ગુલની વાત સાંભલે નહી સાંભલે, તોબી ડોકા ધુનાવી હસવાનુ, રાજી થવાનુ, અને ગુલને રાજી કરવાનું તે ડોળ ઘાલતો હતો.

પણ તે કાંઇ ગુલ તરફ બેવફા નહી હતો. તેથી કાંઇ ફલી ગુલને નહિ ચાહતો હતો, એવુ સાબેત નહિ થતું હતું. ફલીનું ધ્યાંન ગુલને આજે રાતે બાગમાં ગાંધીભાઇએ જે ભુલ ખવડાવી હતી, તે ભુલની ભુલ ભુલાંમણીમાં એવું તો વિટલાઇ ગયું હતું, કે ગુલની માયા અને મોહબતભરી વાતચિત તેના કાંન ઉપર સેહજબી અસર કરતી નહી હતી.

પણ એ ભુલ કાંઇ ગાંધીભાઇએ જાણી જોઇ ગુલને ખવડાવી નહી હતી. ગુલની આ એક ભુલ હતી, અને તે એક નજરની ભુલ હતી. ગુલની નજરે ભુલાવો ખાધો, એટલે તે ભુલ ગુલે પોતે કરી હતી, અને ગાંધીભાઇ તે ભુલનુ કારણ થઇ પડયા હતા.

વાતમાં જીવ નહી, પણ નવા પ્યારની વાતો કદી પુરી થતીજ નથી! વાત કરે કરે પણ તેનો છેડોજ નહી! વાત કરતાં વખત કેટલો બધો વહી ગયો, તેનુ આ પ્યારમાં પડેલાં વાહલાંઓને જરાબી ધ્યાંન રહ્યું નહિ. લગભગ બાર

વાગ્યા તોપી તે લોકની વાત હજી અધુરી રહી ગઇ હોય, એમ ગુલને લાગ્યું !

પણ તેઓની આ વાતચિતમાં એકાએક ખલલ પડી. એકાએક ગુલાંએ ધાસ્તીથી હેબતી જઇ એક ધીમી જેવી ચીસ પાડી, તે ફુલીને વલગી પડી બોલી :—ઓ ! એ કોન ? ”

એકાએક એ શું થયું ?

રાતની શાંત ઘડી અને ચુપકીદી વચ્ચે, પેહલે માલથી એક ચીસ આવતી ગુલાંને કાંને પડી. રાત નવરી અને વખત એકાંત હોવાથી, ગુલાંએ તેમજ ફુલીએ તે ચીસ પરગરી સાંભલી. ગુલે તે ચીસ પોતાના બાપની છે એમ નક્કી પિછાનતાજ, ડાકટર શામરાવે કરેલા આગાહી તેણીને તુરતજ યાદ આવી, અને તેજ વખતે ફુલી આગલથી તે ધાસ્તી ખાઇ ઉઠી, અને પેહલે માલે ગાંધાભાઇના ઓરડા તરફ એકદમ જીવ લેઇને દોડી ગઇ. ફુલા નિચે દિવાંનખાનામાં દાદર આગલ ઇન્તેજાર ઉભો રહ્યો.

“ બાવાજી ! બાવાજી !” ગુલે બાહારથી દરવાજો ઠોકી પુછયું.

“ કોન છે ?” ગાંધીભાઇએ તુરતજ અંદરથી સવાલ કીધો.

“ કોઇ નહિ, એ તો હું છેઉ.” ગુલાંએ બાહારથી જવાબ દીધો.

“ કંઇ નહિ, કંઇ નહિ. હું સારી કાંની છેઉ દીકરા.” ગાંધીભાઇએ અધીરી પડેલી પોતાની દીકરીને ધિરજ આપતાં કહ્યું. “ ગુલાં—તું જા માએ, હું નિચેજ આઉછ.”

આ સધીઆરાથી ગુલની ખાતરી થઇ નહિ. પણ લાચાર. તેણીને પાછુ નિચે જવુંજ પડયું.

“ કેમ શું છે ?” ગુલાં જેવી પાછી ફરી, તેવુંજ,

ઇન્તેજારીથી ફ્લીએ પુછ્યું."

"મને કંઇ બરોબર જવાબ દીધો નહિ." ગુલે જવાબ દીધો. "પન મને લાગેછ, કે એવન કંઇ ચમકિયા હોસે! તાંહાં સુધી એવન એમ બુમ પાડી ઉઠે નહિ. એવનની મને મોટી ફીકર છે ફ્લી. ડાકટર શામરાવે મને કેહ્યુંછ, કે કોઇ વખત એવન બોલતાં બોલતાં"——

ગુલની આંખમાં આ સખુનો બોલતાંજ પાણી આવી ગયાં, અને ફ્લી તેને ધિરજના સખુનથી મનાવી વરન્ડા ઉપર લેઇ જઇ, એક ખુનામાં બેસી તેનું દીલ રિજવવા લાગ્યો.

પણ તેવામાં ગાંધીભાઇની મુલાકાતે આવેલો પેલો પારસી, માલપરથી નિચે ઉતરયો, અને રામોસી પાસ દરવાજો ઉંઘડાવવા માટે વરન્ડા ઉપર ઉભો રેહી, બાગ તરફ નજર કરવા લાગ્યો. ફ્લીએ વરન્ડાના ખુંનામાંથી વાંકી નજર કરી, આ મોડી રાતે મુલાકાત લેનાર પારસીનો ચેહરો જોવાની તજવિજ કીધી. બાગમાં બળતી બતીનો ઝાંખો ઉજાસ તે પારસીના ચેહરા ઉપર પડયો; અને તેજ વખતે ફ્લીએ તે પારસીને તુરતજ ઓલખ્યો, અને અજબ થઇ ધીમે અવાજે બોલ્યો:—કોન? તેજ કે કોઇ બીજો?"

"એ કોન પારસી છે ફ્લી?" ગુલે ધીમેથી ફ્લીને પુછ્યું.

"જરા સબર કર ગુલ." ફ્લીએ ગુલાંનાં કાંનમાં પેલો પારસી સાંભલે નહિ તેમ કહ્યું. "હું એને ઓલખુંછ!"

તેટલાં પેલો પારસી વરન્ડા ઉપરથી નિચે ઉતરવા લાગ્યો, અને પોતાને કોઇ ઓલખી નહિ કાહડે, માટે એક લાંમબો ઉનનો ગળેબંધ, તેણે ગળે વિંટાલી, તેમાં

પોતાનું અરધું મોહડું ઢાંકી નાંખ્યું. પણ તેજ વખતે ફ્લી બતીના ઉજાસ વચ્ચે તે પારસીનો ચેહરો જોઇ બોલ્યો:—એ તો પેસુ પોમેટમ છે?"

"પેસુ પોમેટમ?" ગુલ આએ નામ સાંભલી ચમકી, અને તુરતજ ફ્લીની ખાંદ ઉપર હાથ નાંખી તેણીએ પુછ્યું. "પેસુ પોમેટમ! ખરસેદ ખરાસનો દોસ્ત?"

"હા તેજ. ખરાસનો દોસ્ત, જેને મારી વિરૂધ સેશન્સમાં સાખસી આપી'તી." ફ્લીએ જવાબ દીધો.

પેસુ પોમેટમના ગયા પછી ફ્લીને જબરી ચટપટ પેદા થઇ. ગુલાં સાથ જે થોડી ઘણી વાતચિત તે હસીને કરતો હતો, તે તેનું હસતું બોલવું ઉડી ગયું, પેસુના ગયા પછી, ફ્લી નિરાસી સાથ ગુલ વીલના વરન્ડા ઉપર લગભગ એક કલાક સુધી વિચારના વમલમાં પડી રહ્યો. ગરીબ બીચારી ગુલ! ફ્લીની આ નવી બદલાએલી હાલતનો તેને કાંઇબી ખ્યાલ નહિ હતો.

"ફ્લી ડીયર; વલી તુને શું વાત યાદ આવી! બોલની?" ફ્લીનું મોહડું પોતાના નાજુક હાથના આગલાં વચ્ચે પકડી, ગુલ તેને સમજાવવા લાગી. "મારી ગમ જોના ડાયર?"

પણ ફ્લી—હુજતીયો ફ્લી—કાંઇ જોતો નથી. ફ્લી કાંઇ સમજતો નથી. તે ડીઘમુઢ થઇ ગયો હતો.

"હા. આએ શું? હું બધું જોઉછ ગુલ." ફ્લી એકાએક ઉઠીને બોલ્યો. "હવે હું જાઉછ ગુલ. સ્ટેન્ડ પર જો ગાડી નહિ હોસે તો—

"પન તાહારે આજની રાત"—

"હિયાં રેહુ?" ફ્લી આંખ ચુંચી કરી ભેદમાં બોલ્યો,

પણ ગુલ તેના બોલવાનો ભેદ કાંઇબી સમજી નહિ, "હિયાં રેહુ ? તારા બંગલામાં ? નહી નહી, હું જાઉછ. હું ફરીથી જાહારે આવસ, તાહારે સાંજથી આવસ."

"પન એક દાહાડો સહવારથી આવની ફલી ?" ગુલે અધીરી પડી ફલીને કહ્યું. "આપરે સાથે જમશું ? આપરે કેટલું થયું સાથે જમિયાં નથી ?"

"ઠીક ઠીક." ફલીએ દરકાર વગર અનમનીયો જવાબ દીધો. "કાંહાં દાહાડા નાસી ગીયાછ ? જનમ જાહારે સાથે લેવાનો, જનમજ જાહારે સાથે કાહડવાનો, તાહારે સાથે જમશુ નહી તો શું કરશુ ? હવે ચાલ, હું તારી રજા લેઉછ. સાહેબજી ગુલ. ગુલ—સાહેબજી."

## પ્રકરણ ૨૭ મું.

### પુરાણા પાપનો નવો પરપોટો !

ફલીની તે આખી રાત બેકરારીમાં ગઇ.

ગુલાં તરફનો પ્યાર, ગુલાં તરફનુ હેત, અને ગુલાં તરફની તેની ફરજ, એ સરવેનુ તેને કાંઇ પણ ખ્યાંન રેહ્યું નહિ. તે બિલકુલ પોતાનું ભાંન ભુલી ગયો હતો. ગુલથી છુટો પડતાં, હમેશના જેવી આનાકાની, હમેશના જેવા મિઠા વચનો, હમેશના જેવી મોહબત, એ સરવે તે ભુલી ગયો; એટલુંજ નહી, પણ હમેશ માફક એક મિઠી "કીસ," કે "શેકહેન્ડ" કરવાનીબી તે ભુલી ગયો, અને ફક્ત સાહેબજી કહી સ્ટેશન તરફ નિકલી ગયો !

ગરીબ બિચારી ગુલ ! ફલીની આવી હાલતની તેને

જરાબી સમજ પડી નહિ. પોતાની છાતી માહેલા ગમના નહિ વરણવી શકાય એવા ઉભરા, જે હજારો બોલોથી અને હજારો આંસુની નિરમળ ધારથી તે કોઇનેબી કેહી શકે, તેને બદલે તે સંતોશી, વફાદાર નાર, ફકત "ફૂલી, ખુદા તારો ગંમ દુર કરે" એટલું બોલી, એક ઉંડી હાએનો દંમ ભરી પોતાને બિછાંને ગઇ.

પણ ફૂલીની તે રાત કતલની હતી! તેને ખુશી ખુરમી તો હતીજ નહી, પણ જેબી કાંઇ થોડી ઘણી હતી, તે પેસુ પોમેટમને જોયા પછી, નાબુદ થઇ હતી. સારી રાત તેને બેકરારીમાં અને હજારો વિચાર વમાસણમાં કાહડી.

"એ શું કામ ગાંધીભઇને મલવા આયો હોશે? 'ને તેબી આવી મોડી રાતે? ગાંધીભઇ સાથ એને કીયે દાહારેની ઓલખાંન? આટલાં વરસમાં મેં એકબી વખત એને ગુલ વીલમાં આવતાં જતાં જોયેલો નહિ, 'ને આજે? 'ને તેબી આવી મોડી રાતે, મુંબઇથી મેહમ વેર ગાંધીભઇની મુલાકાતે? હોશે! મારે તેનુ શું! કદાચ નાનાની તંગીમાં આવી પડવાથી કંઇ માંગવા કરવા આયો હોશે. છટ! છટ! પાછો હું ભુલ કરૂછ. તાહારે ગાંધીભઇને ચમકીને એકાએક બુમ પાડવાનુ શું કારણ? એને કંઇ એવું કેહ્યું હોસે, કે જેથા ગાંધીભઇએ અજબ થઇ બુમ પાડી! વલી ગુલાં જ્યારે તલાસ કરવા ઉપર ગેઇ, તાહારે દરવાજો અંદરથી બંધ કરેલો ઉતો! કંઇ એવી મતલબ ગાંધીભઇનીબી હોવી જોઇએ, કે પેસુ પોમેટમને કોઇ જોય નહી. એમજ. ખચીત એમજ. 'ને એમજ જો હોય, તો પેસુ પોમેટમ આવી મોડી રાતે મુંબઇથી મેહમ 'ઍપૉઇન્ટમેંન્ટ' કરી આવવો જોઇએ; 'ને તે

"ઍપૉઇન્ટમેંન્ટ" ગાંધીભઇએ કબુલ કરેલું હોવું જોઇએ; 'ને કંઇ અગતની બાબદ ઉપર તેઓ વાત કરતા હોવાથીજ, દરવાજા અંદરથી બંધ કરેલા ઉતા. તેને કંઇ ભેદભરી વાતનો ખુલાસો કીધો હોસે, 'ને તેથીજ ગાંધીભઇએ અજબ થઇ ચમકીને ચીસ પાડી હોસે!"

ફ્લી હવે સરવે વિચારો કરી સેત્રટ ઉપર આવી મનમાં બોલ્યો:—"હવે એનુ છટકવું મહાલ છે. ગુલ, મારી ગુલ. અફ્સોસ—અફ્સોસ—પેલી પંમ્પા વિશે તુને થોડીજ ખબર છે, કે તે છોકરી તારા બાપની"—

બીજે દિવસે બપોરના પોસ્ટની મારફ્તે ગુલ તરફ્થી ફ્લીને નિચલું કાગજ મલ્યું.

ગુલ વીલ,
શુકરવાર—

મારા વાહલા ફ્લી,

કઇ સમજ પડતી નથી કે બાવાને શું થયુંછ. ગેઇ રાતના પેલા પેસુ પોમેટમના આવી જવા પછી એવણુ ઓરડામાથી બાહાર નીકલીયાજ નથી. બારનું અંદરથી બંધ કરી કંઇ કલાકના કલાક સુધા લખીયાજ કીધું. મને એવનની ઘણી ધાસ્તી લાગેછ. વાહલા ફ્લી, તારાથી બને તો આજે જરૂર આવજે. મને લાગેછ, કે પેલા પોમેટમની એ બધી મોહકાન છે, સબબ તેના આવી જવા પછીજ એવનની હાલતમાં એવો ન ધારેલો ફેરફાર થઇ ગીયોછ.

લી० તારી તાબેદાર,
ગુલ.

"મેં જે ધારીયું તેજ થયું." ફ્લી તે કાગજ વાંચી વિચારમાં પડયો. "હવે જો તે જીવપર આવી આપઘાત કરે, તો તેમાં નવાઇ જેવું કંઇજ નથી. 'ને તેમ જો કરે, તો વધારે સારૂ. હું તો તેને કદીબી તેમ કરતા અટકાઉં નહિ. નામ, ઇજત, દોલત 'ને હુરમતના ઉંચામાં ઉંચા બુરજ ઉપર ચહડી, જગને જાણીતા થવા પછી, એકદમ બેહુરમતી 'ને નામોસીના ઉંડા ગારમાં ગબડી પડી કિરતીને કલંક લગાડવાના કરતાં, એકદમ સોભામાં મરવું, વધારે માન ભરીયું છે. ઘનાકો તેમ મરી ગીયાછ. ઘણાકો એવી રીતે મરીબી ગીયા હોશે. વાસ્તે એવીજ કિસમનુ મોત ગાંધીભઇને સુપ્પી કરશે. હું ઇચ્છુછ કે એજ મોતે ગાંધીભઈ મરે, તો સરવે વાત ઉપર ઢાંકણું ઢંકાઇ જાય"

આવી કિસમના વિચારમાં ફ્લી મશગુલ હતો, તેવામાં લવજી બૅરીસ્ટર તેની સામે આવી ઉભો. ફ્લી તેને આવી વખતે અચબુચ, અને અચાંનક પોતાની સાંમે આવી ઉભેલો જોઈ ચમકયો, પણ તેજ ઘડી તે ઉઠી તેને ભેટી પડી બોલ્યો :—

"હલ્લો ? કેમ છેઓ લવજી ?"

"વૅલ, ફ્લી તું કાંહાં વસેછ ? તું મુંબઇમાં છે કે ?" લવજીએ જવાબ દેવાને બદલે ફ્લીને સવાલ કીધો. "હું તો ધારતો'તો કે તું હજુર માથેરાંનમાંજ હોશે ?"

"નહી લવજી." ફ્લીએ તુરતજ જવાબ દીધો. "મને મુંબઇ આવીયાને આજે આંઠ દીવસ થયા પન"——

"પન શું ?" લવજી વચમાં બોલી ઉઠયો. "બોલની—બોલની ? અચકાએછ કેમ ?"

"કંઇ નહિ લવજી." ફ્લીએ જવાબ દીધો. "તમારે ગમે તે ધારો."

"એ બધું ધારિયું 'ને વમાસિયું." લવજી પોતાની રીત પ્રમાણે સાફ સાફ ખુરસી ઉપર અઢેલાઇ બોલવા લાગ્યો. "તું નહી આયો, તોબી મેં તો બધી વાત અવલથી આખર તુલીક જાણી. હવે નવું કાંઇ બીજું જાણવા જેવું રેહ્યું નથી ફ્લી."

"ખચીત!' ફ્લી જરા ડોળા ફાડી લવજીનું મોહડું જોવા લાગ્યો.

"હા. ખચીતજ!" લવજીએ તાણો મારી કહ્યું. "તું શું મશ્કેરી સમજેછ કે? જો સાંભલ પેલી———પણ સબર, તું જાણેછ? દીવાલનેબી કાન હોએછ!"

"નહિ. હિયાં તેવું કોઇ નથી." ફ્લીએ સધીઆરો આપ્યો.

"સાંભલ; પેલા બુઢીયા રમજાન મરી ગેઇ." લવજી ધીમે અવાજે બોલ્યો.

"ખરેખર!" ફ્લી ઘણોજ અજબ થઇ બોલ્યો.

"મરવા અગાઉ તેણીએ મને તેડાવિયો'તો. ખાનસાહેબ જહાંગીરશાહ સાથે હું કામાટીપુરાવાલાં તેના મકાંનમાં ગીયો'તો. તેણીએ કેહ્યું કે"——

"તણીએ શું કેહ્યું? તેણીએ કેહ્યું કે અનારકલી તેની દીકરી થાયછ." લવજી પોતાનુ બોલવું પુરૂ કરે તે આગમચ ફ્લીએ કહી દીધું. "અનારકલી તેની દીકરી થાયછ, એમજ કેની લવજી?"

"હા." લવજીએ આગલ બોલતાં કહ્યુ. "અનારકલી તેની દીકરી થાયછ, 'ને પેલી પમ્પા અનારકલીના દીકરી થાયછ."

"બરોબર છે, મી० લવજી." ફ્લી અધીરો પડી બોલ્યો. "'ને પંમ્પાનો બાપ——

પંમ્પાનો બાપ? કોન? વલી ગુલાંનો બાપ તે પંમ્પાનોબી બાપ? મેહરજીભાઇ ગાંધી—તારો સસરો!" લવજીએ ધીમે અવાજે જણાવ્યું.

"અફસોસ!" ફુલીએ એક ઉંડી હાએ મારી.

"એથી વધારે તું કંઇ બીજું જાણેછ ફુલી?" લવજીએ સવાલ કીધો.

"નહી, નહી." ફુલી કાંઇ બોલવા જતાં અચકાઇ જઇ બોલ્યો. "બીજું શું હોય?"

"નહી. તાહારે તું કંઇ વધારે હજી જાનતો હોયે એમ મને લાગેછ." લવજી બોલ્યો. "બોલ. ફુલી બોલ? મારી અંદર તારો વિસ્વાસ મુક, 'ને જેઆી કેહવું હોયે તે સુખેથી કેહ. તેમાં તુને ફાયેદોજ થશે."

"તાહારે લવજી સાંભલો." ફુલી એક ઉંડો દમ ખેંચી બોલ્યો. "ગાંધીભાઇની આએ બેશરમ ચાલનો છેડો હિયાંજ આયો હોતે, તો તેને વધારે વજન આપવા જેવું કંઇ નહી ઉતું. લવજી, હું જાણુંછ તે પરમાણે કેટલાક મોટી મોટી સોસાયેટીમાં ફરનારા, બબે ઘોડાની ગાડીમાં બેસી બડેખાંઓમાં નામ ખપાવનારા, કોમની ઇજતને માટે લડનારા, પોતાની જવાંનીના બાહારમાં, પોતાના જરના જોરે એક નહિ પન એક સો એવા અપરાધો કરવાની લાલચને આધીન થયા હોસે! માનસ કાંઇ ફરેસ્તો નથી, એટલે તે ભુલ કરવાને લાયક છે. વાસ્તે લવજી, જે લોક કાચના ઘેરમાં બેસી પોતાને સલામત વિચારી, બાહારના લોકને પથરા મારેછ, તેઓ બિલકુલ સલાંમત નથી. પન ગાંધીભાઇની ભુલ સાધારણ નથી. જેનો સુમાર 'ને વિચાર આપણુ કરી શકાએ નહિ, તેની તેવણુની ભુલ છે."

"'ને તે ભુલ?" લવજીએ ઇન્તેજાર થઇ પુછ્યું. "ફરી તે ભુલ?"

"અનારકલી ઘનીજ ખુબસુરત ઉતી. સોમાં તો શું, પન હજારમાંથી એક તેવી ખુબસુરત નહિ હોશે." ફુલીએ વાત આગલ ચલાવી. "ગાંધીભઇ તેની પ્રીતમાં ફસિયો. તે જાણી હું અજબ નહિ થયો; સબબ મેં જાહારે અનારકલીને તેની મરતી હાલતમાં જોઇ, તાહારે જો કે તે અધોર ઉમરની, 'ને ખઇના બુરા રોગથી ખવાઇ ગઇ'તી, છતાં મારી અકકલ તેની ખુબસુરતીથી હેરત રેહી'તી. અનારકલીને પેહલ વેહલી ગાંધીભઇએ પોતાની દીકરી ગુલાંની નવજોતને ટાંકણે આપેલી નાચ પારટીમાં ગાવા બોલાવી'તી. અનારકલી તે વખતે અમરીતસરથી તુરતની મુંબઇ આવેલી ઉતી. તેની ઉઘરતી જવાંની 'ને ખુબસુરતીનો બાહાર જોઇ ગાંધીભઇ છક થઇ ગીયો, 'ને જરની લાલચે રમજાંનને ખોટા ખોટા ભરૂસા આપી, ગાંધીએ અનારકલીને પોતાના આસરા હેઠલ લીધી."

"વારૂ પછી?" લવજીએ પુછ્યું. "હીયાં સુધી તો જીંદગીમાં બનતા સાધારણ બનાવો કરતાં વધારે કંઇ બનેલું લાગતું નથી."

"પન હવે પછી જે બનેછ તેજ અસાધારણ બનેછ." ફુલીએ જવાબ દીધો. "ગાંધીભઇ અનારકલી ઉપર દીલથી ફીદા થયો. તેની પ્રીતમાં તે બેહદ ફસતો ગીયો, 'ને સેવટે પંપાનો જનમ થયો."

"પછી—પછી? પછી શું? તું પુરૂં કેમ કરતો નથી ફુલી? હું ધારૂંછ કે ગાંધીભઇએ કરેલી ભુલ, હવે હું સમજતો જાઉંછ." લવજી તાજુબ થઇ પુછવા લાગ્યો.

"પંમ્પાનો જનમ થતાંજ રમજાંને એ બાલકના ભરન પોશન માટે ગાંધીભઇ પાસ મોટી રકમ પડાવી લીધી." ફુલીએ આગલ વાત ચલાવી. "રમજાંન રફ્તે રફ્તે તેને ઉઘાડો પાડવાની ધમકી આપતી ગેઇ, 'ને ગાંધીભઇ રમજાંનનું મોહોનું ડાબતો ગીયો; 'ને સેવટે ગાંધીભઇએ વકીલ મારફ્તે એક એવું પાકકું લખત અનારકલીને કરી આપીયું, કે ગાંધીભઇના મરણ પછી અનારકલી તથા પંમ્પાને પોતાની દોલતનો મોટો ભાગ મલે. એ લખતની રૂએ પંમ્પા ગાંધીભઇની દીકરી છે, એ વાત તે દીનથી રમજાંને છુપાવી રાખી"

"પન એ બધી બીના સાથ ખરશેદ ખરાસના ખુનને શું નિસબત છે?" લવજીએ પુછ્યું.

"તે વાત ઉપર હું હવે આઉંછ." ફુલીએ તુરતજ લવજીને જવાબ દીધો.

—:o:—

## પ્રકરણ ૨૮ મું.

—:o:—

### ખરો ખુની તો એ!

"અનારકલીને હજારો લાડ અને સુખમા મેહરજી ગાંધીભઇએ પોતાના આસરા હેઠલ રાખી, 'ને તે દરમિયાંન અનારકલાને પેટે પંમ્પાનો જન્મ થયો, સમજીયા મી૦ લવજી." ફુલીએ પોતાની વાત આગલ ચલાવી.

"હું સાંભલુંછ ફુલી, તું આગલ ચલાવ." લવજીએ ટુંકમા જવાબ દીધો, અને ફુલીએ વાતને આગલ ચલાવી.

"પન, પેલી હિન્દુસ્તાંની ઓરત અનારકલીને, મેહરજી

ગાંધીભાઇનો આસરો, આસને–આસતે કડવો ઝેર જેવો લાગવા લાગો. ગાંધીભાઇનું મકાન અનારકલીને એક બંદીખાના સમાન લાગ્યું. અંતે અનારકલીની દસા પડતી આવી."

"એટલે પછી શું થયું વારૂં ?" લવજી અધીરો થઇ પુછવા લાગ્યો.

"ખરસેદ ખરાસ સુરતથી તુરતનો આવી મુંબઇમાં રંગ ઉડાવતો'તો. એક દિવસે અનારકલી મુંબઇમાં રેહતાં કંટાલી ગએલી હોવાથી, ખરસેદ ખરાસ જેવા પંચીની નવી પ્રીતમાં પડી, 'ને ખરસેદ ખરાસ તેને મુંબઇથી નહસાડી સુરત લેઇ ગીયો. તાંહાથી તે તેને આખાં હીન્દુસ્તાનમાં લેઇ ફરીયો, 'ને લાંમબી મુદત સુધી તેઓ લખનોમાં "સ્ટેશન-રોડ ઉપર" એક મકાંનમા સાથે રેહ્યાં." ફલીએ એક લાંબી હકિકતનો છેડો ટુંકમા લાવી મેલ્યો.

"તાહારે મેહરજીના જગા ખસરૂ ખરાસે રાખી, એમજ કેની !" લવજી બોલ્યો.

"જરના જોરે જવાંનીના બાહરમાં ગાંધી જેવોજ ભાગ, હવે ખસરૂ ખરાસે કેમ ભજવિયો તે સાંભળો તો ખરા લવજી? અંતે ખસરૂની ખરચી ખુટી. પમ્પા અને ગાંધીભાઇ વચ્ચેની સગાઇનો ભેદ ખસરૂ જાનતો હોવાથી, ગાંધીભાઇ પાસે પઇસા કહડાવવાની નિચ મતલબે ખશરૂ ખરાસ બાદ મુદતે અનારકલીને લેઇ મુંબઇ આયો. અનારકલીને ગાંધીભાઇએ કરી આપેલું પેલું લખત, ખસરૂ જબરીથી એક દાહાડો અનારકલી પાસથી છિનવી લેઇ ગીયો. તે લખત ખસરૂ પોતાની સાથે હમેશ લેઇને ફરતો 'તો, 'ને જે રાતે તેનુ વિકટોરીયામાં ખુન થયું, તે રાતે તે લખત તેનાં ગજવામાં ઉતું."

"એમ!" લવજી એકાએક ચમકીને ઉભો થયો. એમ? તાહારે શું એ કાગજ જેને કામનું ઉતું તેને ખસરનું ખુન કીધું? 'ને તે કોન? ફુલી? તે ખુની કોન?"

"ગાંધીભઇ પોતે! મારી ગુલાંનો બાપ!"

---

## પ્રકરણ ૨૯ મું.

—:o:—

## એક નહિ ધારેલો ટેલીચાંમ!

પાંચ મીનીટ સુધી તો લવજીની અકકલે કાંઇબી કાંમ કીધું નહી. ગાંધીભઇનું નામ સાંભલી, અને તેબી ખરસેદ ખરાસના ખુની તરીકે તેવનનું નામ સાંભલી, લવજી હેબત અને અજાયબીનો મારયો સ્તબ્ધ થઇ ગયો, અને જ્યારે પોતાના મગજ ઉપર ને કાબુ ચલાવી શકીયો, ત્યારે ફરીથી તેણે સવાલ કીધો:—

"ગાંધીભઇ? ફુલી એ તું શું બોલેછ?"

"હા, ગાંધીભઇ! તેજ! મારી ગુલાંનો બાપ મેહરજી ગાંધીભઇ." ફુલીએ ફરીથી બોલી લવજીની ખાતરી કીધી. "તેજ ગાંધીભઇ! લવજી, તેજ ગાંધીભઇ!"

"'ને એ બધું તેં કયારે જાંનિયું ફુલી?"

"જાહારે તમે ગુલની સાથે જેલમાં મને મલવા આયા'તા તાહારે." ફુલીએ જવાબ દીધો. "ખરસેદના ખુની વિશે મને શક ઉતો, પન જાહારે તમે એમ કેહ્યું, કે ખરાસનુ ખુન કોઇ કીમતી કાગજોને લીધે થયુંછ, તાહારેજ મેં જાંનયું કે તે કિયાં કાગજ ઉતાં. તે કાગજ કોનને કાંમના ઉતાં? જેને કાંમના તે કાગજ ઉતાં, તેનેજ તે

કાગજ પાછાં મેલવવા એ ખુન કીધુંછ. તે કાગજનો કબજો પાછો મેલવવાની, 'ને તેની હસ્તી નાબુદ કરવાની શું ગાંધીભઇને જરૂર નહિ ઉતી ? ગાંધીભઇએ અનારકલીને લખી આપેલાં લખતનો કબજો લેઇ લેવા, 'ને તે કાગજની હસ્તી નાબુદ કરવા સારૂજ તેણે ખરસેદ ખરાસનુ ખુન કીધું."

"બેશક. હવે મને ધીરે ધીરે બધી સમજ પડતી જાએછ." લવજીએ વિચાર કરી કેહયું. "તાહારે ખરશેદ ખરાસ સાથ ગુલને પરણાવવાનો ગાંધીભઇનો જે વિચાર થયો 'તો, તેનુ એજ કારણ ગુલને ખરશેદ સાથ પરણાવી તેનુ મોહડું બંધ કરવાનો ગાંધીભઇનો વિચાર ઉતો. ગાંધીભઇ ખરશેદ ખરાસની પુઠે મેહમથી છેક કોટમાં ગીયા, 'ને તેની છાકટી હાલતમાં તેને વિકટોરીયામાં લેઇને બેઠા, 'ને કલોરોફામંથી તેનુ ખુન કીધા બાદ, પેલું લખત તેના ખીસામાંથી કાહડી લીધું."

"લવજી એ બધી ગનત્રી તમે કરીઆજ કરો, પન સેવટે આવીને હિયાંજ અટકશો." ફલી બોલ્યો. "એમાં કંઇ ફેર પડવાનોજ નથી. લવજી, એજ વિચારોથી મારી જીંદગીનુ સુખ, 'ને મારી જીંદગીની હસ્તી મને કડવી જેહર જેવી થઇ પડીછ. હું જાનુછ, કે એ ખુની છે. હું જાનુંછ કે એને ખુન કીધુંછ, છતાં મને તેની સાથ એક ટેબલ ઉપર બેસી ખાવું પડેછ; તેના હાથ સાથ હાથ મેલવા 'શેકહેન્ડ' કરવી પડેછ; 'ને તેને રાજી રાખવા કોઇ વખત હસીને તેના સાથ વાતો પન કરવી પડેછ. પન તે બધું કોનને ખાતર ? લવજી, એ સઘલું ગુલને ખાતર. તેનેજ ખાતર ! એ બધું તેનેજ લીધે !"

"તાહારે સેવટ તો આવું આયું." લવજી વિચારમા

પડી બોલ્યા. "દાદરવાલાં ખુનમાં મેહરજી ગાંધી જેવા એક માતબર પારસીની સામેલગીરી દેખું ! પારસીઓમાં જાનીતો, લોકોનો માનીતો, 'ને એક મોટે ખાંચરે વગ ધરાવતો આએ શખસ, આવું કરપીણુ કાંમ કરેજ નહી, એ માનવા જેવું લાગેછ; પન જાહારે આપરે બનેલી બિનાઓ ઉપર વિચાર કરીયેછ, તાહારે માનવા વગર ચાલતુ નથી, કે એ કરપીણુ કાંમનો કરનાર કોઇ નહિ પન મેહરજી ગાંધી પોતેજ છે."

"આદમી કંઇ ફરેસ્તો નથી લવજી. તે ભુલને લાયેક છે, એટલે ભુલ તેનાથી થવીજ જોઇએ." ફલીએ આગલ ચલાવ્યું. "ગાંધીભઇએ ખરાસનુ ખુન કીધું, એ જો તેની ભુલ હોયે, તો તે ભુલને માટે તેને જેબી ખમવું પડે, તે થોડુંજ કહેવાય."

એ રીતે મેહરજી ગાંધીભઇની આગલી જીંદગીનો હેવાલ ફલીને મોહડેથી લવજીએ ધ્યાનથી સાંભલ્યો. પણુ તેમાં થોડો થોડો ફરક હતો.

રમજાંનથી લવજીને મલેલી હકિકત, અને અનારકલીથી ફલીને મલેલી હકિકત, એ બંનેને સાથે સરખાવતાં કાંઇ સેહજ ફરક જો કે પડતો હતો ખરો, પણુ સેવટે સરવાલો તો એકજ આવતો હતો.

આ નવી અને નહિ ધારેલી હકિકતનો ખુલાસો સાંભલી લવજી પોતાના વિચારમાં ફલી સાથે બેઠો હતો, તેવામાં બાહારથી ફલીના નોકર ભામલાએ દરવાજો ઠોકયો, અને ફલીએ તે તુરતજ ખોલ્યો, અને ભામલો ફલીના હાથમા એક પીલા રંગનુ 'કવર' આપતાં બોલ્યો :—

"આજે ટેલીમાંમ આવેલો છાબ!"

ફલી તે તુરતજ ઉખેડી વાચવા લાગ્યો.

"બાવા ગેઇ રાતના એકાએક ગુજરીયા છ. લવજીને કેહવાડજો, અને બને તો સાથે લેતા આવજો."

લવજી આ ન ધારેલી નવી ખબર સાંભલી હેબતી ગયા, અને ફલી ખુરસી ઉપર ફસકઇ પડી બોલ્યો:—"જેવી ખુદાના મરજી."

## પ્રકરણુ ૩૦ મું.

### ગંધકીમાં પડેલો ગુલાબ!

અનારકલી સાથ મેહરજી ગાંધીને જબરી ગાંઠ પડી હતી, એમાં કાંઇબી શક નહિ હતો.

**અનારકલી એક ખુબસુરત નાએકણુ.**

અનારકલી અસલ અમરીતસરની વતનદાર હતી. તે એક પેહલા નંબરની મધુર અને મિઠા બુલબુલ જેવા અવાજવાલી ગાનારી નાએકણુ હતી. તેણીનાં ગળાંમાંથી નિકલતા સરોદમા એટલો તો મિઠાસ હતો, કે પોતાના સાંભલનારાઓ ઉપર તે કાંઇ અજાયેબ જેવી એજમતી અસર કરતી હતી.

અનારકલી દેખાવમાં રૂપવંતી, અને સામલા રંગની હતી. તેણીના કાળા લાંબા બાલોની ગુંડેલી લડ, તેણી કંમરથીબી વધારે નિચે લટકતી હતી, અને તેજ બાલોમાંથી ખેંચી કાહાડેલાં બે પેચદાર જુલફાં, તેના કપાલ ઉપર લટકી તેણીની

દીલહરણુ કરનાર ખુબસુરતીમાં બેવરો વધારો કરતાં હતાં. ઉમરમાં આ જોબનવંતી નાર જવાનીના પુર બાહારમાં ખિલેલી હતી, અને તેણીની અદા અને નાજ એટલાં બધાં ખેંચાણુ કારક હતાં, કે કોઇબી મરદ માટે અનારકલી એક જોખમભરી ઓરત થઇ પડતી હતી.

એવી એક રૂપાલી અને રૂપવંતી ઓરતનો મેહરજી ગાંધી પુંજારી બની ગયો હતો. પોતાના નાજ નખરાં અને અંદાજથી અનારકલી પોતાના દરએક વખાણુનારાઓને એક લેહજામાં વશ કરી લેતી હતી. ચામડીના રંગ કરતાં અનારકલીના ચેહરાનો ઘાટ, તેણીની ખુબસુરતીમા બેશક મોટો વધારો કરતો હતો. એવા સુંદર ચેહરાના ઘાટ, અને તેની આંખોના ઇશારા ઉપર, મુંબઇના ભલા ભલા માલેતુજાર માતબરો અનારકલી ઉપર ઘેલા દિવાના થઇ ગયા હતા.

## અમરીતસરથી મુંબઇ.

મુંબઇની તારીફ સાંભલી અનારકલી અમરીતસરથી પોતાની મા રમજાંન સાથ એક ગાયનકાર તરીકેનો ધંધો ચલાવવા મુંબઇ આવી હતી.

નાએકણોના નાચ ઉપર, વાડીઓ અને કલબોમા હમેશાં ધમધુકાર ધમાલ ચાલતી હતી. કોઇને ત્યાં સકીના તો કોઇને ત્યાં નુરેજહાંન અને બેગમજાંન; તો કોઇને ત્યાં તારા અને ચંમ્પા વગેરે ગાનારીઓ ઉપર ધમાલ પડતી હતી. એવે વખતે અનારકલીનું મુંબઇમાં આવવું થયું, અને કોઇ અચાનક સંજોગ વચ્ચે નાએગાંમ અને દાદર વચ્ચે આવેલી ગાંધીભાઇની ચોપટકલબમા એક ગાનાર નાએકણુ તરીકે, અનારકલીએ પોતાનો પેહલવેહલો દેખાવ દીધો હતો.

પેહલી નજરે જોતાંજ ગાંધીભઇ અનારકલી ઉપર મોહી પડયો. તે ભ્રમાંત થયો. તેનુ ચિત અનારકલીને જોતાંજ ચકભમ થયું; મન બેચેન થયું; તેનુ દીલ બેકરાર થયું, અને તેની ભુખ અને ઉંઘ બંને ઉડી ગયાં.

પોતાના તરફડતાં દીલની અંગન અંતે ગાંધીભઇએ બુજાવી, અને અનારકલીને જરના જોરે પોતાના આસરા હેઠલ તેણે લીધી. રમજાંનની મેહરબાની મેલવવાની ખાસ મતલબથી ચોપટ કલબમાં હવે ફકત અનારકલીનાજ નાચો થવા લાગ્યા. જ્યાં મહિને કે બે મહિને અકાદ નાચ થતો હતો, તેને બદલે અનારકલીના ગાયનની બેઠક દર આંઠ—દસ દિવસને આંતરે થવા લાગી; અને તેમી ગાંધીભઇ પોતે પોતાના ખરચે નાચ કરાવવા લાગ્યો. ગુલાંની નવજોત જ્યારે બેહદ ધાંમધુમથી ગાંધીભઇએ કીધી, ત્યારે અનારકલીને નવાજી નેહાલ કરવા ગાંધીભઇ ભુલી ગયો નહિ હતો.

## જવાંનીની જાહેલી.

જવાંનીની જાહેલીનુ સેવટે શું પરીણામ આવશે, તેનો ગાંધીભઇએ દુરઅંદેસીથી જરાબી વિચાર નહિ કીધો. પોતાનાં જરના જોર ઉપર તે એટલો તો મુસ્તાક હતો, કે કોઇનીબી તે પરવા કે દરકાર કરતો નહિ હતો.

એ રીતે જરની જાહોઝલાલી ઉપર મલકાતા જાહેલ ગાંધીભઇએ પોતાની જવાંનીના દિવસો અનારકલીની સંગતમાં ગુજારયા. ઘરનું સુખ તેને કડવું જેહર સમાંન લાગ્યું, અને રાત દિવસ તે બાહાંના કાહડી વાડીએજ પડી રેહવા લાગ્યો.

અનારકલીની સંગત ગાંધીભઇને મન આખે દુનિયામાં એક બેહસ્ત સમાન હતી. આ દુનિયામા ગાંધીભઇને અનારકલીમા

પોતાનું સર્વસ્વ દેખાવા લાગ્યુ. ગાંધીભાઇને મન તે એક ખિલતો સુગંધી ગુલાબ હતો, મગર તે ગુલાબની ગંધથી બેખબર હતો. અનારકલીની પ્રીત મેળવવામાં તે અંતે જરના જોરે ફાવ્યો. તેની મા રમજાનને જરની લાલચે ગાંધીભાઇએ ગુમરાહ બનાવી, અનારકલીને પોતાના આસરા હેઠલ તે લાખો લાડ અને હજારો સુખ વચ્ચે રાખવા લાગ્યો.

અનારકલીની પ્રીતમાં તે એટલો તો મસ્ત થઇ ગયો, કે તેને કોઇનીબી દરકાર કરી નહિ. તોપણ અનારકલી સાથનો પોતાનો આ સંબંધ, તેણે અંતની ઘડી સુધી બિલ્કુલ ગુપ્ત રાખ્યો. અનારકલીનો પ્યાર, અનારકલીની સંગત અને મોહબત તેને મન આ દુનિયાનુ સરવે સુખ લાગ્યું. તે પ્યાર, તેને મંન અંત વિનાનો, અને તે સંગત કદીબી નહિ તુટે તેવી તેને અમંર લાગી, સબબ અનારકલી હમેશ નિચલી શએરો ગાંધીભાઇને પોતાના મધુર અવાજે ગાઇ સંભલાવતી હતી :—

“સંગત કરીએ અચેસોંકી, જયેસાં કેલકો પાત,
ફાટ ફાટ ટુકડા ભયો, કબુ ન છોડે સાથ.
સંગત કરીએ અચેસોંકી, જયેસાં તકન ખાર,
આપ જલે પર રીજવે, ભાગાં સાંધે હાર.
સંગત કરીએ સાધુકી, અગમ બતાવે બાત,
સંગત કરીએ ગધેકી, ઉડ ઉડ મારે લાત.
સંગત કરીએ અચેસોંકી, જયેસાં સીરકો બાલ,
કટે કટાવે ફેર આવે, કબુ ન છોડે ખ્યાલ.
હંસ સંગત હયે ખોટી, ઔર સરોવર જાયે,
સાચી સંગત કમલકી, દોનો સાથ સુકાયે.

સંગત કરીએ અયેસોંકી, જયસો ફુલ કપાસ,
જીતે જી છાતી લગે, મુવે જનાજે સાથ.
સંગત કરીએ સોહાંગકી, દો પાંતીકો દુઃખ,
ખીજા ચાટે પાંઉકો, રીજા ચાટે મુખ."

દીન જતે અનારકલીના ગાયન અને ખુબસુરતીની તારીફ મુંબઇની કલબે કલબ, અને વાડીએ વાડી થવા લાગી. એક નહિ પણ બબે મહિના આગમજથી ગાયનની બેઠક માટે અનારકલીને રોકવા માટે માંગણીઓ થતી હતી, પણ અનારકલી ગાંધીભાઇના આસરા હેઠલ રેહતી હોવાથી, પોતે રોકાયેલી છે, એમ જણાવી તે માંગણીઓ કબુલ નહિ કરતી હતી.

## ગુલાબના કરમાવાની શરૂઆત.

ગાયનના સાંભલનારા, સમજનારા, અને વખાણનારા, અનારકલીનું ગાયન સાંભલવા તલબગાર થઇ રેહયા હતા, અને તેણીની સુરત ઉપર મરનારા તેણીને જોવા, તેણીને મલવા, અને તેણીની સાથ બે વાત કરવા મન્તેજાર બની રેહ્યા હતા. જેમ જેમ તેણીના હુંન્નરની વખાણ થતી ગઇ, તેમ તેમ અનારકલીના જલસાની કિમત વધતી ગઇ. અનારકલીની સિફત જેમ જેમ શેહરમા ફેલાતી ગઇ, તેમ તેમ ગાંધીભાઇ વધારે અને વધારે અદેખાઇથી જલવા લાગ્યો. આવા હિંગામ વચ્ચે મબાદા કોઇ 'છેલ' અનારકલીને ઉડાવી લેઇ જાએ, એ મુખ્ય નેમ પોતાના ધ્યાનમા રાખી, અનારકલી ઉપર ગાંધીભાઇ હવે સખત જાપતો રાખવા લાગ્યો, અને તેનુ પરીણામમા——? પરીણામ, ગુલાબમાથી ગંધ નિકલવા લાગી !

## અનારકલીનું નાહસી જવું.

આદમીનો સઉથી બુરો દુશમન તેની બુરી ખાસિયત,

અને તેનો જાતી ખવાસ છે. હકિકત છે, કે નજીસાત અને ગલિચીમાં પરવરસ થએલાં એક પંખી—કાગડા—ની કમજાતીની પિછાણ કીધા વગર, એક બેખબર ગુણીવંતીએ તેને પકડી, સોનાના એક નમુનેદાર પિંજરામાં રાખ્યો, અને પ્રીતથી પાળી, લાખો લાડથી ઉધારી, હરરોજ તેને નવી નવી કિસમના સ્વાદિષ્ટ પકવાનો ખવડાવ્યાં. પણ તેનુ સેવટ શું આવ્યું ? એજ, કે એક દિવસ તે સોનેરી પિંજરાનો દરવાજો ગફલતથી ખુલ્લો રહયો, એટલે પેલો કાગડો તુરતજ પિંજરૂ છોડી ઉડી ગયો, અને વેરાંનમા જઇ સેવટે પોતાની જાતી ખાસિયત પ્રમાણે મુવેલાં જાનવરોનું સડેલું માસ ખાઇ, તે મજાહ મેળવવા લાગ્યો.

એવોજ બનાવ અનારકલીના બાબમાં બન્યો, અને અંતે એક દિવસે તક મલતાંજ તે ગાંધીભઇને તજી નાહસી ગઇ.

## અનારકલીના મરણની ખબર.

ગાંધીભઇની સુધ ત્યારેજ ઠેકાણે આવી. અનારકલીના નાહસી ગયા પછીજ ગાંધીભઇને પોતાની ભુલ માલમ પડી. પણ હવે ઘણું મોડું થયું હતું, સબબ અનારકલી ગાંધીભઇને મુકી ગઇ, તે આગમચ તો તે એક ખુબસુરત બેટીની માદર થઇ ચુકી હતી, અને કાયદાની નજરથી જોતાં, ગાધીભઇ તે બાળક બેટીનો બાપ ઠડી ચુકયો હતો.

પોતાંની જાહેલીથી આવેલાં આવી કિસમના પરીણામથી ગાંધીભઇ હવે ગભરાટમાં પડયો હતોજ, તેટલાં અનારકલી તેને છોડી દેઇ, કોઇ બીજા સાથ નાહસી ગયેલી માલમ પડતાંજ, તેની છાતી ઉપરથી એક પાહડના જેટલો ભારી બોજો ઉચકાઇ ગયો હોયે, એમ તેને લાગ્યું.

અનારકલી ગઇ. ગાંધીભઇને નિરાસ કરવા, બદનામ કરવા, અપમાન કરવા, લાંબા અને ખોટા વચનો આપ્યા બાદ, મેહરજી ગાંધીભઇને તે તજી ગઇ. પણ પેલી બાલકીનું શું થયું? તેનું તે શું કરી ગઇ, તેની કાંઇબી ખબર ગાંધીભઇને પડી નહિ. આવા સંજોગ વચ્ચે મેહરજી ગાંધી ઘણોજ વિચાર અને વમાસણુમાં પડયો હતો, તેવામાં એક દિવસ તેને ખબર મળી, કે અનારકલી કલકત્તામાં મરણ પાંમી છે. એ ખબર મળતાંજ ગાંધીભઇના જીવને નિરાંત થઇ.

અનારકલીની મિઠી દીલ બેહલાવનારી સંગતને રફ્તે રફ્તે ગાંધીભઇએ ભુલી જઇ એવો ઠેડાવ કાધો, કે પોતાની બાકીની જીંદગી તેણે હવે એકાંતમાં નિરાંતે ગુજારવી.

## ગાંધીને સતાવનારા.

પણ માનસ ધારે છે શું, અને ખુદા કરે છે શું. તેમ ગાંધીભઇ પોતાની ધારણામાં ધારયા પ્રમાણે પાર પડયો નહિ. એક દાહડો ખરસેદ ખરાસ, બાદ મુદતે જમીનમાથી ભુત મિસાલ એવી ખબર લેઇ નિકલી આવ્યો, કે અનારકલી મરી ગઇ નહિ હતી, પણ હજી તે જીવે છે, માટે અનારકલીના તેમજ તેની બેટીના ભરણ પોશણ માટે, ગાંધીભઇએ તેણીને કરી આપેલાં લખતની સરત પ્રમાણે, બંને મા–દીકરીના સઘળી હાજતો પુરી પાડવી.

હવેજ ગાંધીભઇએ પોતાની કમબખ્તીની ડરાંમણી સિકલ પોતાની નજર સાંમે જોઇ. ખસરૂ ખરાસને તે પોતાના જીવનો જમ, અને મોતનો દુત સમજતો હતો. પણ ખસરૂ ખરાસનુ ખુન થયાથી ગાધીના ગભરાએલાં દીલને રાહત થઇ. તે મનમાં સમજ્યો, કે ખસરૂ ખરાસના

મુવાથી એક પાપ પત્યું; પણ તેમાં તે ઠગાયો. એક પાપ પત્યું ખરૂં, પણ તેજ વખતે તેનું બીજું પાપ તેની સામે આવી ઉભું હતું. પેસુ પોમેટમે અરધી રાતના ગાંધીની મુલાકાત તેના મેહમ ખાતે આવેલાં મકાંનમાં લઈ, તેને ફરીથી હેબતાવી બિલ્કુલ અધમુવો કરી નાખ્યો હતો.

આએ નવા સિતમની નવી ખબરો સાંભલી, ગાંધીભાઇની રાત દિવસની ઉંધ અને ભુખ નાબુદ થયાં. તેણે વાજબી ગણત્રી કરી, કે મરનાર ખશરૂ ખરાસનો દોસ્ત પેસુ પોમેટમ હવે તેનો જરૂર જમ થઇ લાગશે, અને કદી પણ તે તેની પુઠ હવે છોડનાર નથી, તથા અનારકલી અને પોતાની વચ્ચેના સંબંધની સરવે બિના જે આજ સુધી છુપી રહી હતી, તે હવે પેસુ પોમેટમ જાહેર કરી તેની ઇજજત અને હોરમતનો નાશ કરશે.

## ઉંચે ચહડીને નિચે પડવાની ધાસ્તી.

માલ અને દોલતની તેને પરવા નહિ હતી, સબબ જીવતી જીંદગી દરમિયાન કદીબી તેણે પૈસાને પૈસો કરી ગણ્યો નહિ હતો. પણ પરવા તેને પઇસા કરતાં ઇજજતની વધારે હતી. પરવા તેને પોતાના નામની હતી. પરવા તેને પોતાની હોરમત અને બેઇજજતીનો કલંક લાગે તેની હતી.

ગાંધીભઇ પોતાની જાતી મેહનતથી વધેલો એક શખસ હતો. નસીબના દોરે પોતાની કળા અને કુન્હેથી વેપાર વનજમાં બેહદ જર મેળવી, તે માતબર અને માલદાર થયો હતો. ઉદયોગી અને ચંચળ બુદ્ધી ઉપરાંત તે મલતાવડા સ્વભાવનો, અને મીલનસાર હોવાથી, સરવેમાં માનીતો થઇ પડયો હતો. ઇજજતદારોની સંઘમાં તે સરવેથી પેહલો ગણાતો હતો. ઉદાર

દીલની પોતાની ન્હાની ન્હાની છુપી બક્ષેસોથી તે સેંકડો ગરીબ પારસીઓના છુપા આશીસ લેતો હતો, અને તવંગર કે માતબર બંનેને મોહડે તેના ભલા, ભોલા, અને ઉદાર ખવાસની તારીફ થતી હતી. આવા આવા ઉમદા ગુણોથી, તે ઇજ્જત અને હુરમતનો સાહેબ થયા પછી, આવી રીતની નામોસી અને બેઆબરૂતમાં જીવતા જીવત આવી પડવાની ધાસ્તી અને ફિકરમાં તે આવી પડયો હતો.

એ તેની મોટાંમાં મોટી ફિકર હતી. એ તેની ફિકર ઘણીજ જબુન હતી. એ તેની ફિકર તેનું કાલજું ભિતરથી છુપી રીતે કોરી ખાવા લાગી, અને તેના દીલને જખમી કરી, તેની દેહની ખરાબી કરવા લાગી. પોતાના નામને કલંક અને નામોસીનો ડાઘ લાગવાની ધાસ્તીથી તે બેધ્યાંન થવા લાગ્યો. એટલુંજ નહિ પણ જીવતા જીવત, તેમજ મુવા પછીબી તેવીજ નામોસીમાં તે આવી પડવાનો, એવી તેણે પોતાની ખાતરી કીધી હતી. પોતાની આવી ઉંચી ઇજ્જતદારી, ઈમાનદારી અને ઉદારતાને માટે મુંબઇમાં મશહુર થવા બાદ, જીવતાં જીવત તેમજ મુવા પછી આવી બેહોરમતી અને બેઇજ્જતીનો કલંક પોતાના નામને કેમ કરી તે લાગવા દીએ?

---

## પ્રકરણ ૩૧ મું.

—:o:—

### ગંધમાંથી બાહાર નિકલતો ગુલાબ!

એ તો તેની ઉપર એક આફતનો પાહડ આવી પડયો હોય, એમ તેને લાગ્યું.

પણ એવામાં જો તે મરી જાએ તો? ત્યારે તો જીવતા

જીવનની બદનામીમાંથી તે મોકલો થઇ જાએ, અને ફકત મુવા પછી તેનાં નામને ખેજાંલત લાગેલી ચાલુ રહે. તેનોબી ઇલાજ તેણે સોધી કાહાડયો. મુવાં પછી પોતાની ઇજજત અને પોતાના નામને કોઇબી બુરૂં નહિ બોલે એવુ કરવા, તેણે પોતાની આગલી જીંદગીનો હેવાલ, અને અનારકલીની સંગતનું સમપુરણ વિગતનુ સાચે સાચું "કનફેસાંઉ" અવલથી આખર સુધીનું લખી કાહડવાનો ઠરાવ કીધો.

તુરતજ તે પોતાની ચાલ ચલન, અને જીંદગીનું બારીક બયાંન લખવામાં ગુંટાયો. તેણે પોતાની તમામ વિગત કાંઇબી આનાકાની વગર, કાગજ ઉપર બોલેબોલ લખવા માંડી, અને તેમાં પોતાની જવાંનીની જાહેલી અને મુરખાઇથી થએલી ભુલ, ખુલાસા વાર ચિતારીને લખી.

તે આખો દાહડો તેણે લખવામાંજ કાહડયો. તે આખો દાહડો તેણે બંધ બારણે પોતાના ઓરડામાં લખ્યાજ કીધું. સહવારનો નાસ્તો કે બપોરનુ ખાનું ખાવા પણ તે ઓરડામાંથી બાહાર નિકલ્યો નહિ. તે દિવસે સાંજનાં છ વાગે તેણે પોતાનું લખાંણુ પુરૂ કીધું. લખાંણુમાં થએલી ભુલ સુધારવા માટે, આખુ લખાંણુ તે ફરીથી વાંચી ગયો, અને પોતાની ખાતરી પુરવક લખાએલું છે, એવી તેણે પોતાની ખાતરી કીધા પછી, તે કાગજોને નંબર પ્રમાણે ગોઠવી, તેની ઘડી વાળી, તે ઉપર મોટે હરફે "મારૂં કનફેશન" કરી લખી, પોતાની ટેબલના ખાણુામા તે 'પેકેટ' મુકી, તે ખાનાંને ચાવીથી તેણે બંધ કરી લીધું.

* * *

"પપા, તમે આખો દાહરો આજે રૂમમાં શું કરીયા

કરતા'તા?" પોતાના બાપને ઓરડામાથી બાહાર નિકલતાંજ ગુલે પુછ્યું.

"કંઇ લખવાનુ ઉતું દીકરા." ગાંધીએ ટુંકમાજ જવાબ દીધો.

"હું સમજી કે તમારા જીવને ઠીક નહિ હોસે?" ગુલે બલાપો કીધો. "પન પપા, એ પેલો પારસી કોન આયો તો?"

"તે તો મારો એક દોસ્ત ઉતો દીકરી." ગાંધીએ આનાકાંનીથી જવાબ દીધો.

"પેસુ પોમેટમ તમારો દોસ્ત? બાવાજી?"

"તેં કેમ જાનિયુ કે તે પેસુ પોમેટમ ઉતો!"

"ફલીએ તેને તુરતજ ઓરખિયો?"

"હા. હા. તે પેસુ પોમેટમ પોતે ઉતો." ગાંધીએ વિચાર કરી જવાબ દીધો. "બિચારો કંઇ તંગીમાં આવી પડવાથી આપરી મદદ માંગવા આયો 'તો. બેહેસ્તી ખસરૂ સાથ તેને જીવે જાનની દોસ્તી ઉતી."

આવું હડહડતુ જુઠું બોલતાં ખરેખર ગાંધીભાઇ દીલથી કમકમ્યો. પણ લાચાર! ખરી વાત તેનાથી કેહવાય તેમ નહિ હતી, એટલે જુઠું બોલવાની તેને ફરજ પડી.

કનફેસાંઉ લખી કાહડયા પછી ગાંધીભાઇને કુદરતીજ નિરાંત થઇ. તેના દીલનો ગમ અને ચિન્તા નાબુદ થઈ ગયાં, અને હવે તે ખુલ્લા દીલે સરવે સાથ વાતચિત કરવા લાગ્યો. ગાંધીભાઇની આવી રીતની એકાએક ફેરવાએલી હાલત જોઇ, ગુલાં તેમજ પંપા હેરત થયાં, અને નોકર નફરો ગાંધીભાઇનો બદલાએલો સ્વભાવ જોઇ, તરેહવાર અટકલ કરવા પડયાં. કાંઇબી હોયે, પણ ગાંધીભાઇએ પોતાના દરદની દવા

પોતેજ કરી હતી.

પંમ્પા હવે ગુલની સાથે ગુલ વીલામાંજ રેહતી હતી. પણ એ બંનેની વચ્ચે જે સંબંધ અને સગાઇનો ગાંઠ, તે બાહારના લોકો શું જાણે?

અને લોક તે કયાંથી જાણે? જ્યારે ગુલને તેની કાંઇબી ખબર નહી, જ્યારે ખુદ પંમ્પાને તેનો સેહજબી ખ્યાલ નહિ, ત્યારે લોક તે શું જાણે? તોપણ ફલીભઇ, લવજી બેરિસ્ટર, અને ખાનસાહેબ જહાંગીરશાહ, ગાંધીભઇના એ ભેદની વાત જાણતા હતા.

પણ તેમ નહી હતું. જો તે ભેદ આજે એ ત્રણ જણુજ જાણતા હોતે, તો ગાંધીભઇને તેઓ નામોસિમાથી બચાવી શકતે. પણ એક ચોઠો શખસબી એ ભેદની બિનાથી વાકેફગાર હતો. તે કોઇ નહિ પણ પેસુ પોમેટમ હતો, જે કોઇબી વખતે ગાંધીભઇનું ભોપાલું ફોડી દેઇ, તેને રૂસવા કરે, એ બનવા જોગ હતું.

ગરીબ બિચારો ગાંધીભઇ! તેની હાલત હવે ખરેખર દયા કરવા જોગ થઇ પડી હતી. ગુલને તે પોતાના જાન કરતા વધારે ચાહતો હતો, પણ તેને બિલ્કુલ ખબર નહિ હતી, કે જ્યારે તેની એક દીકરી—ગુલ—તેના લાખો લાડ અને પ્રીત વચ્ચે ઉધરે છે, ત્યારે તેના પોતાનાજ માસ અને લોહીમાથી પેદા પડેલી તેની બીજી દીકરી—પંમ્પા—તેની નજર સામે, તેનાજ ઘરમા વસવાટ કરતી હોવા છતાં, તે તેણીને ઓલખતો નથી. ના તો દીકરી પોતાના બાપને પિછાનતી, કે ના તો બાપ પોતાની દીકરીને પિછાનતો. એ ભુલાવો કુદરતના એક કરામતી ખેલ મિસાલ હતો.

પંમ્પા અનારકલીની દીકરી હતી, એમ ગાંધીભાઇ બિલ્કુલ જાણુતોજ નહિ હતો, તેમજ પંમ્પા પણુ પોતાના માબાપની હસ્તીથી આજ સુધી બેખબર હતી. ગુલ પણુ પંમ્પાથી બેખબર હતી, સબબ પંમ્પા અનારકલીનું ફરજન્દ છે, એમ તે પણુ જાણુતી નહિ હતી.

આટલું છતાં પોતાના બાપના લોહી તરફ ગુલનુ કુદરતી ખેચાણુ થતું હતું. એ ખેચાંણુ એક બેહન તરીકેના ખરા પ્યારનું હતું; એ ખેચાંણુની અસરથીજ પંમ્પાને ગુલ પોતાની પાસે અને હમેશ સાથેજ રાખતી હતી, અને એક બેહન કરતા વધારે વાહલથી ચાહી, તેણીંને પોતાની સોડમા રાખી પોતાની બરોબરની ગણુતી હતી.

---

## પ્રકરણુ ૩૨ મું.

### ઉંઘમા ચાલવાની મોહકાંણુ !

એકજ બાપની આ બંને બેટીઓ એકમેકને બિલ્કુલ પિછાનતી નથી, જો કે તેઓ બંને જન એકજ ઘરમા સાથે રેહે છે, અને એકજ ટેબલ ઉપર સાથે ખાએ છે. ગાંધીભાઇ સાથે આજ સુધી કાંઇ સેંકડો વખત પંમ્પાને વાતચિત થઇ છે, પણુ તે શું જાણે કે પંમ્પા તેનું પોતાનુ ફરજંદ, તેની એક વખતની માનીતી અનારકલીની દીકરી છે. એ ભેદ ગાંધીભાઇ જાણુતો નહિ હતો, એટલુંજ નહિ પણુ જે લોક એ ભેદ જાણુતા હતા, તેઓ તેને જણુાવતા પણુ નહિ હતા.

કનફેસાઉ લખી કાહડયા પછી ગાંધીભઇની તબિયત બિલ્કુલ સુધરી ગઇ, અને તેનો જીવ હલકો પડી ગયાથી,

તેને નિરાંત થઇ હતી. આજે રાતે ખાનું લીધા પછી, સઘલાંને મલી ભેટી, હસી બોલી, તે પોતાના ઓરડામા ઉંઘાવા ગયો. ગાંધીભઇ તે દિવસે વેહલો બિછાને જવાથી પંમ્પા અને ગુલ વચલાં દિવાંનખાંનામાં વાતે બેહાં. તેઓ પોતાનો વખત હસી બોલી કાહાડવા લાગ્યાં, અને એમ કરતાં લગભગ બારનો અમલ થયો.

પણ તેવામાં પંમ્પાને કાંને એકાએક કાંઇ ખડખડાટ પડયો. એ ખડખડાટ ગુલે પણ સાંભલ્યો. તેઓ બંને જરા ચમકયાં, અને પાછલ ફરી નજર કરતાં, તેઓએ ગાંધીભઇને ઉઘાડે પગે, સદરા ઉપર, ઘણેજ ધીમે કદમે માલ પરથી નિચે ઉતરતા જોયો.

"ગુલબાનુ! મોટા શેઠ! એ તો મોટા શેઠ છે!" પંમ્પાએ ધીમે અવાજે ગુલાંના કાંનમાં ગાંધીભઇ સાંભલે નહિ તેમ કેહ્યું.

"પન છેક બાર વાગે! કોઇ દાહારો નહિ ને આજે?" ગુલે અજબ થઇ પંમ્પાને પુછ્યું. "પન પંમ્પા એવનના હાથમાં શું છે?"

"ગરબડ ના કરો બાઇ!" પંમ્પા સઘલો મામલો સમજી જઇ ધીમેથી બોલી. "એવન ઉંઘમાં હોય એમ લાગેછ. મબાદા જાગી ઉઠશે."

અને વાત ખરેખર તેમજ હતી. ગાંધીભઇ ઉંઘમાં ચાલતો ચાલતો નિચે ઉતરી આવ્યો હતો. તેના હાથમાં એક કાગજનું 'પાકિટ' હતું, અને પોતે જાણે કેટલીક સાવચેતીથી ચાલતો હોયે, તેમ તે દિવાંનખાંનાં માહેલી ટેબલ આગલ આવી ઉભો. ગાંધીભઇની આવી હિલચાલ જોતાંજ પંમ્પા ગુલાંનો હાથ પકડી, તેને દિવાંનખાંનાના એક ખુનામાં ઘસડી ગઇ, અને દુરથી ગાંધીભઇની હિલચાલ તેની પીઠ પાછલથી બંને જનો

તપાસ્તી ઉભી.

પોતાના હાથ માંહેલું 'પેકેટ' જેવું ગાંધીભાઇએ ટેબલ ઉપર મુક્યું, કે પંમ્પાએ તે 'પેકેટ' તુરતજ પિછાણ્યું. પમ્પા તે પેકેટ પિછાનતી હતી, કેમકે એજ પેકેટ તેણીએ અગાઉ એક વખત અનારકલી પાસે પણ જોયું હતું, અને એજ પેકેટ અનારકલી પાસથી ખરશેદ ખરાસને જબરીથી છિનવી લેઇ જતાં, રમજાંનના મકાંનમાં, દરવાજાની ફાટકમાંથી, પંમ્પાએ ચિમાઇ જોઇ લીધું હતું. તે એજ પેકેટ હતું, કે જે બહુ મોટાં પરબિડાંમાં મુકી, તે ઉપર કાંઇ લાલ હરફ લખ્યા હતા. અનારકલાની એ મત્તા જે ખશરૂ ખરાસ પાસ હતી, તે હવે ગાંધીભઇ પાસ જોઇ પંમ્પા તરેહવાર વિચારોમાં પડી.

"એમાં કાંઇબી ભેદ છે." પંમ્પા મનમાબોલી. "આએ 'પાકિટ' તો ખશરૂ પાસે હતુ?"

ગાંધીભઇ સમાધિસ્ત હાલતમાંજ હતો. મગજ ઉપર પડી રેહલી બિનાના છાપ, અને અંતકરણના ડંખથી રીબતા આ પારસીને પોતાની હાલતનું કાંઇબી ધ્યાંન કે ફાંમ હતાંજ નહિ. હાલ તે શું કરતો હતો, તેનું કાંઇ પણ ભાંન તેને હતુંજ નહિ. તેનું મગજ જો કે ઘણીજ ચબરાકીથી પોતાનું કાંમ કરતું હતું, પણ તેની નજર બિલકુલ નિંન્દ્રાવશ બની ગઇ હતી.

ગાંધીભઇએ તે પેકેટ ખોલી તેમાંથી એક દસ્તાવેજ બાહાર ખેંચી કાહાડી, બતીના ઉજાસ હેઠલ ટેબલ ઉપર તેણે મુકીયું. ગુલે ગાંધીભઇની પીઠ પાછલથી તે દસ્તાવેજમાં શું લખાંણુ હતું, તે જોવાની અને જાણુવાની તજવિજ કીધી, પણ તેવામાં ઠાવકી પંમ્પાએ ગુલાંનો હાથ ખેંચી તેણીને

ઘસડી લીધી.

પણ તેટમાં ઘણું અસુરું થયું હતું. ગુલને ઘસડી પંમ્પા પાછળ ખેંચે, તે આગમચ ગુલની નજર પેલાં દસ્તાવેજ ઉપર પડી ચુકી હતી. તે આગમચ તો તે દસ્તાવેજના મથાલાં ઉપર મોટા કાળા હરફે લખેલા નિચલા થોડા શબ્દો ગુલે વાંચી પણ લીધા હતા.

**"હું મેહરજીભાઈ ગાંધી મારી વાહલી અનારકલીને આ લખતથી બંધાઉં છું કે—"**

પણ ગુલાં હજી આગલ વાંચે, તેટલાં પંમ્પાએ તેને પાછલથી ખેંચી. ગુલ વિજલી જેવી ઝડપે એક પળ અંદર બધું સમજી ગઇ. અનારકલી સાથનો પોતાના બાપનો સંબંધ; ખસરૂ ખરાસે અનારકલી પાસથી લીધેલાં કાગજો; ખસરૂનું તે કાગજ બાબદ ખુન થવું, અને પોતાના બાપની બેકરારી, એ સરવે ભેદનો ભરમ તે હવે આંખના પલકારામાં સમજી ગઇ. તેનું મગજ ફરવા લાગ્યું; તેની છાતી એકાએક દબાઇ ગેઇ, અને તેની આંખે અંધારાં આવ્યાં, અને તેના કાંન બેહરા થઇ ગયા. તેજ વખતે તેણીના ગલાંમાંથી એક ગુંગલાતી ઉંડી ચીસ નિકલી, અને ત્યાં ને ત્યાંજ ગાંધીભઇના પગ આગલ તે બેહોશ થઇ પટકાઇ પડી.

આ બનાવથી ગાંધીભઇની ઉંઘમાં ખલલ થઇ. તેનાં શાંત મગજ ઉપર ગુલની ચીસનો અવાજ પડતાંજ, તે પોતાની સમાધીમાંથી ઝપકીને જાગી ઉઠયો, અને પોતાની હાલતથી તે પુરો વાકેફ થાયે, તે આગમચ તો ધારતીની હેબતથી હેબતી, તેણે એક જબરો લપેરો ખાધો, અને કાંઇબી પકડવાનું તેના હાથમાં આવે તે આગમચ તો તે ગુલની પાસે ગુંગલાતો, ડચકાં

ખાતો જમીન ઉપર તુટી પડયો.

બાહોશ પંમ્પા, હિંમત રાખી સમયસુચકતાનો ઉપયોગ કરવા ભુલી નહિ. કાંઇબી ગડબડ કે શોર કીધા વગર, ટેબલ ઉપર પડેલો પેલો દસ્તાવેજ તેણીએ તેજ વખત ઉંચો કરી નાંખ્યો.

એકાએક એ શું થયું! બોલ બોલતાં એ શું બનાવ બની ગયો!

ગાંધીભાઇ ગુજરી ગયા! તેવનને "હારત ડિસીસ હતું! ડાકટર શામરાવે પેહલેથીંજ ગુલબાંનુને જણાવ્યું હતું, કે "એવન બોલતાં બોલતાં કોઇ વખત:—"

—:o:—

## પ્રકરણ ૩૩ મું.

—:o:—

## 'બ્રેન-ફિવર.'

ગાંધીભાઇના ગુજરવાની ખબર, તુરતજ પંમ્પાએ ફલીભાઇ અને લવજીને તાર મારફતે પોહચાડી દીધી.

ગાંધીભાઇના અચણુચ ગુજરવાની ખબર ફલીભાઇ તથા લવજીને મલતાંજ તે બંને મારતી મોટૉરે મુંબઇથી ગુલ વીલ તરફ જવા નિકલી પડયા.

ગાંધીભાઇની પાએદસ્ત વખતે તેમને છેલ્લુ માન આપવા માટે, એક મોટી મિજલસ માહીમ ખાતે મલી. મુંબઇથી મરનારના દોસ્ત આશનાવો ઉપરાંત, તેમના ઉદાર દીલની છુપી સખાવતોને આધારે રેહતાં સેંકડો ગરીબ પારસીઓ, આંસુથી ભિનાએલી આંખે પાએદસ્તની મિજલસમાં સામેલ થવા હાજર થયાં હતાં.

* * *

ગાંધીભઇના આવી કિસમના મરણથી ગુલાંના મગજ ઉપર ઘણીજ ખરાબ અસર થઇ. ગાંધીભઇનું રવાંન જ્યાં સુધી ઘરમાં હતું, ત્યાં સુધી ગુલાંએ પોતાના ઘરની તપાસ અને દેખરેખ રાખી ઘરમાં રવાંન થવું, એટલે જરથોસ્તી દીનના કાયેદા પ્રમાણે સરવે દુરવંન્દો, તેમજ નોકરો અને નફરોને ઘરમાંથી બાહાર કાહાડયાં, અને પંમ્પાને પણ તે ફરમાંન પ્રમાણે ઘરમાંથી નોકરો સાથ બાહાર જવું પડયું.

લાચાર! પારસીઓના રેવાજ પ્રમાણે પંમ્પાને તેટલો વખત ઘરમાંથી બાહાર જવાની ફરજ પડી, પણ ગાંધીભઇની પાએદસ્ત કાહડયા પછી, ગુલની છાતીમાં છુપાએલા ગમથી, અને તેના નાજુક મગજ ઉપર પેલાં દસ્તાવેજ માંહેલા હરફો વાંચ્યા પછી થએલી અસરથી, તેણીને પાછી "બ્રેન-ફીવર" લાગું પડી, અને સાંજ પડે તેટલાં તો મોટા મોટા ડાકટરોની માહવજત છતાં, તાપ ૧૦૫ ડીગરી સુધી ચહડી ગઇ.

ડાકટર શામરાવ રેલે ઇન્તેજારીથી ગુલાંની બિમારીના ઇલાજ કરવા લાગ્યો; અને પંમ્પા તુરતજ પાછી ઘરમાં આવી રાત દીન ગુલાંની સારવાર કરવામાં રોકાઇ.

* * *

"કેમ ડાકટર?" ફ્લીએ ઘણેજ ધીમે અવાજે પુછ્યું.

"બ્રેન-ફિવર." ડાકટરે મોહડું કુમલાવી ફ્લીને જવાબ દીધો. "સાડા પાચ ડીગરી "ટેમ્પરેચર" છે. કાંઇ કેહવાઇ શકાયે નહિ, કે 'કેસ' કેવી 'ટર્ન' લેશે."

ડાકટર શામરાવના બોલો સાંભલી ફ્લી ડઘાઇ ગયો; તેની આંખે અંધારાં આવી ગયાં, અને તેજ પળે તે અરધો બેભાંન બની, પાસે પડેલા સોફા ઉપર ફસડાઇ પડી

પોતાનુ કપાલ કુટી ડચકાં ખાઇ રડવા લાગ્યો.

"ફૂલી તું એમ નાદાંન ના થા." લવજીએ ફૂલીને સધીઆરો આપતાં કેહ્યું. "ખુદા ફજલ કરશે, 'ને તારી ગુલ સાજી થશે."

"લવજી," ફૂલી ધીમે અવાજે રડમસ થઇ બોલ્યો. "તમે મારી હાલત બિલ્કુલ જાણુતા નથી. આ જીંદગીના તમામ સુખનો આધાર મે જેની ઉપર બાંધીયો, અને જેના સુખને ખાતર મારા જીવની દરકાર છોડી, હું ફાંસીને લાકડે ચહડવા મુગે મોહડે તઇયાર થયો, તેને હવે હું મરતાં કેમ જોઇ શકું? લવજી, ગુલને ખાતરજ હું જીવતો 'તો. આએ દમમા લેવાતી હવાના દરેક દમમા હું તેની યાદ કરતો 'તો! મારાં દુઃખના પાહડ જેવા ભારી બોજાનો વજન હું મારી છાતી ઉપર લેઇ, ગુલને ખાતર આસાનીથી ફરતો 'તો, 'નેં હવે તે ગુ-લ હવે-હ-વે-તે ગુ—"

ફૂલીથી વધારે બોલાયું નહી, અને તેની છાતી દબાવા લાગી. લવજી તેનુ માંથુ પકડી પીઠ પસવારી ધીરજ આપતો હતો, તેટલાં ડાકટર શામરાવ હસ્તે મોહડે આવી બોલ્યોઃ—

"કેવો અજાએબ ફેરફાર! તાપ બિલ્કુલ ઉતરી ગઇજ, 'ને ગુલબાંનુ ખુશ નિંન્દમા પડેલાં છે."

"ખુદા તમારી મેહનતને જસ આપે!" ફૂલી શામરાવનો હાથ પોતાના હાથમા લેઇ જોસથી દાબી બોલ્યો.

* * *

"ગાધીભઇને શું હતું ડાકટર શામરાવ?" લવજીએ વાત છેડી.

"હાર્ટ—ડિઝીસ." ડાકટરે જવાબ દીધો. "મી૦ લવજી,

માથેરાંનમા મે મરનારની છાતી એક વખત તપાસી'તી, 'ને મે તેજ વખતે ગુલબાંનુંને કેહ્યું'તું, કે કોઇ વખત તેવન બોલતાં બોલતાં મરી જશે. પંમ્પાની હકિકત પરથી એવું માલમ પડેછ, કે મરનારને ઉંઘમા ચાલવાની ટેવ હોવાથી, તેવન મોડી રાતના નિચે ઉતરી આવ્યા, 'ને ગુલબાંનુએ ચમકીને ચીચારી પાડવાથી તેવન એકાએક જાગી પડયા, અને તેજ વખતે ધાસ્તી ખાઇ તુટી પડી, મરી ગયા."

"પન ગુલાંને એમ ચમકવાનુ શું કારણ?" ફ્લીએ અજબ થઇ સવાલ કીધો.

"ગાંધીભઇની હાલત જોઇ, કદાચ ગુલબાંનુ બિહીધાં હોય, એમ હું ધારૂછ." ડાકટરે અટકલ કીધી.

"બિહીધાં હોય?" લવજીએ બોલ્યા. "ગુલ બિહે! છત! છત! ડાકટર શાંમરાવ, ગુલાં કાંઇ આજ કાલનાં ચિબાવલાં બઇરાંઓના જેવી ઓરત નથી, કે એમ જરા જેવી વાતથી ચીસ પાડી ઉઠે? પન હું ધારૂચ. કે કંઇબી મોતેબર કારણ વગર ગુલાં કદીબી ચીસ પાડે નહી."

લવજી પોતાના વિચારો પુર છુટથી આજકાલનાં સુધરેલાં બઇરાંઓ ઉપર જણાવતા હતા, તેટલાં પંમ્પા પોતે ઉપરથી આવી લાગી. ફ્લીએ તેના ચેહરા ઉપરથીજ અટકલ કીધી, કે ગુલાંની તબિયત સુધરતી જાએ છે.

"હમણાજ એક અરધું કપ દુધ, અને થોડો સોડાવાટર આપિયો છે." પંમ્પાએ હકિકત કહી. "ને હાલ પાછાં નિંન્દમા પડિયાં છે."

"જેટલાં વધારે નિંન્દમા પડશે, તેટલી તબિયત વધારે સુધરશે." ડાકટરે કહ્યું. "ઉંઘમાથી જગાડવાની બીલકુલ જરૂર

નથી. દવા ચાલુ રાખજો, એટલે બસ. હું જરા મારા દવાખાનામા ફેરો મારી તુરતજ પાછો આઉછ મી. લવજી."

"વેહલા આવો ડાકટર."

"અરધા કલાકમાં હુ હિયાંજ પાછો ઉ. હવે કાંઇ્ભી ફીકર જેવું નથી. એવનનું 'હાટ' ઘણુ સારી રીતે ચાલે છે."

---

## પ્રકરણ ૩૪ સુ.

---

### "હું પઈસાનો પુંજારી નથી, પન પ્યારનો પુંજારી છઉં."

"એ શું બનાવ બનિયો પંમ્પા, કે ગુલાંએ એકાએક ચીસ પાડી?" લવજીએ શામરાવનાં ગયા પછી તુરતજ પંમ્પાને પુછ્યું.

"તે દાહાડે રાતના ગાંધી શેઠ ખાઇ પીઇ, હસી-બોલીને માલ ઉપર સુવા ગીયા, 'ને હું ગુલબાંનુ સાથ નિચે દિવાંનખાંનામા વાતે બેઠી'તી. હમુનેબી ઉંઘ નહિ આવી, તેથી બેસી વાતો કરતાં'તાં. સાડા અગીઆર કે બારને સુમારે-હમો સુવા જવાની તઇયારી કરતાં' તાં, તેવામાં ગાંધી શેઠ ઉંઘાડે માથે, 'ને ઉંઘાડે પગે, હાથમાં એક કાગજનું "પાકીટ" લેઇ, એક ચોરની માફક તેવનને ધીમે ધીમે ઉપરથી નિચે ઉતરી આવતા હમોએ જોયા!" પંમ્પાએ વાત કરવા માંડી.

"કાગજનું પાકીટ?" એ બોલ સાંભલતાંજ લવજી ચમકયો, અને ફરી તો ફિકોજ પડી ગયો

"દિવાંનખાંનામાં આવી ગાંધી શેઠે તે કાગજ ટેબલ ઉપર બતી આગલ ખુલ્લું કરી મુકયું." પંમ્પાએ પોતાની વાત આગલ ચલાવી. "ગુલબાંનુએ તે કાગજ ઉપર નજર કીધી,

'ને એક મોટી ચીસ પાડી, ગાંધી શેઠના પગ આગલ બેહોશ થઇ તુટી પડિયાં. ગુલબાંનુનું માંથું ગાંધી શેઠના પગ ઉપર પડિયાથી તેવન ઝપકી ઉઠીયા, 'ને તુરતજ ગુલબાંનુના આંગ ઉપર પટકાઇ પડી તેજ વખત તેવન ગુજર પામીયા."

"'ને પેલું કાગજનું પાકીટ!" ફલી અને લવજી બંને જને પંમ્પાને અધીરાઇથી પુછ્યું.

"તે પાકીટમારી પાસે છે. આએ રેહ્યું તે." પમ્પાએ પોતાના ગજવાંમાંથી તે 'પેકૅટ' કાહડી લવજીને સ્વાધીન કીધું.

હવે ફલી અને લવજી ઘણીજ ઇન્તેજારીથી તે દસ્તાવેજ વાંચવા લાગ્યા. ફલીને તેં દસ્તાવેજ વાંચ્યાથી એક વિજળીનો ઝટકો લાગ્યો હોયે, તેમ તે ચમકયો, અને લવજીની અજાયબીનો તો પારજ રહ્યો નહિ.

"તું જાણેછ પંમ્પા, કે આએ દસ્તાવેજમાં શું છે?" લવજીએ પંમ્પા તરફ કરડી નજરે જોઇ પુછયું.

"જી હાં." પંમ્પા બોલી. "એ દસ્તાવેજ પરથી માલમ પડેછ, કે અનારકલી ગાંધી શેઠના આસરા હેઠલ રહતી'તી, 'ને તેની દીકરી અનારકલી તે ગાંધી શેઠનું ફર—

"બોલ. બોલ. અચકવાનો કાંઇ જરૂર નથી પંમ્પા." ફલીએ દાંત પીસી કહ્યું.

"ગાંધીભઇએ અનારકલીને લખી આપેલું આ લખત અનારકલી પાસથી ખશરૂ ખરાસ લેઇ ગીયો'તો." પંમ્પાએ નવી વાત છેડી.

"વારૂં! પછી? બીજું શું?" ફલી પોતાનો ગુસ્સો દાબીને બોલ્યો.

"ફ્રુલી, એમ ઉસ્કેરઇ જવામાં સાર નથી." લવજીએ ફ્રુલીના બોલવાની ઢપ સાંભલીને કહ્યું. "આએ છોકરીનો એમાં વાંક નથી."

"લવજી, હું પેહલ્લેથીજ એ છોકરીની વિરૂધ હતો." ફ્રુલી બોલ્યો. "ગુલને મેં ઘણી મરતબે કેહ્યું 'તું, કે તેની હાજરી આએ મકાનમાં મને ગમતી નહિ હતી. આએ દસ્તાવેજનો ભરમ જે આજ સુધી છુપો હતો, તે હવે જાહેર થશે. હોટ બાહાર તે કોટ બાહાર. કોન ઉપર ભરોસો તમો રાખી શકશો? હવે એ ભેદ જલવાવો મુશકેલ છે. અફ્સોસ! ખરી વાત છે કે અસરાફ્સે ખતા નહિ, ઔર કમજાતસે નફા નહિ."

"તમુને ગભરાવાનું જરાબી કારન નથી ફ્રુલી શેઠ." પંપા નરમ અવાજે બોલી. "અસરાફોથી ખતા થતીજ નથી. કમજાતોથી કમજાતીજ થાએ છે, અને અસરાફોથી હમેશાં ભલાઇજ થાએ છે. હું એક અદના ચીજ છેઉ. મારી સારૂ તમુને ગભરાવાનું જરાબી કારન નથી. ગુલબાંનુએ મારી ઉપર મોટી મેહરબાની કીધીછ. મને તેવને વાંચતાં—લખતાં શીખવીછ. કામાટી પુરા જેવી ગંધીલી 'ને ગલીચ વસ્તીવાલાં અધમ ધાંમમાથી મને બાહાર કાહારી, પાપમાં ડુબી મરતી બચાવી, આજે આવી હાલતે મને પોહોચારી, તેથી આએ જીંદગી તેવનને આભારી છે. મારા જેવી એક મુફ્લસીનો ભવ, આએ દુનીયામાં જેને સુધારી સફ્લ કીધો, તેવન તરફ શું હું હવે નિમખહરામ બનસ? જરા મારૂંબી સાંભલો સાહેબ, હું તેવી નથી. ફ્રુલી શેઠ મને માફ્ કરો તો હું બોલું. સાંભલો સાહેબ, મારી જો દયાનત બુરી હોતે, તો આએ કાગજના

પાકીટની હસ્તી હું કબુલજ શું કાંમ કરતે? મેં તે વાંચી લીધુંછ. પન તેનો કસ્સોબી ઉપીયોગ હું કરનાર નથી. ગુલબાંનુના ભલાં કાજેજ તેનો ઉપીયોગ હું કરનાર નથી. ફલી શેઠ, આએ જગમાં માશુકોને આશક ઘણુાબી મલે; આશકોને માશુકો ઘણીબી મલે; નીરધનીયાને ધન ઘણુંબી મલે; ભાઇઓને બેહનો ઘણીબી મલે; દીકરાઓને કદાચ માતાઓ ઘણીબી મલે; તપ કરતા સાધુઓને ખુદાબી મલે; પણ આએ જગમાં, 'ને હવે પછીના જનમમાં આએ ગુલબાંનુ જેવી બીજી ગુલબાંનુ મને કદીબી નહિ મલશે. તાહારે સાહેબ, તેવી ગુલબાંનુ તરફ હું બેવફા થાઉં? એ બનેજ કેમ?

"એકજ જવાબ દે, 'ને તું તારે કાંમે જા." ફલીએ ધીમે અવાજે કહ્યું. "અનારકલી સાથે તારી શું સગાઇ?"

"ખુદા શાએદ છે, તે હું બિલકુલ જાણુતી નથી." પંપાએ ટુંકો જવાબ દીધો. "મને તેનો જરાબી ખિયાલ નથી. હવે હું તમારી રજા લેઉંછ."

"જા, મને તારા બોલવા ઉપર પુર ઇતબાર છે." ફલીએ પોતાના વિચારો પંપાના બાબમાં ફેરવી નાંખી કહ્યું. "પન સાંભલી લે, આએ દસ્તાવેજના બાબમાં જો તું કંઇબી જાણુતી હોએ, તો આજથી તે બિલકુલ તું ભુલી જજે."

પંપાએ પોતાના દીલનો ઉભરો બાહાર કાહડી પોતાની ઇમાનદારી અને એકીનદારી વિશે ફલીભાઇ તથા લવજીની ખાતરી કરી આપ્યાથી, તેનાં ભરાઇ રેહલાં દીલને હવે રાહત થઇ.

"એટલું તો હવે નકકી થયું, કે પંપા પોતાની હસ્તીથી બિલકુલ બેખબર છે." લવજીએ વિચાર કરી જણુાવ્યું.

"અનારકલીની તે દીકરી થાયછ, એ વાતથી તે બિલ્કુલ બેખબર લાગેછ. એબી એક ભરમ રેહી ગાંયો. અનારકલીની પંમ્પા દીકરી થાયછ, એ બીના પંમ્પાથી છુપાવવાની રમજાંનને શું જરૂર પડી હશે?"

"બેમાંથી એકને કાંઇબી વજુદ ભરીયું કારણ મલીયું હશે." ફ્રુલીએ જવાબ દીધો. "ગાંધીભઇએ તેમ કરવા રમજાંનને લાલચ આપી હોએ, યા તો ગાંધીભઇ ઉપર વેર લેવાની નીચ મતલબથી રમજાંને હાથે કરી પંમ્પાને આડે રસ્તે ઉતરવા દીધી હોએ, 'ને પંમ્પાની પુરી ખરાબી થવા બાદ, ગાંધીભઇને રમજાંન બેશક જઇ કેહતે, કે "જો, જેવી રીતે મારી દીકરી અનારકલીની તેં ખરાબી કીધી, તેવીજ તારી દીકરી પંમ્પાની મેં ખરાબી કીધી."

"એ અટકલમાં બેશક મને ઘણું વજુદ લાગેછ." લવજીએ ફ્રુલીને ટેકો આપ્યો. "આએ છોકરી પોતાના મા-બાપના નામ નિશાનથી બેખબર રેહીછ, એબી ઠીકજ છે."

"તાહારે હવે બેહતર તો એ છે, કે મરનારનુ વીલ જેમ બને તેમ જલદી વાંચીએ લવજી." ફ્રુલીએ પોતાનો વિચાર જણાવ્યો.

"મારોબી એજ વિચાર છે." લવજીએ જવાબ દીધો. "હું પોતે એક એકઝીક્યુટર છેઉં."

"'ને બીજું કોન છે?" ફ્રુલીએ સવાલ કીધો.

"બીજો તું પોતે, 'ને ત્રીજો ડાકટર શામરાવ." લવજીએ ખુલસો કીધો.

"તાહારે તો આપણુ બે જન મલી વીલ વાંચી શકસું." ફ્રુલી બોલ્યો. "ચાલો એવનના રૂમમા જઇએ."

ગાંધીભાઇના રૂમમા જવા આગમચ્ફ્લીએ પેહલ્લાં ગુલાંની તબિયત વિશે પોતાની ખાતરી કીધા બાદ, તે લવજી સાથ ગાંધીભાઇના રૂમમા જઇ તેઓનની ટેબલનું ખાનું ઉંઘાડી, બંને જન તે માહેલાં કાગજો તપાસવા લાગ્યા, અને એવી રીતે તપાસ કરતાં ફ્લીના હાથમાં એક કાગજનું 'પાકીટ' આવ્યું. ફ્લી તે જોતાંજ અજબ થઇ બોલ્યો:—"એ વલી આએ શું છે? આએ પેકેટ ઉપર શું લખ્યું છ?":—

"મારૂં કનફેશન!"

"ખરેખર!" લવજી બોલી ઉઠયો. "મારૂં કનફેશન? જોઇએ! હરદ્દ તો બેહસ્તીનાજ છે! ત્યારે હવે દાદરના ખુનનું ખરૂં સેક્રટ અંતે જાહેર થશે. આએ કાગજમાં ગાંધીભાઇએ જો ખરૂં કનફેશન કીધું હશે, તો દાદરના ખુનની તમામ વિગત એમાં લંબાણુથી મરનારે દરશાવી હશે. આપણુ ત્રણે એકઝીક્યુટરો આ કનફેશન વાંચિયા બાદ, એ કાગજોનો નાશ કરશું."

"એ વિચાર બેશક સારો છે." ફ્લીએ જવાબ દીધો. "ગાંધીભાઇ તો મરી ગીયાછ, એટલે કાયદાની ચુંગાલમાંથી તેવન છુટી ગીયાછ. પણુ ડાક્ટર શામરાવને એ વાત જણાવવાનું કંઇ કારણુ નથી."

"ડાક્ટર શામરાવે એ બિનાનો કેટલોક ભાગ આપણી આગમચ, ગુલની બેભાન હાલતમાં તેણીને બડબડતાં સાંભ- લીઓબી હોશે." લવજીએ જવાબ દીધો. "વાસ્તે શામરાવના કરતાં તો ખાનસાહેબ જહાંગીરશાથી એ વાત છુપાવવી જોઇએ."

"જહાંગીરશાહ?" ફ્લીએ વાંધો લીધો. "લવજી, એમ

ના કરતા. આએ કનફેશન વાંચિયા પછી જહાંગીરશાહના કિમતી વિચારો આપણુને ઘણુજ કામના થઇ પડશે. વલી પેલા પેસુ પોમેટમ ઉપર તેની નજર "—

"હા. એ વાતબી ખરી છે." લવજીએ પોતાની ભુલ જોઇ ફુરતજ હુજત છોડી. "પન આએ શું ખરી વાત છે, કે તે પારસી થોડા દાહડાની વાત ઉપર, મોડી રાતે ગાંધીભઇની મુલાકાતે આવી ગીયો'તો ?"

"હા." ફૂલીએ જવાબ દીધો. "ખુદા જાણે તેને ગાંધીભઇ સાથ શું કામ પડીયું હોશે, કે મોડી રાતે છેક મુંબઇથી મેહેમ સુધી આયો ?"

"મને લાગેછ, કે ગાંધીભઇને ખરસેદની પુઠે ભમતો પેસુ પોમેટમે જોયો હોશે, 'ને તેથી તે બિના જાહેરમા લાવવાની ગાંધીભઇને ધમકી આપી, તે પઇસા કહડાવવા આયો હોશે." લવજીએ પોંતાની અટકલ જાહેર કીધી. "મારી અક્કલમા તો એમજ આવેછ, 'ને તે હમના સાબેત થશે. જરા સબુર કર ફૂલી; ગાંધીભઇની ચેક–બુક જોતાં તે જણુઇ જશે."

લવજીએ ટેબલના ખાંણુમાથી ગાંધીભઇની ચેક–બુક શોધી કાહડી તેના દરેક " કાંઉન્ટર " તે બારિકીથી તપાસતાં બોલ્યો:— "જોઇએ છેલ્લો ચેક મરનારે કોનને આપિયોછ ?"

લવજીએ આખી ચેક-બુક તપાસી. મરનારે નાંહની મોટી રકમો જે જે લોકને આપી'તી, તે સરવેના જુદાં જુદાં નામો વાંચ્યા બાદ, એક છેલ્લો " કાંઉન્ટર " લવજીને બિલકુલ કોરો માલમ પડયો.

" આએ રેહયો તે ચેક." એક કોરો કાંઉન્ટર દેખાડી લવજી બોલ્યો. " કોઇને એક ચેક આપીયોછ ખરો, પન કાઉન્ટર

ઉપર કંઇબી લખીયું નથી. મને લાગેછ, કે એજ ચેક પેસુ પોમેટમને આપેલો છે."

"તાહારે હવે તેનું કેમ?" ફૂલીએ સવાલ કીધો. "તેમ જો હોશે, તો તે ચેક વટાવી અતીયાર આગમજ તે મુંબઇથી નિકલીબી ગીયો હોશે?"

"કદાચ ચેક તેણે વટાવિયો હોય, પન હું નહી ધારતો, કે તે મુંબઇ છોડી ગીયો હોય?" લવજીએ પોતાનો વિચાર જણાવ્યો. "સબબ ખાનસાહેબ જહાગીરશાહનુ કેહવું એવું છે, કે ખસરૂનુ ખુન કરનાર પેસુ પોમેટમ પોતે છે, એટલે તે કંઇ પેસુ પોમેટમને આસાંનીથી મુંબઇ છોડી જવા દીએ નહિ."

"તમે હવે અટકલ કરવાની મુકી દેઇ વીલ વાંચો તો બેહતર લવજી?" ફૂલીએ અધીરો બની કેહ્યું,

"પન વીલમા જો કંઇ બિજુંજ લખેલું હોશે, તો—"

"હું સમજીયો. વીલમાં ગાંધીભઇએ પોતાની દોલત કોઇ બીજાને સપુરદ કીધી હોયે, એમજ કેની?" ફૂલી બોલ્યો. "લવજી, જો તેમ હોય તો હું વીલની તેજ કલમ પરમાણે ચાલવાનો. ગાંધીભઇએ જો વીલમાં પંપાના કે અનારકલીના નામ ઉપર પોતાની દોલત ચહડાવી હોય, તો હું તે વીલ પરમાણે ચાલવા બિલ્કુલ રાજી થવશ. હું ગુલને એક ખોટો પઇસોબી તેમાથી આપવા ના પાડશ. લવજી, હું ગુલને પઇસા ખાતર પરણીયો નથી, એટલે વગર પઇસે ગુલ સાથ પરણવા હું રાજી છેઉ. હું પઇસાનો પુંજારી નથી, પન પ્યારનો પુંજારી છેઉ. પઇસા પર પરણેલાઓ વગર પ્યારે દુખી થાયછ; પન પ્યાર પર પરણેલાઓ વગર પઇસે પન સુખા 'ને ખુશી રહેછ. "Oh! It is better to be unhappy with one

we love, than to be happy with one we love not." "જેની ઉપર પ્યાર દોડે નહી તેની સાથ પરણી સુખી થવાના કરતા, જે ઉપર પ્યાર દોડે તે સાથ પરણી દુખી થવું ભલું."

---

## પ્રકરણ ૩૫ મું.

### "ઓવર-કોટ."

હવે ગાંધીભઈનું કનફેશન વંચાય છે. ગાંધીભઈનુ વીલ વાંચવા આગમચ તેનુ કનફેશન વાંચવાનું ગાંધીભઈના ધુંધી એકઝીકયુટરોને વધારે અગત્યનુ લાગવાથી, ડાકટર શામરાવની તેમજ ફુલીભઈની ખાએશ મુજબ, લવજીએ ખાનસાહેબ જહાંગીરશાહને તેડી મંગાવ્યા.

એકઝીકયુટરોની મિટીંગ મલ્યા પછી લવજીએ શરૂ કીધું:—"ડાકટર શામરાવ, મરનાર ગાંધીભઈએ તમુને પોતાના એક એકઝીકયુટર તરીકે નેમેલા હોવાથી, મે તમુને તુરતજ તેડાવિયાછ, સબબ હમો મરનારનુ વીલ વાંચવા માંગીએ છેઇયે."

"ખરેખર?" ડાકટરે ડોકી ધુનાવી. "પન બીજા એકઝીકયુટરો કોન છે?"

એક તો તમે; બીજા મી૦ ફુલીભઈ 'ને ત્રીજો હું પોતે." લવજીએ જવાબ દીધો.

"આએ સાહેબ કોણ છે?" ડાકટર શામરાવે ઇન્સપેકટર જહાંગીરશાહ, જે લવજીના બોલાવ્યાથી આવ્યા હતા, તેવન વિશે સવાલ કીધો.

"એ શેઠને તમે નથી પિછાનતા?" લવજીએ જવાબ

દીધો. "જહાંગીરશાહ? ઇન્સ્પેક્ટર જહાંગીરશાહ?"

શામરાવે જહાંગીરશાહનું નામ તેમના કામના વખાંણ સાથ સાંભલેલું હોવાથી, તેરણુને જોઇ તે ખુશી થઇ બોલ્યો:— "ઓહો! ખાનસાહેબ જહાંગીરશાહ! માફ કરજો, મે આપને ઓલખીયા નહી."

"એમાં શું મોહટી વાત છે." જહાંગીરશાહે જવાબ દીધો. "દરએક આદમીએ શું દરએકને ઓલખવાની જરૂરજ છે? હું કંઇ મારે માટે નથી કેહતો, પન કેટલાંકોના ભેજામાં એવોજ ધકારો ભરેલો હોય છે, કે તેઓ માતબર હોવાથી, યા ગાડી ઘોડે ફરતા હોવાથી, તેઓને દરએક ઓલખવાજ જોઇએ. જાણે દુનીયામાં વસતાં લોકો તેઓનેજ ખાતર પેદા પડેલાં છે?"

"મી૦ જહાંગીરશાહ વાજબી બોલેછ." લવજીએ જવાબ દીધો. "જે બેવકુફો એવું ગુમાંન રાખતા હોય, 'ને જેઓ સરવેમા પોતાને ઓલખાવવા ઇનતેજાર હોય, તેઓએ પેહલાં નમનતાઇથી સરવેને ઓલખવાં જોઇએ, 'ને એક વખત પોતે ઓલખાયા પછી, હમેશ સરવે સાથે લાએકી 'ને ભલાઇ કરવી ઘટેછ."

"હવે હું ધારૂછ, કે આપરે આપરૂ કામ ચલાવિયે." ફ્લીભઇએ લવજીને ઇશારો કીધો.

"હા. જે કાંમ કરવા આજે આપણુ સાથે મલિયાછ તે હવે શરૂ કરશું." લવજીએ રીત પ્રમાણે મિટીંગનું કાંમ શરૂ કીધું. "હું ધારૂંછ, કે પેલાં દાદરના ખુનવાલા મુકદમાની વિગતથી આપન સરવે જાણીતા છેઇયે."

"પન તે બાબદને ગાંધી શેઠના વીલ સાથ શું નિસબત

છે, મી૦ લવજી?" ડાકટરે સવાલ કીધો, અને જહાંગીરશાહ ધ્યાંનથી સરવે તકરાર સમજવા લાગ્યો."

"કંઇજ નહિ." લવજીએ જવાબ દીધો. "વીલ સાથ તે બાબદને જરાબી નિસબત નથી, પન ગાંધી શેઠને તે ખુન સાથ કંઇ સેહજ સાજ નિસબત હતી."

ડાકટર શામરાવ આ સખુનો સાંભલી વિચારમાં પડયો, સબબ ગુલાંને તાપની બિમારીમાં ગાંધીભઇ વિશે એવીજ કિસમનાં ભડકાવનારા બોલો બોલતાં તેણે સાંભલેલા હોવાથી, તે બોલો ઉપર હવે તેનું ધ્યાંન ખેંચાયું.

"તમે શું બોલોછ મી૦ લવજી?" શામરાવે પોતાની ખુરસી આગલ ખેંચી પુછયું. "એ કેસ સાથ ગાંધી શેઠને કેવી નિસબત હતી?"

"તે તો જાંહાં સુધી તેવનનું લખેલું કનફેશન આપરે વાંચિયે નહિ, તાંહાં સુધી કંઇ કેહવાએ નહી." લવજીએ જવાબ દીધો.

"કનફેશન?" કનફેશન બોલ સાંભલી જહાંગીરશાહ તુરતજ બોલ્યો. "માફ કરજો. મહરથો મારાથી ભુલ થઇછે. મને આ મિટીંગમાં બેસવાનો હક મલ્યોછ ખરો, પન મને બોલવાનો હક નથી મલિયો; છતાં મારાથી બોલાઈ ગયુંછે. કનફેશન વિશે હમના મી૦ લવજી કંઇ બોલિયા?"

"હા." લવજીએ જહાંગીરશાહ તરફ નજર ફેરવી ફરીથી કહ્યું. "કનફેશન. મી૦ જહાંગીરશાહ, પેસુ પોમેટમને ખસરૂ ખરાસના ખરા ખુની તરીકે પકડવાની તમારી ગણતરીનુંબી સેવટ હવે આવી જશે, સબબ હવે ખરો ખુની આપણુ જલદી સોધી કાહડશું."

"સોધી કાહાડશું ?" જહાંગીરશાહ મજાકમાં બોલતો હોય, તેમ પોતાની આંખો મલકાવી બોલ્યો. "અરે સોધી કાહાડીયો કરી કેહવો. તમે તો કનફેશન વાંચિયા પછી ખસરૂના ખરા ખુનીને સોધી કાહડશો, પન મી૦ લવજી, સેવક તો તે ખુનીને કાહડી સાથે લેઇ આવેલો છે. તમે તમારૂં કામ ચલાવો"

"'ને તે ખુંની કોન મી૦ લવજી?" શામરાવે લવજીને સવાલ કીધો.

"મરનાર ગાંધીભઇ પોતે." લવજીએ ટુંકો જવાબ દીધો.

જહાંગીરશાહ હસી પડી, ખુરસી ઉપર અધેલાઇ પડયો, અને શામરાવ ચમકી ઉઠી કાંઇ બોલવા જતો હતો, તેટલાં જહાંગીરશાહે તેનો હાથ પકડી, તેને બેસાડી દેઇ સવાલ કીધો :—

"શું ગાંધીભઇ પોતે પોતાના કનફેશનમાં એમ લખેછ, કે તેવને ખશરૂ ખરાસનુ ખુન કીધું હતુ ?"

"પન એટલી બધી ગડબડનું શું કામ છે?" ફૂલી બોલ્યો. "કનફેશન વાંચી ખાતરી કરો."

"કનફેશનમાં એમ લખિયુંબી હોય, કે મરનારે પોતે ખસરૂનું ખુંન કીધું'તું. તો પન હું તે માનું નહિ." જહાંગીરશાહે હુજત કીધી. "તેમ લખવાનું તેવનને કંઇ કારણ મલિયું હોય, યા તો—

"યા તો—તેવનના મગજની હાલત બગડેલી હોય." શામરાવે ટેકો આપ્યો.

"બધી વાત રેહી, આપરે કનફેશન વાંચી સેવટ ઉપર આવિયે." લવજીએ સલ્લાહ આપી.

"સબર, એકજ મિનીટ સબર કરો." જહાંગીરશાહે પોતાની જાંગ હેઠલ દાબેલું એક કાગજમાં વિટાળેલું બંડલ

કાહડી કહયું. "જો તમારૂ કેહવું ખરૂં હોય, તો પછી આ.એ બંડલનું શું?"

"એ શું છે?" ફૂલીએ પુછ્યું.

"જુવો! એ બંડલમાં ખસરૂ ખરાસનો ઓવર–કોટ છે." જહાંગીરશાહે બંડલ ઉઘાડી તેમાંથી એક ઓવર–કોટ કાહડી સરવેને દેખાડી કહ્યું. "રાજાબાઇ ટાવરની પાસેના બાગમાં, દરીઆ આગલની બાજુ પર આવેલાં એક ઝાડ ઉપરથી, મને આએ કોટ મલિયોછ."

"તાહારે શું ગાંધીભાઇએ"—

"વલી એજ કોટના ખિસામાંથી એક નાહની જેવી કલોરોફોર્મની બાટલી પન મને મલીછ. જુવો આએ રહી તે." જહાંગીરશાહે એક નાહની બાટલી તે ઓવર–કોટના ખિસાંમાંથી કાહડી સઘલાઓને દેખાડી કહ્યું. "એ બેહોશ કરનારી દવા ખુનીએ "કેમ્પ" કમ્પનીમાંથી લીધી'તી. તેનું લેબલ બાટલી ઉપર હજી લગાડેલુંજ છે. મેં કેમ્પને તાંહાથી ખબર મેલવીછ, કે તે ખરીદનાર કોન હતો.'

"કોન હતો વારૂં!" ફૂલી અને લવજી એકકી વખતે અધીરાઇથી બોલી ઉઠયા.

"પેસુ પોમેટમ!" શામરાવે જવાબ દીધો.

"નહિ. પેસુ પોમેટમબી નહિ, 'ને ગાંધીભાઇબી નહિ. કલોરોફોર્મ ખરીદનાર ખસરૂ ખરાસ પોતે હતો." જહાંગીરશાહે જવાબ દીધો.

"ખસરૂ ખરાસ." સઘલાઓ અજબ થઇ બોલ્યા.

"હા. ખસરૂ ખરાસ પોતે." જહાંગીરશાહે પેલો ઓવર કોટ પાસેના સોફા ઉપર મુકતાં જવાબ દીધો. "બે આંઉન્સ

કલોરોફામ કેમીસ્ટે ખસરૂને ડાકટરની ચિઠી વગર આપવા ના પાડી, તાહારે ખસરૂ ખરાસે એક સાક્ષી રજુ કીધો હતો."

"'ને તે સાક્ષી કોન?"

"તે સાક્ષી પેસુ પોમેટમ," જહાંગીરશાહે જણાવ્યું. "પેસુ જાણુતો 'તો, કે ખસરૂ કલોરોફામ સાથે લેઇ ફરેછ, તેથીજ તેને ખુન કરવાની લાલચ થઇ."

"ઠીક છે, ઠીક છે." લવજીએ જહાંગીરશાહને એક આડકતરો સવાલ કીધો. "પન કલોરોફામ પોતાની સાથે લેઇ ફરવાનું ખસરૂને શું કારન?"

"હા જી." જહાંગીરશાહે લવજીને જવાબ આપ્યો. "તે તો ખસરૂ પોતે જાણે, 'ને જે તેને પુછી ખુલાસો મેલવે, તે જાણે?"

"હું ખાતરીથી કેહુંછ, કે પુલીસ જો પેસુને "પ્રોસીક્યુટ" કરે, 'ને હું જો પેસુનો "ડીફેન્સ" કરૂં, તો જહાંગીરશાહ, તમારી આટલી દલીલો છતાં, હું પેસુને સેસનમાંથી છોડવી લેઇ જાઉં." લવજીએ ભાર મુકી કહ્યું. "એ તે કંઇ ખુનના પુરાવા કેહવાયે જહાંગીરશાહ? પેસુએ ખસરૂનું જો ખુન કીધું હોય, તો પાછલથી તે ગાંધીભઇને શું કાંમ મલવા આવે?"

"બાવા માફ કરો." જહાંગીરશાહે કંટાલીને જવાબ દીધો. "ઉંદર 'ને બીલાડી વચ્ચે જેવું વેર હોયછ, તેવું વેર, હા અને ના વચ્ચે હમેશ વસેછ. વાસ્તે તમે કનફેશન વાંચો, એટલે ખાતરી થશે."

"બરાબર છે. લવજી. તમે કનફેશન વાંચવું શરૂ કરો." શામરાવે જહાંગીરશાહને ટેકો આપ્યો, 'ને લવજીએ મરનાર ગાંધીભઇનું કનફેશન વાંચવા માંડ્યું.



# પ્રકરણ ૩૬ મું.

## ગાંધીભઇનો ગંભીર એકરાર.

"સને ઓગનીસો—ના જુન માસમાં, મુંબઇમાં દાદર અને નાએગામના રસ્તા વચ્ચે, એક ભાડુતી વિકટોરીયા અંદર, જે પારસીનું ખુંન થયું હતું, તેની ખરી બિના લોકોના જાણવામાં આવે, એવી મતલબથી મેં મારો આએ ગંભીર એકરાર લખી કાહડયો છે, જે બોલે બોલ ખરો છે, એવું માનવાને જે કોઇ આ લેખ વાંચે અને સાંભલે, તેને હું નમનતાઇ સાથ અરજ કરૂં છું."

"દાદરવાલાં ખુંન સાથ નહિ, પણ ખુનવાલી બાબદ સાથ મને ઘાડો સંબંધ હતો; પણ મારા એ સંબંધ વિશે લોકોને કસ્સોબી શક કે સંદેહ નહિ હોવાથી, એક ભલતાજ નિરદોશ ગ્રહસ્થ ઉપર એ ખુન વિશે જાસ્તી ગુજરી હતી. મારા જમઇ ફ્લીમઇ ઉપર ખશરૂ ખરાસના ખુનનુ બોહતાંન અગરજો પુલીસે વગર વિચારે, અને વગર તલાશ કરવે મુકી તેને પરહેજ કીધો નહિ હોતે, તો હું કદીબી આ ગંભીર એકરાર લખતે નહિ. પણ મારા જમઇ ફ્લીભઇને ઇનસાફ આપવા ખાતર, તેને મુંબઇની વસ્તીમા અને પારસી કોમમા નિરદોશ જાહેર કરવા ખાતર, તથા જે માન અને ઇજજત તે હાલ પોતાના દોસ્તો અને વખાણનારાંઓમાં મેલવે છે, તેમા વધારો થાયે એવાં હેતુથી, મેં આએ મારૂ "કનફેશંન" લખ્યું છે."

"ફ્લીભઇ જો કે ખુંનના અપરાધમાંથી જયુરીના એક મતે નિરદોશ ઠરી છુટી ગયો હતો, તોપણ મારી તરફ

તેની બદલાયેલી ચાલચલનથી મેં જાણી લીધું હતું, કે ખશરૂ ખરાસના ખુન વિશે તે સરવે કાંઇ જાણુતો હતો. દાદરવાલા ખુંન સાથ મને ધાડો સંબંધ હોવાથી, મને મારા પોતા વિશે જબાણુથી લખી સાબેત કરી આપવું છે, કે એ ખુંનવાલી બાબદ સાથ મને કેવા રીતની નિસબત હતી."

"મારા મુવા પછી ઇનસાફની નેમ જાળવવા ખાતર, જો આ મારૂં કનફેશંન જાહેર કરવું પડે, તો તેમ કરવાની પુર છુટ હું મારા એકઝીકયુટરોને આપું છું. પણ બનતાં સુધી કોઇને ખાતર નહિ, તો મારી પ્યારી દીકરી ગુલબાનુંને ખાતર, એ બિના જો જાહેરમાં નહિ આવે, તો વધારે બેહતર."

"હું મારૂ કિસમત અજમાવવા પેહલ વેહલો સને અઢારસો——ના સાલમા અમદાવાદથી મુંબઇ આવ્યો હતો. મુંબઇ આવી મારી ગુંજાસ મુજબ, અને મારા વેપારી અક્કલ પ્રમાણે મેં મારો વેપાર વનજ ચાલુ કીધો હતો. મારો સેતારો તે દાદારની મેહરથી ચમકવા લાગો, અને હું જેબી કાંમ હાથ ધરતો, તે પાર પડતું હતું. મારા ફતેહમંદ સિતારાની ચાલથી, હું દોલત, માન, અને ઇજજતનો માલેક થયો હતો. દોલત અને દેહના સુખની સાથે, પરવરદેગારે મને સંસારનું સુખબી બક્ષેલું હતું, એટલે મને કોઇબી રીતની ફરીયાદ કરવાનું સેહજબી કારણુ નહિ હતું."

"પણુ સુખ અને દુઃખનો જોડો હમેશ સાથેજ રહે છે. દિવસ પછી જેમ રાત પડે છે, તેમ સુખ પાછલ દુઃખ પણુ ચાલતુંજ આવે છે."

"કમનસીબના જોરે મારી ખુશી ખુરમી અને રંગરાગમાં ભંગ પડીયો; અને તેજ દીવસથી મારી ગમગીની શરૂ થઇ.

તે રંગનો નાશ મારી માનીતી અને વફાદાર મોહોરદારના મરણથી થયો, જે પોતા પાછલ પોતાનીજ સીકલની એક સુંદર નકલ—મારી હેતવંતી અને કેલાગરી દીકરી—ગુલને વગર માદરની કરી તવલતી મુકી ગઇ."

"મારી ખુશી ખુરમી, મારી મોજ મજાહ, અને મારાં સુખનું સેવટ આવ્યું. રંગરાગ અને ગાંન તાન મારાં મકાંનને માહેતમ સમાન લાગ્યાં. વાડી-ગાડી, ખાના-પીના અને દોસ્તોની દીલભરી, એ સરવે તજી, મેં એકાંતમાં વસવાનું પસંદ કીધું."

"પણ જનમથી જે મોજીલો ખવાસ, તે એકાંતપણામાં કદીબી રીઝાતો નથી. લાંબે વખતે મારા દોસ્તો અને રફીકોની જીદને તાબે થઇ, સેવટે મેં પાછી મારી કરમાએલી તબિયતને ખિલવવા, અને મારી ગમીને દુર કરવા, હું પાછો તેઓ સાથ બેલાઇ ફરવા લાગ્યો."

"એજ વખતના અરસામાં, અનારકલી નામની એક વખણાએલી પંજાબી નાએકણનો પ્હેલવ્હેલો નાચ, મારા રફીકોએ, મને રિજવવા માટે, મારી ચોપટ કલબમાં કરાવ્યો. અનારકલીને મેં પેહલાં ત્યાંજ જોઇ હતી. તે જો કે રંગે સાંમલી હતી, પણ તેના ચેહરાનો ઘાટ કોઇનુંબી ધ્યિાંન ખેંચે, તેવો હતો. તેની આંખોમાં કંઇ એવી શકતી હતી, કે કોઇબી આદમીની નજર સાથ જો તેણીની નજર મલતી, તો તે તેના ઉપર મોહી પડી, તેણીને વશ થઇ જતો હતો."

"પેહલી નજરે જોતાં અનારકલીએ મારાં ધ્યિાંન ઉપર જો કે જબરો છાપ મારિયો હતો, છતાં તે મને એટલી બધી ગમી નહિ હતી. પણ રફતે રફતે હું તેની જાળમાં સપડાતો

ગયો. અને સેવટે તે મને એટલી તો વાહલી થઇ પડી, કે તેણીની પ્રિતમાં, હું દિવાના જેવો થઇ ગયો."

"અનારકલીની પ્રીતમાં અંતે હું ફસિયો. મારી હાલત હું ભુલી ગયો. મારી ઇજ્જત અને મારા દરજ્જાની મને કાંઇબી ફાંમ રેહી નહિ; લોક મારે માટે શું બોલશે તેનાબી મને દરકાર રહી નહી, અને મારૂં સર્વસ્વ વિસારી મેલી, હું રાત દાહડો અનારકલીની સંગતમા પડયો."

"ઇનસાફને ખાતર મારે કેહવું જોઇએ, કે અનારકલી જો કે ધંધે એક નાએકણુ હતી, પણુ તે ખરી ઇજ્જતદાર, અસમતવાલી, અને એક કલંક વગરની ઓરત હતી. તેની મા રમજાંન પોતાની દીકરી ઉપર એવી તો કરડી નજર રાખતી હતા, કે તે કાઇ સાથ તેણીને વાત તો શું, પણુ નજર મેલવવાં વટિક દેતી નહિ હતી. એક કલાકબી તે પોતાની નજર આગલથી અનારકલીને દુર કરતી નહિ હતી."

"હું કમનસીબની સરજત ઉપર હિનપસ્તીનુ 'સીલ' પડી ચુકયું હતું, અને તે ઉપર બદનામીની મોહરનો છાપ લાગુ પડેલો હતો. હું અનારકલીના પ્યારમાં પડી ચુકયો હતો. મારો પ્યાર અનારકલી તરફ કેવો અને કેટલો હતો, તે વિશે કંઇ પણુ અતરે લંબાણુ કીધા વગર હું જણાઉછુ, કે મેં અંતે મારી પ્રિતની અગન બુઝાવવા, મારાં જરના જોરે, રમજાંનને મે મારા હાથમાં લીધી, અને તેની ખુબસુરત દીકરી અનારકલીને મે મારા આસરા હેઠલ રાખી. એક પરણી ઓરત જેવાં સરવે સુખોથી તેણીને નવાજવાની, અને લાખો લાડોમાં છુપી રીતે રાખવાની સેંકડો કબુલાતો મે કરી હતી, અને તેવી મતલબનું એક પાકકું લખત, મે મારે હાથે અનારકલીને કરી

પણ આપ્યું હતું."

"મારી પ્રીતનું માપ અનારકલીએ બરોબર કરી લીધું હતું. તે ખુબસુરત પંજાબને મારી હાલત જાણી લેઇ, ચેરાગ ઉપર જલતા પરવાના મીસાલ મને જલાવી, મારી તેવી હાલત ઉપર તે મજાહ મેલવવા લાગી. અંતે અનારકલીએ એક દિવસે મને મારા એક સવાલના જવાબમાં, પોતાની સુંદર ઉરદુ જબાંનમાં નિચલા સખુનો કહ્યા:—

"શેઠજી, બેશક મારી મોહબત સાચી છે. હમો પંજાબનો પ્રિતના સાચ્ચાં અને વફાદાર છઇએ. હમો કદીબી બેગાનાઓ ઉપર પ્રિત કરતાં નથી. હમો કદીબી હમારૂં દીલ બેગાંનાંઓને આપતાં નથી. જ્યાં અમારૂ દીલ લાગેછે, ત્યાંજ હમો હમારી પ્રિત આપીએ છઇએ. હમો હમારા મરદોની બાજુએ દુઃખમા તેના ઉપરનો ભાર ઉઠાવવા તેની સોડે સોડ બાહાદુરીથી ઉભાં રહીએ છઇએ; હમો એક ગુલાંમના જેવી તેમની તાબેદારી કરિયે છઇએ; હમારૂ દીલ કદીબી તેમનાથી ફરતું નથી. અને બેવફાઇ શું તે હમો સમજતાં નથી. પણ જો તેઓ સહજબી બેવફા થયા; જો હમારો પ્રિતને તેઓ દગો દેઇ બીજીના થયા; તો જેટલી મધુર હમારી પ્રિત છે, તેથી હજાર હિસ્સે કડવો હમારો ક્રાનો થઇ પડ છે. વફાદાર રેહી હમારો જીવ લેવો; અને બેવફા થઇ હમારા કિનાથી તમારો જીવ બચાવો. શેઠજી, શું એવી હમારી પ્રાત આપને મંજુર છે?"

"આ ખુબસુરત પંજાબનની પ્રિતનો એકરાર સાંભલી, હું તેની વફાદારી ઉપર હજાર જાનથી નેસાર થઇ ગયો. સબબ તેણીએ કરેલા એકરારના બેહેબોલ ઓરતજાતને છાજતી વફાદારી ભરેલા હતા. તે ખુબસુરત પંજાબંનના પ્યારે

મને આંધળો કીધો હતો, અને દેખતી આંખે હું એક ઉંડા કુવામાં પડીયો હતો"

"પણ કરમમા લેખ જુદાજ લખાયા હતા ! અનારકલી વફાદાર તો ખરી. તે વફાદાર હતી. પણ અફસોસ ! સેવટ સુધી વફાદાર રેહવાનુ તેણીના કરમમા લખાયુ નહિ હતું. ત્રણ વરસ સુધી અનારકલી આબરૂ ઇજ્જતથી, લાખો લાડ વચ્ચે મારા આસરા હેઠલ છુપી રાતે રેહી હતી. એ દરમિયાંન પોતાના જેવીજ એક ખુબસુરત છોકરીનો તેણીએ જનમ આપ્યો હતો. આ છોકરીનો જનમ તેની માતાના કાળ સમાંન હતો. અનારકલીના કમનસીબે જોર કીધું, અને હવે પોતાના અસલ ધંધામાં તે પાછી મજાહ માનવા લાગી. મારા આસરા હેઠલ રેહવા છતાં, અનારકલીને પોતાના ગાયન—બજાયન, અને નાચના જલસા કરવાનો પાછો શોખ થયો, અને તે માટે તેણીએ બજીદ થઇ મારી રજા માગી, પણ મે તેને રજા આપવા સાફ ના પાડી. એ કારણે તે મારો તરફ બેદીલ બની. એવી બેદીલી વચ્ચે બીજા બે વરસ સુધી હમારો સંબંધ ચાલુ રેહો, અને અંતે તે કંટાલી પોતાના એક પુરા ફરજન્દને પડતું મેલી, એક દિવસ પોતાની મા રમજાંનની ચોરી છુપીથી, કોઇ સાથ પેલુ લખત લેઇ તે નાહાસી ગઇ"

"અનારકલી નાહસી ગયા પછીજ મને મારી ભુલ માલમ પડી. ત્યારેજ મને મારાં કાંમ માટે પસ્તાવો લાગ્યો. બુઢી રમજાંનને અનારકલી સાથના મારા સંબંધની વાત, તથા તેને પેટે અવતરેલી પેલી છોકરીની હસ્તી છુપાવવા માટે, તેણીનું મોહડું બંધ કરવા હું મોટી રકમો તેને ઘડી ઘડી આપતો હતો. મારા દીલનો ગમ દુર કરવા, હું તરેહવાર ઉપાયો લેવા લાગ્યો,

અને હવે મારૂં સરવે સુખ હું મારી દીકરી ગુલમા સમજી, ફરીથી એકાંતમા વસવા લાગ્યો."

"એક દાહડો, હું મારાં કિસમત ઉપર અફસોસ કરતો હતો, તેવામાં મને કલકત્તાથી એક કાગજ મલ્યું, જેમાં એવું લખેલું હતું, કે "અનારકલી કલકત્તામાં મરણ પામી છે." તે કાગજનો લખનાર એક બંગાલી ડાક્ટર હતો આ ખબર મલતાંજ હું મારી તમાંમ મુસીબતનો અંત આવેલો સમજ્યો, સબબ મેં અનારકલીને કરી આપેલાં લખતને લીધે દરએક પળ મને તેણીથી ડરવું પડતું હતું."

"મને લાગું કે એક પાહડનાં જેટલો ભારી બોજો મારી છાતી ઉપરથી ઉચકાઇ ગયો. હું ફરીથી હસ્તુ મોહડું લેઇ ફરતો થયો. મારી આગલી ભુલથી ખાધેલી ઠોકરની મને યાદ હોવાથી, હવે હું હુશિયારીમાં ફરતો હતો, તવામાં એકાએક એક દાહડો અનારકલીની મા રમજાંન ચિથડે હાલ કપડાંમાં, પોતાની ખરચી ખુટવાથી મારી પાસ મદદ માંગવા આવી. અનારકલીની પેલી ખુબસુરત બાળકી વિશે તલાશ કરતાં તેણીએ મને જણાવ્યું, કે તે સુંદર છોકરા તો મરણ પામી હતી. ત્યારેજ મેં જાણીયું, કે અનારકલી તે છોકરીને પોતાની સાથે લેઇને નાહસી ગઇ નહિ હતી, અને તેણીના નાહસી જવા પછી, ભુખમરાથી તે છોકરી મરણ પામી હતી. રમજાંનને મોહડેથી આ સમાચાર સાંભલી હું ખુશી થયો. ખુશી એટલા માટે, કે અનારકલી તેમજ તેના ફરજન્દની વાત હવે બિલકુલ બંધ પડી જશે. એમ હોવા છતાં, રમજાંનને દર વરસ તેની હાજત પુરી પડે તેટલું નાંનું હું પોહોચતું કરતો હતો."

"ઘણીજ મોઘી કિમતે, અને ઘણેજ લાંબે વખતે મેં

મારાં મગજની શાંતી અને સુખ મેલવ્યાં ખરાં, પણ તેની હું ભોગવવા પામ્યો નહિ."

"અફસોસ! જવાંનીના જોરપર મુસ્તાક રેહી જાહેલીથી ભરેલું ગફલતીનુ એકજ પગલું, બુઢાપાના વખતમાં આબરૂ અને ઇજ્જતની ખુવારી અને બરબાદી કરે છે."

"એવે સમે ફલીબઇનું મુંબઇમાં આવવુ થયું, અને મારી ગુલાબાનું સાથ તેની પિછાન થઇ. બંન્નેના સ્વભાવ એક બીજાંને પસંદ પડવા લાગ્યા, અને એક બીજાના ગુણોની બારિકીથી તેઓ અરસપરસ કસોટી કરવા લાગ્યાં. પિછાનમાંથી દોસ્તી થઇ, અને દોસ્તીમાંથી પ્યાર બંધાયો, જે જોઇ હું દીલથી ખુશી થયો હતો, સબબ ફલીબઇ વિશે મને ઘણું ઉંચુ મત હોવાથી, ગુલાંના ખાવિંદ તરીકે મેં તેને પસંદ કરી, તેઓને અદરાવાની મેં પરવાંનગી આપી હતી. તેમના અદરાયા પછી થોડેક વખતે તેમના લગનની ગડબડમાં પડવાનો, અને એક સુભ દિવસે તે નેક કાંમ પાર પાડવાનો હું વિચાર કરતો હતો, તેવામાં એક પછી એક એવા બનાવો બનવા લાગ્યા, કે લગનને બદલે વધનની ધામધુમ ચલુ થઇ."

"રાંડેર,—ઓલપાડના માતબર પારસી મુગાજી મકતેદારના એક પુરા દીકરા ખરશેદ ખરાસે એક દિવસે ગુલ વીલવાલાં મારાં મકાંનમાં મારી મુલાકાતે આવી; મને જણાવ્યું કે, મારા આસરા હેઠલ રેહેલી પેલી પંજાબી નાએકણ અનારકલી, મરી ગઇ નથી, પણ હજી જીવતી હતી, અને મને ભમાવવાની મતલબથીજ તેણીએ કલકત્તેથી એક બંગાલી ડાકટર પાસ તેણીના મરણની ખોટી ખબર મારી ઉપર મોકલાવી હતી. કલકત્તામાં એક હલકા વરગની નાટક ટોલીમાં

તે સાંમેલ થઇ હતી, અને ત્યાં તે "લીવર કમપ્લેન્ટ"થી ઘણી બિમાર પડી હતી, અને સાજી થઇ તે પાછી મુંબઇ આવી હતી."

"મુગાજી મકતેદારના મરણ પછી, ખશરૂ ખરાસે પોતાના મરહુમ બાપે જમાવેલી દોલતનો છુટે હાથે ઉપયોગ કરવા કરવા માંડયો હતો. અનારકલીની તારીફ સુરતમાં તેને કાંને થઇ, અને તે સાંભલતાંજ તે છટેલ પારસી મુંબઇ આવ્યો, અને મારી ગેરહાજરીમાં અનારકલીની છુપી મુલાકાતો લેઇ, તેણીને મારી તરફ તેણે બેદીલ બનાવી. જે સંજોગો વચ્ચે એ બિના મેં પાછલથી જાણી, તે ઉપરથી હું નકી કરી ચુકયો, કે અનારકલીને મારી તરફ બેદીલ બનાવનાર ખશરૂ ખરાસ પોતે હતો."

"મારી તરફ બેદીલ બનવા ખશરૂએજ અનારકલીને શીખવી હતી. જલસા અને નાંચ કરવા જવા માટે, મારી પરવાંનગી માંગવા માટે ખશરૂએજ તેણીને ઉસકેરી હતી, અને તેજ વખતે મારો આસરો છોડી અનારકલી છુપી રીતે, ખશરૂ ખરાસ સાથેજ નિકલી ગઇ હતી."

"એવી રીતે નિકલી જવામાં તેણીએ કાંઇજ નહિ, પણ પોતાના સુખની ખરાબી કીધી હતી. જે મારા બેવફા થવાની ધારતી રાખતી હતી, તે પોતેજ બેવફા બની હતી. હું તેણીને છોડી દેઉ, તે આગમચ તેજ મને છોડી ગઇ હતી."

"જવાંની કોઇની સદા રેહતી નથી, તેમજ ધન-દોલત સદા કોઇને યારી આપતાં નથી એક સુંદર વસેલું ગાંમ ઉજજડ થયા પછી ફરી વસી શકે છે; એક ધનવંત નિરધન થયા પછી, ફરીથી ધનનો ધણી થઇ શકે છે; પણ ખીલેલું જોબંન ઉતરી ગયા પછી તે કદીબી પાછું ખીલતું નથી, તેમજ શરીરમાંથી જીવ નિકલી ગયા પછી, કદીબી તે પાછો

આવી શકતો નથી."

"અનારકલીની જવાની અને જોબન, વખત જતે કરમાતાં ગયાં; તેણીની આંખનું તેજ દારૂ અને નાટક કરતાં કરવા પડેલા ઉજાગરાથી ઘટતું ગયું; તેણીની ખુબસુરતી કમી થઇ ગઇ; અને તેની સફાઇદાર ચાંમડી ઉપર જયારે કરચલીઓ ચહડી; અને તે સાથ ખશરૂના ખીસાં માહેલો ખજાનો જયારે ખપી રેહવા આવ્યો, ત્યારે સેવટે તેઓએ મુંબઇ આવી મારી પાસ નાનાં કઢાવવાનો વિચાર કીધો."

"એવી કિસમનો પોતાનો પાકો ઇરાદો બેશરમ ખશરૂએ અને હિમતથી જણાવ્યો, અને મે પણ તે ઘણીજ ધિરજ અને શાંતીથી સાંભલ્યો, કારણ હું જાણતો હતો, કે મારો તમામ ભેદ તેના હાથમા હતો."

"ખશરૂની ફરમાસ પ્રમાણે અનારકલીને મલવા માટે મે સાફ ના પાડી, પણ મારો ભેદ છુપો રાખવા માટે તે જેવી કેહ, તે કરવા મે મારી મરજી જણાવી."

"બે સરત ખશરૂ ખરાસે મને કબુલ કરવા કેહ્યું. પેહલું એ, કે દર માસે બસો રૂપિયા વ્યાજ આવે એટલી રકમ અનારકલીના ગુજરાંન માટે મારે તેણીને આપવી. અને બીજું, મારી દિકરી ગુલબાંનુ સાથ ખશરૂને મારે પરણાવી આપવી. તેની પેહલી સરત મેં ખુશીથી કબુલ કરી હતી, પણ બીજી સરત કબુલ કરવા મેં સાફ ના પાડી હતી. પણ લાચાર! મારી હુજ્જત ટકી શકી નહિ. અનારકલીને મે લખી આપેલું લખત, ખશરૂએ જાહેર કરવાની મને ધમકી આપી, અને અંતે મારી આબરૂના બચાવ કારણ, હું ગુલબાંનુ સાથ ખશરૂને પરણાવી આપવા કબુલ થયો હતો."

"ગુલ વીલમાં તે આવનો જતો થયો. અને ગુલબાંનુ સાથ તેને ઓળખાન થયું. પણ ગુલબાંનુએ ખશરૂ સાથ પરણવા ના પાડી, સબબ તે ફૂલીભઇ સાથ અહરાઇ ચુકી હતી. વલી એ વિશે ગુલબાંનુનો વિચાર મને ઘણોજ સખત માલમ પડયો, એટલે મેં તેણીને વધારે જબરી કરી નહિ, પણ ખશરૂ ગુલબાંનુના હાથને બદલે જેટલી રકમ મારી પાસ માંગે, તેટલી રકમ તેને આપવા હું તઇયાર થયો હતો."

"આદમી ધારે છે શું, અને ખુદા કરે છે શું. જે રાતે ખશરૂનુ વિકટોરીયામાં ખુન થયું, તેજ રાતે તે મારી પાસ આવ્યો, અને અનારકલીને મેં લખી આપેલું લખત મને દેખાડી, તેણે મને ધમકી આપી. તેને જેબી રકમ જોઇતી હોય, તે માંગવા મે તેને જણાવ્યું, પણ તેણે સાફ ના પાડી. સરવે બાબદ જાહેરમાં મેલવાનો પોતાનો ઠેડાવ મને જણાવ્યો. મેં વિચાર કરવા બે દિવસની મેહનલ માંગી, પણ તેબી તેણે આપવા ના પાડી, અને ફફડી ચટકી પેલું લખત લેઇ, તે ગુલ વીલ છોડી ગયો. હું બિલકુલ લાચાર થઇ ગયો. એકજ ઇલાજ આવાં સંકટમાંથી બચી જવાનો મને જે દેખાતો હતો, તે એજ હતો, કે ફકત પેલાં દસ્તાવેજનો કબજો કોઇબી રીતે મારે મેલવી, બીજી તમાંમ બાબદો નામુકર જવી."

"ફકત એજ અને એવાજ વિચારથી હું તે રાતે તુરતજ ખશરૂની પુઠે મુંબઇ ગયો. ગ્રાંટ રોડ ઉપરના એક હોટેલમાંથી ખશરૂને પેસુ પોમેટમ સાથ નિકલી, કોટ તરફ મેં જતાં જોયો. મેં બેઉ જંનની પુઠ પકડી. કોટમાં તેઓ ટેમ્પલ બાર હોટેલમાં દાખલ થયા, અને હું તેની બાહાર નિકલવાની રાહ જોતો રસ્તા ઉપર છુપાઇને ઉભો. અંતે ટેમ્પલ બારમાંથી

ખશરૂને મોડી રાતના એખલો, બિલ્કુલ છાકટી હાલતમાં બાહાર નિકલતો મેં જોયો. રાજાબાઇ ટાવર સુધી ખશરૂ ઠોકરાતો, અને લપેરા ખાતો ચાલ્યો. હું તેની પછવાડેજ ચાલતો હતો, તેટલાંમાં તેને એક ઠોકર લાગી, અને ફુટ પાથ ઉપર તે લપેરો ખાઈ પડયો. આ તકનો લાભ લેઇ પેલુ લખત તેના ખીસા-માંથી કાહડી લેવાનો મેં ઠેડાવ કીધો, તેટલાં એક પારસી ત્યાંથી ચલી જતો હતો, તેની ખશરૂ ઉપર નજર પડતાંજ તેણે તેને ઉંચકી ગાડીમાં નાખવા એક વિકટોરીયા બોલાવી. આ પારસી ફલીભઇ હતો, એવી મને તે વખતે બિલ્કુલ ખબર હતીજ નહિ. મારી તમામ મેહનત હવે બરબાદ ગઇ, સબબ પેલા પારસીની હાજરીમાં હું ખશરૂને કાંઇબી કરી શકનાર નથી, એમ ધારી તુરતજ હું મારે રસ્તે નિકલી ગયો, અને મારી બેહદ અજાયેબી વચ્ચે મને બીજે દિવસે ખશરૂના ખુનની ખબર મલી."

"ખશરૂના ખુનની ખબરથી મારી ફિકર ટળી નહી, અને એક બીજી નવી ફિકર મને પડી. તે એ હતી, કે અનારકલીને મેં કરી આપેલું લખત હવે જલદી જાહેરમાં આવશે. પણ વલી મારી મોટી ખુશાલી વચ્ચે મેં જાણ્યું, કે તે લખતની હસ્તી વિશે, બીજે દિવસે ખશરૂના ખુન માટે બેઠેલા કોરોનરની જયુરી સનમુખ કાંઇબી વાત નિકલી નહિ.

'તે દસ્તાવેજ ગુમ થયું છે, એમ મે નક્કી માન્યું. વલી વધુ મારી ખાતરી મેં એમબી કીધી, કે જેનાબી હાથમાં તે દસ્તાવેજ ગયું હશે, તેણેજ ખશરૂનુ ખુન કીધુ હશે. એમજ જો થયું હશે. તો મોડે યા વેહલ્લે તે શખસ તે દસ્તાવેજ માહેલી બીના વાંચી મારા પાસ આવ્યા વગર રેહેનાર નથી,

અને તે વખતે તે દસ્તાવેજનો કબજો લેવાને સેહલથી બની આવશે."

"પણ મારા ભારી ભેદ અને મારી બેહદ અજાએબી વચ્ચે, ઇન્સપેકટર વાસુદેવ ફડકે, ખશરૂ ખરાસના ખરા ખુની તરીકે, એક દાહડે ગુલ વીલમાંથી, ફ્લીભઇને પકડી ગયો."

"આ મારી નવી ગમગીનીના વધારા સાથ બીજી નવી ફિકરમાં હું પડયો. ફ્લીભઇએ જો ખશરૂનુ ખુન કીધું હોય, તો મેં વચાર કીધો, કે અનારકલીને લખી આપેલુ લખત ફ્લીભઇના કબ્જામા હશે, અને તે મારા સરવે ભેદોથી જાણીતો થયો હશે. ફ્લીભઇનુ એક ખુની તરીકે પકડાવું જેટલું મને દુખી કરતું નહિ હતું, તેથી વધારે ફ્લીભઇએ અનારકલીવાલાં મારા દસ્તાવેજ માહેલી સરતો જાણી હશે, એમ જાણી હું દુઃખી થતો હતો."

"ફ્લીભઇના બચાવ માટે મારા દોસ્ત લવજી બેરિસ્ટરને મે રોકયો હતો, પણ ફ્લીભઇએ પોતાનો બચાવ કરવા સાફ ના પાડી. હું તેનું કારણ સમજી ગયો હતો. ફ્લીભઇએ મારી અને મારી દીકરી ગુલબાનુની ઇજજતના બચાવમાં પોતે ફાંસી જવાનું પસંદ કીધું હતું, સબબ જો તે પોતાનો બચાવ કરે, તો અનારકલીને મે જે લખત લખી આપ્યું હતું, તે કોરટમાં રજુ કરવાની તેને ફરજ પડે, અને તેમ કરતાં મારો ભેદ જાહેરમાં આવે. એ મારો ભેદ મારી ગુલની ઇજજતની બરબાદી કરતે, અને જવાંનીની જાહેલીમાં બાપે કરેલાં પાપનો શ્રાપ, તેના બાળકને સર ઉતરતે."

"ઓ પ્યાર! આંધલા પ્યાર! તારી શકતી હીણુ કેમ થતી નથી? તું સાધુને તેની તપમાંથી જગાડી તેના શાંત

દીલને કેવી બેકદર રીતે વિંધી, તેની તપનો ભંગ કરે છે! આબેદોના પરહેજગાર દીલને ફીટવનાર કોઇ નહી પણ તુંજ છે! શાંત દીલમાં અગન લગાડી, તે અગનીના ઉજાસ વચ્ચે મોજ મેળવનાર બેકદર તુંજ છે! ફરેબ દેનાર! ફસાવનાર! ખુવાર કરનાર! કોઇજ નહી પણ તું છે! ખુદા તારા બાણુના જખમથી બચાવે!"

"સેશનમાં ફલીભઇની લંબાણુ તપાસ ચાલી, અને અંતે ફલીભઇ જડજ અને જયુરીના એક મતે ખુનના બોહતાંનમાંથી નિરદોશ ઠરી છુટી ગયો હતો. ફલીભઇ છુટી ગયો, અને પેલાં દસ્તાવેજ વિશે મારો વસવસો જેવોને તેવોજ પાછો કાયમ રહો."

"પાપીઓને હમેશાં તેમનું અંતકરણુ ડંખે છે, અને પસતાવાનો મલમ તે ડંખ ઉપર કાંઇબી અસર કરતો નથી. વળી મગજની શાંતી જેવું એક અમુલ્ય સુખ, પાપીની સંગત તજી જાય છે, એટલે બેચેન જીવ નિરાંત મેલવવા નાહેકે વલખાં મારે છે."

"ગમે એવા મકકમ વિચારો હોવા છતાં, મારૂ અંતકરણુ મને હર પળ ડંખતુ હતું. અને મને કુદરતીજ ધાસ્તી પડયા કરતી હતી. અંતે મારી તે ધાસ્તી ખરી પડી. એક દાહડે મોડી રાતે, મરનાર ખસરૂ ખરાસનો દોસ્ત પેસુ પોમેટમ, પેલું અનારકલીવાલું મારૂ લખત, જે ખસરૂ પોતા સાથ લેઇ ફરતો હતો, તે પચ્ચીસ હજાર રૂપ્યાની કિમતે મને વેચવા આવ્યો હતો. તે લખત જોતાંજ મારી છાતી ફાટી જતી હોય, એમ મને લાગ્યું; તે લખત જોતાંજ મારાથી એક જબરી ચીસ પડઇ ગઈ. હું ધાસ્તીથી અધમુવો થઇ ગયો, પણ હિંમત

રાખી મે પેસુ પોમેટમ ઉપર ખશરૂનુ ખુન કરવાનો આરોપ મુકી, તેને પુલીસને સ્વાધીન કરવાની મે ધમકી આપી. પેસુ પોમેટમે બાહદુરીથી પોતાનો વાંક કબુલ કીધો, અને હું જો તેને પુલીસને સ્વાધીન કરૂં, તો અનારકલીવાલાં લખત માહેલી સરવે બિના જાહેર કરવાની તેણે મને ધમકી આપી. અંતે મારી ઇજ્જતને ખાતર, મારી દીકરી ગુલને ખાતર, ખશરૂ ખરાસના ખરા ખુનીને ઓલખવા છતાં મને છુપાવવો પડયો, અને પેસુ પોમેટમને પચીસ હજારનો ચેક, મુંબઇ બેંક ઉપર આપી, પેલાં અનારકલીવાલાં લખતનો મે કબજો લીધો. પેસુ પોમેટમને મુંબઇ છોડી હાંગકાંગ કે સીંગાપોર નિકલી જવાની મેં ભલાંમણ કીધી, અને તે તેણે કબુલ કીધું."

"પેસુ પોમેટમના ગયા પછી મારી હાલતનો મને પુરેપુરો ખ્યાલ આવ્યો. મારી જીંદગીથી હું બેજાર થઇ ગયો હતો; મારાં મનની શાંતી બિલ્કુલ જતી રેહી હતી; અને અંતકરણના પાર વિનાના ડંખથી હું રિબતો હતો. આ રિબતી જીંદગીનો અંત લાવવા મે આપઘાત કરવાનો વિચાર કીધો, પણ મારી હિંમત ચાલી નહી."

"આપઘાત હિચકારાઓ કરતા નથી. આપઘાત કરનારાઓ ખવાસના ઠડેલ, ઠરાવના મકકમ, અને દ્રઢ વિચાર સાથ સંગ જેવા કઠણ દીલના, બેરેહમ અને બેકદર હોય છે. મગજની ઉસકેરાયેલી, તેમજ શાંત હાલતમાં વટીક આપઘાત થઇ શકે છે, પણ કોઇબી રીતે મોતથી તેઓ ડરતા નથી. જો મોતથી તેઓ ડરે, તો આપઘાત કરેજ નહી, એટલેજ હિચકારાઓથી આપઘાત થતો નથી."

"મારી હિમત આપઘાત કરવાની થઇ નહિ. દાદરવાલાં

ખુન સાથ મને કેવી રીતની નિસબત હતી, તે સરવે લખી કાહડવાનો મેં ઠરાવ કીધો, કે જેથી મારી કજા બાદ ખશરૂ ખરાસના ખરા ખુનીની ખરી હકિકત લોકોના જાણુવામાં આવે, અને ભવિશમા જો કોઇ શકભરી ચાલનો ભલતો આદમી પુલીસને હાથ ખશરૂ ખરાસના ખુની તરીકે પકડાયે, તો તેને નાહેક સજા નહિ થાય."

"આ મારૂ કનફેશન જયારે વંચાશે, ત્યારે પેસુ પોમેટમ કાયેદાની ચુંગાલમાથી બચી કોઇ દુર દેશાવર તરફ નિકલીબી ગયો હશે. અનારકલીને કરી આપેલું મારૂ લખત હું ફાડી નાખતો નથી, પણુ આ કાગજોની સાથેજ મે રાખેલું છે, કે જેથી અનારકલીની વારતાનો ભેદ મારા વાંચનારને બરાબર સમજ પડે."

---

## પ્રકરણ ૩૭ મું.

### ફુપુ વારંટ. ખુનીનો ખુલાસો.

"શુકર યઝદાંનના કે અંતે તેવન નિરદોશ ઠડીયા." ફલીભઇ જેવું કનફેશન વંચાઇ રહ્યું કે બોલ્યો.

"હું પેહલ્લેથીજ ધારતો'તો, કે ગાંધીભઇ જેવું આદમી કદીબી એવું કાંમ કરે નહિ." શામરાવે પોતાનો વિચાર જણાવ્યો.

"જોયું બેરિસ્ટર સાહેબ." જહાંગીરશાહે લવજીને સલાંમ કરી કહ્યું. "હું શું કેહતો'તો ? મારો વિચાર તો તમે હસી કાહડતા'તા ?"

"ખરેખર જહાંગીરશાહ." લવજીએ પોતાની ભુલ

કબુલી. "હું કંઇ જુદીજ અટકલ કરતો'તો."

"ચાલો હવે હું રજા લેઉછ." જહાંગીરશાહે ઉઠી જવા માંગ્યું. "મારે પેલા ઓનરેબલ મીસ્ટર પોમેટમની હવે એકદમ મુલાકાત લેવી જોઇએ."

"બેશક." ફુલીએ જવાબ દીધો. "કંઇ ફિકર નહી ખાનસાહેબ. તેને બેલાશક પકડો. તે જો અનારકલીના લખતની સરવે બિના જાહેરખી કરે, તો શું મુજાકો છે. ગુલ સાજી થતાજ હમો લગન કરી એકદમ મુંબઇ છોડી દરીઆઇ સફરે દુર નિકલી જઇશું, એટલે સરવે નવું જુનું થઇ જશે. તમે જાવો, જલદી જાવો ખાનસાહેબ, 'ને તે ખુનીને પકડો; કદાચ તે મુંબઇ છોડીબી ગાયો હોય?"

"તે જો એક પગલુંબી આગલ ભરે, તો મને તેની પેહલી ખબર મલે." ખાનસાહેબે જણાવ્યું. "હું જાહારે હિયાં બેરી નિરાંતે વાત કરૂછ, તાહારે મારા સફેદ કપડાં-વાલાઓ, તેની પીઠ પાછલ ફરતા ફરેછ. વલી મોડું કાહાં થયુછ, મારી પાસ બેઉ ચીજ તઇયાર છે."

ખાનસાહેબ જહાંગીરશાહે પોતાના ગજવાંમાંથી વડા માજીસ્ટેટની સહી સાથનું વારંટ, અને એક લોખંડની બેડી પોતાના પાટલુંનના ખિસાંમાથી બાહાર કાહાડી સરવેને દેખાડી.

"વારંટ!" લવજી અજબ થઇ બોલ્યો. "જહાંગીરશાહ તમે તમારી અટકલમાં જબરા ભઇ? શાબાસ! તમારાજ જેવા બાહોશ અને અપક્ષપાત બધા અમલદારો મુંબઇની પુલીસમાં હોય, તો પ્રજાને કેટલો બધો તેનો લાભ મલે?"

આ વાતચીતમાં એકાએક ખલલ પડી. કોઇએ દરવાજો બાહરથી ઠોકયો, અને શામરાવે તુરતજ દરવાજો ઉઘાડતાં એક

જવાંન પારસી દરવાજા આગલ ઉભો રહી બોલ્યો :—"માફ કરજો સાહેબો; મી૦ લવજી બૅરીસ્ટર હિયાં છે કે ?"

આએ જવાંન પારસીને શામરાવ ડાકટર દિવાંનખાંનામાં દાખલ કરી, પોતે ગુલ્લાંની તબિયત તપાસવા માલ ઉપર ગયો.

"કેમ શું છે?" લવજીએ પેલા પારસી તરફ જોઇ પુછ્યું.

"મી૦ લવજી, હમારા સેઠે આએ ચિઠી તમુને હાથો હાથ પુગાડવાની મને તાકિદ કીધીછ." પેલો પારસી બોલ્યો. "હું તમારા "ચેમ્બર"માં ગીયો 'તો, 'ને તાંહાંથી હમાલના કેહવા પરમાણે હું હિયાં આયોછ. એ ચિઠી ઉપર "અરજંટ" કરી લખેલું છે."

"એ કોને મોકલી ?"

"મેસર્સ મીનોચેહર ઍન્ડ મૉરીસન."

"ગાંધીભઇનાં સોલીસીટર ?" લવજીએ તેમને ઓલખી કાહડી ચિઠી વાંચવા માંડી.

લવજીએ તે ચિઠી વાંચી જરા મોહડું મલકાવ્યું, અને ઇન્સ્પેકટર જહાંગીરશાહ તે ચિઠીની મતલબ વિશે અટકલ કરી બોલ્યો :—ચાલો! ચૅક વાંધામાં પડયો કે કેમ? બોલોની મી૦ લવજી? એ તમારા સોલીસીટર શું લખેછ?"

"જહાંગીરશાહ તમે તો જુલમ કરી રેહયાછ?" લવજી અજબ થઇ બોલ્યો. "તરક કરવામાં તમો જબરા બાહોશ દીસોછ. પેસુ પોમેટમ ચૅક વટાવવા બોમ્બે બેંન્કમાં ગેઇ કાલે ગીયો 'તો, પન એટલી મોટી રકમના ચેક વિશે બેંન્કના મેનેજરને શક જવાથી, તેણે ગાંધીભઇના સોલિસીટરશેને પુછાવિયું, 'ને સોલિસીટરે જવાબ લખિયો, કે ગાંધીભઇ

ગુજરી ગયલા હોવાથી, તે ચેક વસુલ કરનારે ગાંધીભાઇના "એકઝીક્યુટરો"ની મંજુરીયાત મેલવવી. મી૦ મીનોચેહર લખેછ કે :—

"મી૦ પેસતનજી પોમેટમને મેં આજે સાંજના પાંચ વાગે ગુલ વીલા મધે તમુને મલી ચેકના બાબમાં ખુલાસો કરવાની, તથા તમારી મંજુરીયાત મેલવવાની મે સલ્લાહ આપી છે, 'ને તેવને તેમ કરવા કબુલ કીધું છે."

"ઠીક ઠીક." જહાંગીરશાહ મોહડું મલકાવી બોલ્યો. "ઘનુજ નેક થયું, કે સોલિસીટર મીનોચેહેરનુ કાગજ વખત સર આવી પુગું, નહિ તો મને જરા વધારે મેહનત પડતે."

"કેમ ડાકટર?" ફ્લીએ શામરાવને પાછો ફરેલો જોઇ પુછ્યું. "ગુલ કેમ છે?"

"બિલ્કુલ તંદરોસ્ત છે." શામરાવે જવાબ દીધો. "તાપ 'નૉરમલ" છે, 'ને મિજાજ પન ખુશ છે. ફકત આસાએશની ઘણીજ જરૂર છે."

"મીનોચેહરને મારી સલાંમ કેહજો." લવજીએ પેલા પારસી કલાર્કને જવાબ દીધો. 'ને કેહજો કે—"

પણ લવજી કાંઇબી વધારે બોલે, તેટલાં સોલિસીટરના કલાર્કની નજર ગુલ વીલાના કમ્પાંઉન્ડમાં પેસુ પોમેટમ ઉપર પડી.

"લેઓ સાહેબ, તેવન પોતેજ હિયાં આવેછ?"

"ઓહો! આવવા દેઓ? આવવા દેઓ?" જહાંગીરશાહ નિરાંતે બોલ્યો.

પેસુ જેવો દાદર ઉપર ચહડયો, તેવોજ મીનોચેહર

સાલિસીટરના કલાર્કને ઓલખીને બોલ્યો:—"હલ્લો કેમ માસતર; તમે કંઇ હિર્યા?"

"જરા શેઠનુ કાંમ———

"હોસે, હોસે! પન મી૦ લવજી છે કે? હું તેવનનેજ મલવા—"

"હાજી, તેવન આએ રૂમમાજ બેઠેલા છે." સોલિસીટરનો કલાર્ક સઘલો મામલો સમજી જઇ બોલ્યો. "મી૦ લવજી, આએ જેન્ટલમેન તમુને પુછેછ."

"આવો—આવો—માસ્તર! અંદર આવો! બેસો." લવજીએ પેસુને બનાવવા માંડીયો. "સાહેબને જોઇ હું ઘણોજ ખુશી છેઉ. બેસો."

"'ને બંન્દાબી મુરબીને જોઇ બેહદ ખુશ છે." પેસુ એક નાટકને છાજતી ઢપે પોતાની લાએકી જણાવવા લાગ્યો.

"સાહેબનો રોજગાર?" લવજીએ સવાલ કીધો.

"મારો રોજગાર? હાહાહાહા." પેસુ ખોટું હસવાનું ડોલ ઘાલી બોલ્યો. "મારો રોજગાર પુછોછ? અજબ જેવું છે, કે આપ મેહરબાંન સેવકને પિછાંનતા નથી. જી, હું મધરાસવાલી ઑપેરા કમ્પનીનો ડીરેક્ટર 'ને મેનેજર છેઉ."

"ઓહો! મેનેજર 'ને ડીરેક્ટર?" લવજીએ અજબ થવાનું ડોળ ઘાલી પુછ્યું. "બે ઓધ્ધા? બેશક તમુને ઘણી મેહનત પડતી હોશે!"

"જી, હાં." પેસુ વગર સમજવે પોતાની ખોટી બડાશ હાંકતો ગયો. "એ કલબ માટે નાટકોબી મનેજ લખવા પડેછ, 'ને ઑપેરાબી હુંજ જોડુંછ, અને 'રીહર્સલબી' હુંજ ચલાઉછ."

"ઓહો!" લવજીએ મજાકમાં ટાઉકો પુરયો. "તાહારે

તો તમુને ગાયનનો ઠીક અનુભવ હોવો જોઇએ."

"જી હાં." પેસુએ ભાર મુકી જવાબ દીધો. "તન–ચાર વરસનો અનુભવ."

"તન–ચાર વરશ?" શામરાવે સવાલ કીધો. "શું તન–ચાર વરશનો અનુભવ એક ઑપેરા કમ્પનીના ડીરેક્ટર માટે બસ છે?"

"હું એમ ધારૂંછ." પેસુએ જવાબ દીધો.

"'ને શું તન–ચાર વરશનો અનુભવ એક સારી નાટક કમ્પની ચલાવવા માટે બસ છે?" શામરાવે બીજો સવાલ કીધો.

"બેશક." પેસુ હિંમતથી જવાબ દેઇ મુછ ઉપર હાથ ફેરવવા લાગ્યો, જો કે તેના મોહોડાં ઉપરની મુછ તો મુડાવી નાખી હતી. "હું ધારૂંછ, કે કોઇબી સારી નાટક ટોલી ચલાવવા માટે, મારા જેટલો અનુભવ પુરતો છે."

"Non-sense! Fools rush in where angels fear to tread." શામરાવે હસી પડી ટીકા કરતાંજ સરવે કોઇ હસી પડયા, અને પેસુ ખસીઆનો પડી ગયો.

"વારૂ મી૦ પોમેટમ, કોઇબી નાટકની ફતેહનો મુખ્ય આધાર તમે લોક કેઇ ચીજ ઉપર રાખોછ?" શામરાવે નવો સવાલ કીધો.

"ચકચકિત લેબાસ; દીલપસંદ પરદા; 'ને મનપસંદ ગાયન ઉપર દરેક નાટકની ફતેહનો આધાર રહે છે." પેસુએ પોતાના ધંધાની ફતેહનો હિસાબ દેખાડયો. "મારી કમ્પનામાં ભવઇયાના તીસ ચાલાક પોરીઆઓ ઉપરાંત, કેટલીક ખાસ ગાનારીઓ અને બાકીના ખેલાડીઓ છે."

"મારી ખાતરી છે કે આજથી દસ વરસમાં નાટકનો

હુન્નર પારસીઓના હાથમાંથી બિલકુલ જતો રેહવાનો, સબબ એ ધંધામાં નવું પારસી લોહી હવે સેહજબી આમેજ થતું નથી." ડાકટર શામરાવે પોતાનું મત જાહેર કીધું. "કોઇબી નવા પારસી જવાનો એ ધંધામાં ખેલાડીઓ તરીકે સામેલ થતા નથી. જો નાટકનો હુંન્નર સુધારવો હોય, 'ને એ ધંધાને ઉચી પંક્તીએ ચહડાવવો હોય, તો સમજદાર પારસીઓએ એ ધંધામાં સામેલ થવું જોઇએ."

"મી૦ લવજી મને તમારી સાથ કંઇ ખાંનગી વાત કરવી છે, વાસ્તે જરા એકાંતમા—" પેસુએ લવજીને પોતાની ખાએસ જણાવી.

"ખાંનગી! કંઇ ફિકર ના કરો મી૦ પોમેટમ. આએ સાહેબો મારા અતલગના દોસ્તો છે, એટલે એઓથી કાંઇબી ચીજ ખાંનગી નથી." લવજીએ અંજાણુ બની જવાબ દીધો. "મી૦ પોમેટમ તમારી કંઇબી ખાંનગી વાત બિલકુલ ખાંનગીજ રેહશે."

પન મીસ્ટર પોમેટમ આ બાહોશ બેરિસ્ટરને પોહચી શકયો નહિ. એટલે તે જરા ગભરાટમાં પડયો, અને ગભરાટમાં પડી બોલ્યો:—"એ સાહેબો ભલે તમારા દોસ્તો હોય, તેની સાથ મને કાંઇ લાગે વલગે નહિ. મી૦ લવજી"—

"તાહારે શું મારા ફ્રેન્ડોને તમે ઓલખતા નથી?" લવજીએ ઠંડે કલેજે પુછયું. "તમે કેહો તો એમની સાથ તમારી ઓલખાણ"—

"બેઅદબી માફ છે મી૦ લવજી." પેસુ ખુરસી ઉપરથી ઉઠી જરા ગુસ્સામાં બોલ્યો. "તમે મારી મશકરી કરોછ."

"તમુને એમ ઉશ્કેરાઇ જવાનું કંઇ કારણ નથી."

લવજીએ જવાબ દીધો "જરા ઠંડા પડો મી૦ પોમેટમ. ડાકટર શામરાવ, ફુલીભઇ, ઇન્સપેકટર જહાંગીરશાહ, આએ મી૦ પેસતનજી પોમેટમ, મરનાર ખરશેદ ખરાસના "પરસનલ ફ્રેન્ડ!"

ઇન્સપેકટર જહાંગીરશાહનુ નામ સાંભલતાંજ પેસુ પોમેટમના ટાંકા અરધા ઢીલા થઇ ગયા. તેને કુદરતીજ વેહમ પડયો, કે આ સઘલી હાલી મવાલી હિયાં કેમ એકઠી મળી હશે?

હૈડે જેને મેલ, તેનું અંતકરણ કેમ સાફ રહે?

એકજ મિનીટમાં—એકજ પળમાં પેસુના ભેજાંમાં સઘલા આગલા પાછલા વિચારો આવવા જવા લાગ્યા. તેના હાથ પગ તેના કપડાંમાં ધ્રુજવા લાગ્યા, અને તે ગાફેલ બની જવાથી તેની સરવે શકિતઓ હીણુ થઇ ગઇ, એટલે તેને એક જબરો લપેરો ખાધો. તુરતજ તેણુ પાસે પડેલી એક ખુરસી પકડી લીધી, અને તેજ પળે તેની નજર સોફા ઉપર ખસરૂ ખરાસનો ઓવર–કોટ, જે ખાનસાહેબ જહાંગીરશાહે નાંખ્યો હતો, તે ઉપર પડી. તે કોટ ઉપર નજર પડતાં પેસુએ તુરતજ તે ઓલખ્યો, અને તેજ વખતે પાસે પડેલી એક ખુરસી ઉપર તે લપેરો ખાઇ પડયો.

"જુવોછ શું માસ્તર," જહાંગીરશાહ જે પેસુને અત્યાર સુધી બારીકીથી તપાસતો બેઠો હતો, તે બોલ્યો. "એ ખસરૂ ખરાસનોજ કોટ છે?"

"પન તમે કોન?" પેસુએ ગાફેલ બની વગર વિચારે તુંદઇથી સવાલ કીધો.

"હું તમારૂં મોત?" જહાંગીરશાહે તુરતજ જવાબ દીધો. "શું તમે એમ કેહવાની હિંમત કરોછ કે—"

પેસુ જેમ તેમ હિંમત કરી દમ કરતો હતો, તેવામાં જહાંગીરશાહે એકદમ તેના આંગ ઉપર ધસી જઇ, તેના બંને હાથ મજબુત પકડી લીધા.

"હેં!" પેસુએ ગભરાઇ બુમ પાડી. "તું શું મને મારેછ? શું મને એકલો સમજી મારેછ?"

"નહિ રે સાહેબ, તમુને કંઇ મરાએ!" જહાંગીરશાહે જવાબ દીધો. "તોબાહ! તોબાહ! કરો, 'ને ખુદા ખુદા બોલો સાહેબ! તમે નિરદોસોને જીવથી મારનારા; તમુને કોન મારે? હું તો તમુને ફકત આ વારંટની રૂએ કેદ કરૂછ."

"એટલે?" પોમેટમ પોતાની કમબખ્તી સમજી જઇ બોલ્યો.

"એટલે કે આ વારંટની રૂએ પેસતનજી પોમેટમને હું ખરશેદ ખરાસના ખુનના વાંક માટે કેદ કરૂછુ." જહાંગીરશાહે વારંટ અને બેડી પોતાના ખીસાંમાંથી કાહડી દેખાડયાં.

આ ન ધારેલી આફતભરી ખબર સાંભલી પેસુ હરનફાર થઇ ગયો. ખુન તો તેને કરેલુંજ હતું, એટલે તેના અંતકરણને હિંમત મલીજ નહિ. તે લાઇલાજ થઇ કાંઇબી બચાવ કીધા વગર, દાંત કડકડાવી બોલ્યો:—

"તમારી સાથ હું હુજજત કરવા રાજી નથી. પન યાદ રાખો, કે મારી ઉપર મુકેલું બોહતાંન તમે કદી પણ સાબેત કરી શકનાર નથી."

"તારી ભુલ છે પેસુ." લવજી બોલ્યા. "મરનાર ગાંધીભાઇએ મરવા આગમજ પોતે કનફેશાંન કીધુંછ."

"સરતાપા ગલત છે?" પેસુએ જવાબ દીધો."

"તે ગલત છે કે નહિ, તે ચુકવવાનું કામ જડજ 'ને જ્યુરીનું છે." ફ્લી બોલ્યો.

"બોલ, બોલ, એથીબી વધારે બોલ." પેસુ દબાતા અવાજે બોલ્યો. "બચ્ચા, તારો ઘાટ જે ઘડયો 'તો, તેમાંથી તુને પેલી પંમ્પાએ બચાવિયો નહિ હોતે, તો આએ મારી હાલત હું કાંહાં જોવા પામતે ?"

"આએ ખુનીને હિયાંથી દુર કરો ઇન્સપેકટર." લવજીએ ચિરડાઇને જહાંગીરશાહને હુકમ કીધો.

"સબર, મારે કંઇ કેહવું છ." પેસુ જીવ પર આવી બોલ્યો. "જાહારે બધી વાત માલમ પડીછ, તાહારે હું કબુલ કરૂંછ, કે મેં પ્પસરનું ખુન કીધુંછ. મેં મોટી હામ ભિડી 'તી. હું એક મોટી બાજી ખેલિયો 'તો, 'ને તેમાં જોખમબી તેટલોજ ઉતો. હું તે બાજી હારિયો તેનો મને જરાબી ગંમ નથી, સબબ હું જો તે બાજી જીતી જતે, તો મને ખુશાલીબી તેટલીજ હાસલ થતે. હું હિચકારો નથી, કે મરવાથી ડરૂં. મરવુ તો સરવેને એક વખત છેજ. આએ તન અંદર વસ્તા જીવનો જાહારે વેશ બદલી, બીજો વેશ લેવાનો વખત થાયછ, તાહારેજ આદમી મરણ પામેછ. મરણથી માનસની હાલતમા એક જાતનો ફેરફાર થાય છે. વાસ્તે એવા ફેરફાર માટે ડરવાનુ કાંઇ નથી. જો બીજેજ દાહારે સહવારના પેલો ચેક હું વટાવી લેતે, તો આજે હું તમારે હાથ નહિ આવતે."

"તાહારે તું તારો વાંક કબુલ કરેછ ?" ફ્લીએ પુછ્યું.

"મેં હમનાજ કેહ્યું, કે હું હિચકારો નથી, કે નાકબુલ જાઉ." પેસુએ જવાબ દીધો. "હા, મેં તેનું ખુન કીધું. પન

તેમાં વાંક ખશરૂનોજ હતો. ખશરૂએ ગાંધીભઇ વિશે મને સરવે વાત જણાવી અનારકલીવાલું લખત દેખાડી કેહ્યું, કે ગુલબાંનું સાથ તેના લગન કરવા ગાંધીભઇ ના પાડેછ, એટલે હવે અનારકલીવાલું લખત જાહેરમા મુકાવું જોઇએ. તેણે મને તે લખત દેખાડિયું. મે તે મારી નજરે નજર જોયું. તે લખત જોતાંજ મારી દિયાનત બગડી, 'ને હું તે લખત મેલવવાની તજવિજમાં પડીયો. ખશરૂ તે રાતે દારૂ પીતોજ ગીયો, 'ને હું મારી હુશીયારીમાંજ રેહ્યો. હોટેલમાં તે પોતાનો ઓવરકોટ ભુલી ચાલી ગીયો, 'ને હું તે કોટ લેઇ તેની પુઠે ગીયો. ફ્લીભઇને દુરથી તેટલાં મે ખશરૂ આગલ જોયો. તેને વિકટોરીયા બોલાવી, પન તુરતજ તે તેને પડતો નાખી ચાલી ગીયો. જેવો ફ્લીભઇ ખશરૂને મુકી ચાલી ગીયો, તેવોજ સાંમેના બાજુપરથી હું વિકટોરીયા આગલ જઇ લાગો. વિકટોરીયાવાલો મને ફ્લીભઇ સમજ્યો, 'ને હું ખસરૂને લેઇ વિકટોરીયામાં બેઠો. માનજો સાહેબો, હું સોગંદ ખાઇ કેહુંછ, કે ખશરૂને લેઇને હું જયારે વિકટોરીયામાં બેઠો, તાહારે મારો વિચાર તેનું ખુન કરવાનો બિલકુલ હતોજ નહી. તેની છાકટી હાલતમાં તેના ખિસાંમાંથી પેલો અનારકલીવાલો દસ્તાવેજ કાહડી લેવાની મેં ઘણીબી તજવિજ કીધી, પન તેમાં હું ફાવિયો નહિ. અને તેના ઓવર કોટના ગજવામાં મુકેલા કલોરોફ્રામની સીસીની મને યાદ આવી. મેં તે સીસી બાહાર કાહડી, 'ને તેજ ઓવર કોટના ગજવાંમાથી એક રૂમાલ કાહડી, તે ઉપર બધું "કલોરોફ્રામ" છાંટી, તે સીસીને પાછી તેનાજ ગજવામાં મુકી, તે રૂમાલ મેં તેને સુંઘાડવા માંડીયો, 'ને થોડી મિનીટમાં તે બેહોશ થઇ ગીયો. જાહારે હમારી વિકટોરીયા

સર જમશેદજીની હાસ્પીટાલ આગલથી પસાર થઇ, તાહારે તે બિલકુલ બેહોશ થયો'તો. તેજ વખતે મે તેના ડગલાના ગજવાંમાંથી પેલો દસ્તાવેજ કાહડી લીધો'તો. વિકટોરીયા ગારડન્સ આગલ જાહારે હું ઉતરી પડીયો, તાહારે મેં ધારીયું કે ખશરૂ કલોરોફાર્મની અસરથી બેહોશ થયોછ, તે દાડમ બાગ જતાં સુધીમાં હુશીઆર થઇ જશે. પણ બીજે દીવસે ન્યુસ-પેપરમાં વાંચિયાથી મેં જાણીયું, કે તે મરણ પામિયો'તો."

"હું વિકટોરીયા ગારડન્સ આગલ ઉતરી પડી, બીજી વિકટોરીયામાં બેઠો. તે વિકટોરીયા ગ્રાંટ રોડના પુલની નીચે લેઇ જઇ તાંહાં હું ઉતરી પડીયો. તાંહાથી નિકલી મોડી રાતે રાજાંબાઇ ટાવરવાલા બાગની પછવાડે, દરીયા કીનારા તરફની બાજુ હું ગીયો, 'ને તાંહાં એક મોટાં ઝાડ ઉપર મેં આએ ડગલો છુપાવવાની નેમથી ફેંકયો, કે જાંહાંથી જહાંગીરશાહને તે મલીયો છે."

"કરમ કરે તે કોઇ કરે નહી. આએ જીંદગી એક સેતરંજની બાજી સમાન છે. સઘલાં મોહોરાંને પોતાની જીંદગીના નિભાવ કાજ જુદી ચાલ ચાલવી પડેછે. તેમાં કોઇની હાર 'ને કોઇની જીત થાયછે. ચાલો, ઇન્સપેકટર જહાંગીરશાહ, હું તમારા સાથ આવવા તઇયાર છેઉ. મને તમારે ગમે તાંહાં લેઇ જાઓ. હું તમારો કેદી છેઉ."

જહાંગીરશાહ પેસુ પોમેટમને પોતાની સાથે લેઇ ગુલ-વીલામાંથી બાહાર નિકલ્યો, અને એક ભાડુતી ગાડીમા બેસી, તે મુંબઇ તરફ નિકલી ગયો.

સાંજ પડતાં તો પવન વેગે, કોટ, બાહાર કોટ, અને ધોબીતલાવ ઉપર બુમ પડી રેહી, કે જહાંગીરશાહ ઇન્સપેકટરે

દાદરવાલાં ખુનના ખરા ખુનીને સોધી કાહાડી પકડયો છે. કોટમાં જેવી આ ખબર ફેલાતી પેલા ધુંધી અધિપતિ ફરામજી પેંના કાન ઉપર પડી, તેવાજ તેવન ટ્રેનનાં માહિમ તરફ કંઇ તાજી તરફડતી ખબર, પોતાના પેપર માટે મેલવવા ઉપડી ગયા.

## પ્રકરણ ૩૮ મું.

### પાપ પતિયું.

પેસુ પોમેટમે પોતાનું પાપ પોતાને મોહડેજ કબુલ્યું. તેણે પુલીસ પાસ ખશરૂ ખરાસના ખુનનો એકરાર કીધો.

લવજી અને ફુલીભઇ, તેમજ ડાકટર શામરાવ ધારતા હતા, કે તે તુરંગમાં આપઘાત કરશે, પણ પેસુએ તેવું કાંઇબી કીધું નહી, એટલે તેઓ પોતાની ગણતરીમાં ભુલ્યા.

જે ખરેખરા પાપી હોય છે, તેઓને મરવા ગમતુંજ નથી. એવા બદમાસો જરાજરામાં જીવપર કરવાની, અને મરી જવાની ધમકી આપી ઢોંગ કરશે, પણ કદીબી જીવ પર કરવાની તજવિજ નહિ કરશે. જેઓ ખરેખર જીવ પર કરે છે, તેઓ કદીબી કોઇને તે વિશે જણાવતા નથી; અને જેઓ જીવ પર કરવા જણાવે છે, તેઓને કદીબી જીવ પર કરવા ગમતું નથી.

પેસુ પોમેટમને વડા માજીસ્ત્રેટે સેશનમાં નોંખ્યો, ખશરૂનુ ખુન કરવામાં પોતાની ખરેખરી ભુલ હતી, એવું હવે પેસુને માલમ પડયું, અને ગાંધીભઇના અનારકલીવાલાં દસ્તાવેજ માંહેલી વિગત જાહેર કરવાથી, તેણે કરેલા ખુનની

સજામાં કાંઇબી ઘટાડો થવાનો નથી, એમ હવે પેસુની ખાતરી થઇ.

પેસુએ પોતાના બચાવમાં સેશનમાં જણાવ્યું કે :— "મારો બચાવ કરી હું કોરટનો વખત રોકવા માંગતો નથી. હું મારી ઉપર મુકાયેલું બોહતાંન કબુલ કરૂંછ. જયુરીનું કાંમ મને ગુન્હેગાર ઠેડવવાનું છે, અને જડજ સાહેબનું કાંમ મને સજા કરવાનું છે. પન હું સરકારની પાસ દયા માગું છું."

પણ જડજ સાહેએ પેસુ પોમેટમ ઉપર દયા કરવા ના પાડી, અને તેણે જયુરી સાથ એક મત થઇ પેસુને ફાંસીની સજા કીધી.

જેઓ ભલા, ઇમાનદાર, અને નેક હતા, તેઓ પેસુ પોમેટમને થએલી સજા જાણી બોલ્યા, કે :—"પાપ પતિયું ;" પણ બીજા હાથ ઉપર કેટલાક વલી એવાબી હતા, કે જેઓ એ પાપને પતવા દેતા નહિ હતા.

તેવા તે વલી કોણ હતા?

તેવાબી ઘણા હતા. "કાંણી ધીને તેની મા વખાણે." તેમ પેસુ પોમેટમના હાલ ઉપર દયા કરનારા તેના જેવાજ પાપી શામજી—બામજી જેવા જુઠા ચોરો હતા.

એવા સામજી—બામજી, અને ખોરીયા ખાપરીયા જેવા અકકલના દુશમનોએ, સરકાર જોગી એક અરજી ઘડી કાહડી, પેસુ પોમેટમની સજામાં ઘટાડો કરવાની તેમાં ભલાંમણ કીધી. તે અરજી ઉપર ખુને પડેલા કેટલાક કેહવાતા શેઠીઆઓની પેહલાં સહી લેવાયા બાદ, કેહવાતા કેળવાયેલાઓની સહી લેવાઇ, અને ત્યાર પછી તે અરજી મોહલ્લે મોહલ્લે, ચકલે ચકલે અને

ગલી ગલીએ ફેરવી, તે ઉપર પારસીઓની સહી લેવા માંડી.

પણ એવી સહીના શું ટોટા હતા. એવી અરજી ઉપર સહી મેલવનારા ભાડુતી માનસો, એક રૂપીએ દોઢોડસો સહી મેળવી આપવા તૈયાર હતાં.

એવાં કામને અને એવી અરજીને કોણ ઉત્તેજન આપે? આબરૂદારો તો એ અરજીની વિરૂધ પેહલ્લેથીજ હતા, એટલે પછી કાનજી ભાનજી અને શામજી બામજી વગેરેની શરૂઆતમાં સહી લીધા બાદ, સેવટે ઉછન કેનવાસવાલા, અને સોએ દોરાવાલાઓને પકડવામાં આવ્યા, અને ત્યાર પછી ફ્રૂટવાલા, ઈંડાંવાલા, ભાજીવાલા, તારીવાલા, ભજ્યા ચટની અને સેવટે સેવ કુરમુરા અને ઘી તેલવાલાઓના નામોથી તે અરજી ભરીને ભભકાદાર બનાવી નાખી હતી.

પણ બ્રિટીશ સરકારના દયાળુ દીલગુરદા ઉપર, આ અરજીએ જોઇયે તેટલી અસર કીધી, અને એ અરજીથી એક જવાન પારસીની જવાંની તરફ દયા કરી, તેની ફાંસીની સજામાં ઘટાડો કરી, તેને જનમ દેશ નિકાલની સજા ફરમાવી.

પોતાની સજામાં થયલા આ મહાભારત, અને નહિ ધારેલા ફેરફારથી, પેસુને સંતોશ થયો નહિ. તે તો બિલ્કુલ છુટી જવાની આશા રાખતો હતો. પણ તેનું પાપ એવું તો જબુન હતું, કે તેના પાપની સજા ભોગવવા ખુદ કુદરત તેને જીવાડવા માંગતી હતી. જનમ દેશ નિકાલના કરતાં તો ફાસીની સજા તેને વધારે પસંદ પડી, સબબ તેમ થયાથી તેના દુઃખનું એકદમ સેવટ આવતે.

પોતાની જીંદગીને દુઃખ અને વિપતી દેખાડવી નહિ,

એવા ઠેડાવ ઉપર તે કમબખત પારસીને અંતે એક દિવસ આવવું પડયું; અને તેના પાપની સજા ભોગવવા તેને દેશની બાહાર—આન્ડમાંન—લઇ જાય, તે આગમજ પેસુ પોમેટમ આપઘાત કરી મુવો.

* * *

—:o:—

## પ્રકરણ ૭૯ મું.

—:o:—

### સેવટ.

ગાંધીની ગુલાંની તબિયત ડાક્ટર શામરાવની તજવિજ અને દવાથી સુધરી સાજી થઇ.

દાદરવાલા ખુનના અપરાધી પેસુ પોમેટમની તપાસ દરમ્યાંન ગાંધીભઇની જીંદગીને લગતો, કંઇક જાણવા જોગ ભેદ ભરમ બાહાર પડશે, એવી આસા મુંબઇમાં સરવે કોઇ રાખતાં હતાં, પણ તેવું કાંઇ બન્યું નહિ, અને ગાંધીભઇના અનારકલીવાલા લખતની વાત સદાબરી દબાઇજ ગઇ.

પેસુ પોમેટમે પોતાના બચાવમાં ગાંધીભઇ વિશે કંઈ પણ જણાવ્યું નહિ, અને તે આપઘાત કરી મુવો એવી ખબર ફુલીભઇ, લવજી, અને શામરાવે જયારે જાણી, ત્યારે તેઓને નિરાંત થઇ.

પેસુ પોમેટમ હવે મરી ગયો છે, અને તેના મરણ સાથ અનારકલીની વારતાનો પણ અંત આવેલો છે, એવું નકકી જાણી, ગાંધીભઇનુ કનફેશંન તેવનના એકઝીકયુટરોએ બાલી નાખી, સદાનુ નાબુદ કીધું.

કોઇ બુરે ચોઘડીએ પેલી પંજાબી નાએકણ અનારકલીની

અગનભરી પ્રીતમાં પ્રમીત થઇ ગાંધીભઇએ કરી આપેલો દસ્તાવેજ, બહુજ જોખમ ભરયો અને જીવલેણ માલમ પડયો. સબબ તેજ દસ્તાવેજ ખાતર ખસરૂ ખરાસનું ખુન થયું; તેજ દસ્તાવેજ ખાતર ગાંધીભઇનો જીવ ગયો; તેજ દસ્તાવેજ ખાતર પેસુએ પોતાનો જીવ ખોયો; અનારકલીની હાલત પણ તેવીજ થઇ; રમજાંન પણ બુરી હાલતે મુંઇ; અને ફકત ફલીભઇ કંઇ અચાનક સંજોગ વચ્ચે ફાંસી જતો પંમ્પાની ગવાહીથી બચી ગયો, અને નિરદોશ ગુલ ડાકટર શામરાવની હુંનરમંદીભરી તજવિજથી મરતી–મરતી, બે વખત બચવા પાંમી. હવે તે ગજબભરીયો દસ્તાવેજ હમેશનો ગુમ થયો છે.

ખાનસાહેબ જહાંગીરશાહની ઇન્સપેકટર વાસુદેવ ફડકે ઉપર ફતેહ થવાથી, તેમની આગલી કિરતીમાં મોટો વધારો થયો. ફલીભઇને તેવને વચન આપ્યું, કે અનારકલીની વાત તેવન પોતાના દીલમાંજ રાખશે, અને ગાંધીભઇના કનફેશંનની વિગત, તેવણ કદીબી કોઇને જણાવશે નહિ,

બૅરીસ્ટર લવજી અને ડાકટર શામરાવ રેલેએ પણ ફલીને તેવુંજ વચન આપ્યું, અને ફલીએ આ બંન્ને પોતાના ખેરખાહ દોસ્તોનો ઉપકાર માન્યો.

ગાંધીભઇનું વીલ વાંચ્યા પછી માલમ પડયું, કે તેવન પોતાની સઘલી દોલત પોતાની દીકરી ગુલબાંનુને આપી ગયા હતા. પંમ્પા વિશે તે વીલમાં કાંઇબી ઇશારો ગાંધીભઇએ કરેલો નહિ હતો, એટલે તે વાત પંમ્પાને જાહેર કરવાની ગાંધીભઇના એકઝીકયુટરોએ કાંઇબી જરૂર જોઇ નહિ. પણ પંમ્પાની હાલત સુધારવા, અને તે આબરૂ ઇજ્જતમા રહી, ભવીશમા પોતાની જીંદગી સુખમા ગુજારી શકે એવી નેમ

રાખી, ગુલાંએ પોતાના ખાવિંદ ફ્રુલીની રજાથી એક સારી જેવી રકમનું "ટ્રસ્ટ" પંપ્પાને માટે કીધું, અને પોતાના બાપની કસુરથી, એક ખુબસુરત ગુલાબ, જે ગંધકીમા પડી ગંધાતું હતું, તેને ગંધકીમાથી બાહર કાહડી, શીખવી, કેળવી, સમજદાર બનાવી, પમરાટથી ભરેલું પમરતું, અને સુગંધી બનાવવાનુ મોતેબર પુન્યવંત કાંમ કીધું.

પંપ્પા પોતાની સુધરેલી જીંદગીમાં વધારે રાજી ખુશીથી રહી, ગુલબાંનુ તથા ફ્રુલીભઇને લાખો આશીસ દેવા લાગી.

મી૦ ફ્રરામજી પેંએ જરબાઇ જુહાક સાથ પરણ્યા પછી, પોતાના "કાંન મરડી," અને "દાંતમા ખાસડું પકડી" સોગંદ લીધા, કે પૈસા લેઇ પરણવાની કદીબી હિમાએત કરવી નહિ. જરબઇ જુહાક અભણ હોવાથી કદીબી સુધરી નહિ, પણ તે વગર સુધરેલી અને અભણ હોવા છતાં, સુધરેલીઓની માફક બુટ ઇસ્ટાકીંગ અને ટુંકી બોએના બ્લાઉસ પેહડી, સુધરેલીમાં ખપવા જતી, અને તેમ કરી તે હંમેશાં "કચુંબર" કરી નાંખતી હતી. અધિપતિ ફ્રરાંમજી પેંએ "મિનીટ" મારી, કે મુંબઇ શેહરની ગટરો સુધરશે, પણ જરબઇ જુહાક અને તેના જેવી સંસારનું નખોદવાલનારીઓ કદી પણ સુધરનાર નથી.

થોડા દિવસ બાદ, ફ્રુલીભઇ ગુલાં સાથ લગ્નના પવિત્ર ગાંઠથી જોડાયો. ગુલાં પોતાનું ગુલવીલવાલું મકાંન પંપ્પાને સ્વાધીન કરી, પોતાના વાહલા ફ્રુલી સાથ તે દરીઆની એક લાંબી સફરે જવા નિકલી.

* * *

પી એન્ડ ઓ કમ્પનીની એક જાણીતી સ્ટીમરના તુતક ઉપર, એક રલીઆમણી સુંદર સાંજના ઉભાં રેહી, ફ્લી અને ગુલ પોતાના અતલગના મિત્રો લવજી, શામરાવ, અને જહાંગીરશાહને હસી હસી સલામ કરતાં હતાં. પંમ્પા પણ તેમને વળાવવા આવી હતી, અને ગાંધીની ગુલાંથી છુટી પડતાં, તેની છાતી ફાટફાટ થતી હતી.

લવજી, જેહાંગીરશાહ, અને શામરાવે પોતાના રૂમાલ હવામા હિલવી કહ્યું :—

"ગોદ સ્પીદ યુ ફ્લી."

"ગોદ સ્પીદ યુ ગુલ."

પંમ્પાની આંખમા પાણી હતાં. ધીમા અને મુલાએમ અવાજે, તે બોલીઃ—"વેહલાં આવજો ગુલબાનુ! ફ્લી શેઠ ગુલબાંનુને તપાસજો. પાછું ફરી જુવોની——ગુલ બાંનુ———પાછું ફરી———જુ———વો."

